


દેશી રાજકીય પરિષદ,

કચ્છ રાજકીય પરિષદ.

બેતાળીસમી મહાસભા.

તેમજ

ગુજરાત પ્રાંતીક વૈદ્ય

સંમેલન વીગેરે

# પરિષદોનો હેવાલ.

સંપાદક અને પ્રકાશક.

કેશવલાલ ગોકળદાસ શાહ.

ઠે. રૂપાસુરચંદની પોળ—અમદાવાદ.

આવૃત્તિ પહેલી—પ્રત બેહજાર. સં ૧૯૮૪—સન ૧૯૨૮

કીંમત સવા રૂપીઓ.

આ ચોપડી અમદાવાદ—ઘીકાંટા સીવીલ હોસ્પીટલ

સામે આવેલા "પટેલ" મુદ્રણાલય(પ્રેસ) મ

મા. રામલાલ ભાઈલાલે છાપ્યા.



વંદે માતરમ

દેશી રાજકીય પરિષદ
કચ્છરાજકીય પરિષદ
બેતાળીસમી મહાસભા
ગુજરાત પ્રાંતીક વૈદ્ય સંમેલન વીગેરે

# પરિષદોનો હેવાલ.

સંગ્રાહક અને પ્રકાશક
**શાહ કેશવલાલ ગોકળદાસ.**
ઠે. રૂપાસુરચંદની પોળ
અમદાવાદ.

---

આવૃત્તિ પહેલી પ્રત બે હજાર
સંવત ૧૯૮૪ સને ૧૯૨૮

ધી આનંદ પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ ચીમનલાલ જીવરામે છાપી
ઘીકાંટા સીવીલ હોસ્પીટલ પાસે—અમદાવાદ.

કીંમત સવા રૂપીઓ.

# આભાર પત્ર.

મને હરઘડી મદદ કરનારમારા આશ્રયદાતા શેઠ જેશીંગભાઈ અમૃતલાલ રહેવાશી કીકાભટની પોળ અમદાવાદના. તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે તે શેઠે મને જે જે મદદ કરી છે તેવી મદદ આજસુધીમાં કોઇએ મને કરી નથી, પરમાત્મા પાસે મારી પ્રાર્થના છે કે તેમને હંમેશાં સુખમાં રાખો

તેમજ

આ પુસ્તકમાં જે જે લખાણો લીધા છે તે લખાણો સાંજ વર્તમાન પેપરમાંથી લીધા છે, માટે તેમનો પણ આભાર માનવાની જરૂર છે. અને ભાઈ ગોવીંદ જક્ષીએ જાતમહેનતથી જે મદદ કરી છે તેને માટે તેમનો પણ આભાર માનવામાં આવે છે. પરમાત્મા સર્વનું ભલુ કરો.

સં. ૧૯૮૪ ના પોસ વદી ૭ ને શનીવાર, મકરસંક્રાંતી ૧૪ મી જાન્યુઆરી ૧૯૨૮

લી૰ તમારો સેવક,

# અર્પણ પત્રિકા.

સૌરાષ્ટના અધિપતી

શેઠ અમૃતલાલ દલપતરામ,

આપને આ પુસ્તક અર્પણ કરૂં છું તે આપ સ્વીકારશો. આપના ગુણોને લઇને આપને આ પુસ્તક અર્પણ કરૂં છું.

મને હજી અર્પણ પત્રિકા લખતાં આવડતીનથી, છતાં પણ તમને આ પુસ્તક અર્પણ કરૂં છું.

તો હે દયાના દેવ, કરૂણુના સિંધુ, ગરીબના બેલી રંકના તારણહાર આ પુસ્તક તમને અર્પણ હો.

સોરાષ્ટમાં ઘેર ઘેર તારા નામના ગીતો ગવાયા કરો, પરમાત્મા તમને સુખી રાખો.

તા. ૧૪-૧-૨૮

એવું હમેશાં ઇચ્છનાર

તમારો રંક સેવક

**શાહ કેશવલાલ ગોકળદાસ**

ના વંદેમાતરમ્

રૂપાસુરચંદની પોળ-અમદાવાદ.

# પ્રકાશકના બે બોલ.

પ્રીય મિત્રો.

આજે આપની આગળ આ પુસ્તક રજુ કરતા આનંદ થાય છે તેનું કારણ કે મારાથી આજે આટલી સાહીત્યની સેવા થઈ તેમજ આપની પણ સેવા થઈ એ આનંદ મારા મનમાં હંમેશાં રહ્યા કરશે.

સજ્જનો આજે આ પુસ્તક આપને મળે છે. તેમાં જો આપની મરજી હોય તો આપ ઘણો લાભ ઉઠાવી શકો છો. અને દેશને તેનો લાભ આપી શકો છો—દેશી રાજ્યોની રૈયતને શું દુઃખ છે તે આપ જાણતા હશો, નહીં તો શ્રીયુત મણીલાલ કોઠારી. શ્રીયુત પોપટલાલભાઇ ચુડગર શ્રીયુત અમૃતલાલ દલપતરામભાઈ અને વીર બહાદુર પથીકજીનું ભાષણ તમને બરાબર જણાવશે, આજના આ પુસ્તકમાં એક ભાષણ કર્ત્તા કહે છે કે ગમે એટલી અંધારી રાત હાય પણ સુરજ ઉગ્યા વિના રહેવાનો નથી. તેવીજ રીતે આપણને ગમે તેટલું દુઃખ પડે છતાં એક દિવસ જરૂર જરૂર સુખ મળશે. જે રાજાઓ આજે પ્રજાને પીડી રહ્યા છે સતાવી રહ્યા છે. તેમને આપણે કહીશું કે તમે તમારાથી થાય એટલો જુલમ કરો. પરમાત્મા અમારો છે. ભાઇઓ આપણે કોઇના દુશ્મન નથી કોઇ આપણું દુશ્મન નથી. જ્યાં ત્યાં હા—ના—ની મારામારી છે.

છેવટે આપને એક પ્રાર્થના કરીશ કે આપ આ પુસ્તક વાંચીને તેના વિષે જે યોગ્ય લાગે તેવો જવાબ લખશો. તેમજ આપને યોગ્ય લાગે તો આનો પ્રચાર કરશો. કોઇ પણ કામ પ્રચાર સીવાય ચાલતું નથી તો આપ આપનાથી બનતી મદદ કરશો મારા ધારવા પ્રમાણે જેને જે પુસ્તક અર્પણ થતું હશે. તેને તેની અગાઉથી ખબર પડતી હશે પણ જેને આ પુસ્તક અર્પણ

કરૂ છું તેને તો સ્વપ્ને પણ ખ્યાલ નહી હોય કે આ: પુસ્તક આજે તેને અર્પણ થાય છે. પણ છે તે દેશના હીરાને કે જેના નામના ગીતો સાગષ્ટના ગામડે ગામડે અને શહેરે શહેરોમાં ગવાઈ રહ્યાં છે જેને હજારો માણુસો દરરોજ આશીશ આપે છે. જેના એકલા સૌરાષ્ટમાં નહી પણ ગુજરાત કાઠીઆવાડ સોરઠ વીગેરે દેશોમાં જેના નામની જે બોલાય છે. એવા વીર નરને ચરણે મારૂં પુસ્તક ધરૂં તો એમાં ખોટું શું વાચક—તારે માનવું હોય તો માનજે ! હું તો આજે સોગન ઉપર જાહેર કરૂં છું કે જેને હું આ પુસ્તક અર્પણ કરૂં છું તેને ને મારે કશી પણ વાત કોઈ દીવસ થઈ નથી. હું તેમને ઓળખતો પણ નથી. નજરે—જાણી પણ શકતો નથી. કે તે આ છે. ખેર. તે વાત જવાદો. આજે આ જમાનામાં હું નવી દીશા ખોલું છું આપને જે યોગ્ય લાગે તે ખરૂં મારૂં મન અર્પણ પત્રિકા આપતા અચકાય છે, કારણ કે જેને અર્પણ પત્રિકા આપુ છું તે ક્યાં અને હું ક્યાં. ક્યા રાજા ભોજ—અને ક્યાં ગાંગો તેલી, ખરેખર, તે વાત ખરી છે, પણ લાચાર કે હું મારા મનના તરંગને રોકી શકતો નથી. આપ ગમે તેવો મને કહો તેની ફીકર નથી હું અતીશયોકતીનો દોષ વ્હોરી લઈને તમારી મશ્કરી ખમી લઈને તેમજ જેને આ પુસ્તક અપણ કર્યું છે તેનો ગુસ્સો ખમીને પણ આ અર્પણ પત્રિકા લખવા તૈયાર થયો છું શું તે માફ નહી કરે—મારૂં મન સાક્ષી પૂરે છે કે જરૂર માફ કરશે. તમે મને ગાંડો કહેશો કે જરૂર તમે કહેવાને લાયક છો હું સાંભળવા તૈયાર છું.


૧૪–૧–૨૮ લી. તમારો તાબેદાર સેવક.

૧૯૮૪ મકરસંક્રાંતી કેશવલાલ ગોકળદાસ

કૃપાસુરચંદની પોળ—અમદાવાદ.

## રાગ ખમાજ ઝુમખાળી

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે
પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે,
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે
વાચ કાછ મન નિશ્ચય રાખે, ધન ધન જનની તેની રે
સમદ્રષ્ટીને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે
જીભ્હા થકી અસત્ય ન બોલે, પરધન ન ઝાલે હાથ રે
મોહમાયા વ્યાપે નહી જેને, દ્રઢ વૈરાગ જેના મનમાં રે
રામ નામ શું તાળી લાગી, સકળ તીરથ જેના તનમાં રે
વણ લોભીને કપટ રહીત છે, કામક્રોધ નિવાર્યા રે
ભણે નરસૈંયો તેનું દર્શન કરતાં, કુળ એકોતેર તાર્યા રે

## રાગ છાયા ખમાજ તીન તાલ

હરિનો મારગ છે શુરાનો, નહી કાયરનું કામ જોને
પરથમ પહેલું મસ્તક મુકી, વળતી લેવું નામ જોને. ધ્રુવ
સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડ્યા મરજીવા જોને ૧
મરણ આગળે તે ભરે મુઠી, દિલની દુગ્ધા વામે જોને
તીરે ઉભા જુવે તમાસા, તે કોડી નવ પામે જોને ૨
પ્રેમ પંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને ૩
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સ્હેલ જોને
મહા પદ પામ્યા તે મરજીવા, મુકી મનનો મેલ જોને ૪
રામ અમલમાં રાતા માતા, પુરા પ્રેમી પરખે જોને
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દન નીરખે જોને ૫

# ધીરાભગતની કાફી.

તરણા ઓથે ડુંગરરે, ડુંગર કોઇ દેખે નહીં;
અજાજુથ માહેરે, સમરથ ગાજે સહી. ધ્રુવ૦
સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરી મૃગરાજન;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાશન;
દધિ ઓથે ઘ્રતજરે, વસ્તુ એમ છુપી રહી. ૧
કોણે કહુને કોણ સાંભરશે, અગમ ખેલ અપાર;
અગમ કેરા ગમ નહિરે. વાણી ન પહોચે વિસ્તાર;
એક દેશ એવોરે, બુદ્ધિ થાકી રહે તહીં. ૨
મન પવનની ગતિ ન પહોંચે, છે અવિનાશી અખંડ;
રહ્યો ગચરાચર ભર્યો બ્રહ્મપૂરણ તેણે રચ્યાં બ્રહ્માંડ.
ઠામ નહિ કોઠાલોરે, એક અણુ માત્ર કહી. ૩
સદ્ગુરૂજીએ કૃપા કરી ત્યારે, આપ થયારે પ્રકાશ;
શાં શાં દોડી સાધન સાધે પોતે પોતાની પાસ.
દાસ ધીરો કહેછેરે, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી. ૪

## રાગ કાફી તાલ દીપચંદ.

કોઈ સહાય નથી, વિના હરિ કોઇ સહાય નથી. ધ્રુવ૦
અધામો બળમા તું બાળક, મમતામાં મનથી;
સુતો કેમ ધરીને ધીરજ, ધામ ધરા ધનથી. ૧
ભજ ભુધરને ભાળ કરીને, શમદમ સાધનથી.
અવરતણી સેવા શામાટે, અરર ! કરે અમથી. ૨
કાલ કરાળ તણો ભય ભારે, જો મનમાંહિ મથી;
કરશે તે થઇ શકશે કેશવ, આ ઉત્તમ તનથી. ૩

# દેશી રાજ્યોના તંત્ર સામે પોકાર.



## ત્રીજી સતાની દરમયાન ગીરીનો સવાલ.

—(૦)—

## નીમુચાણાના હત્યાકાંડ વાષે મી૦ મણી-લાલ કોઠારીએ પાડેલું વધુ અજવાળું.

---

### વડગાદીપર શ્રી. પોપટલાલ ચુડગરનાં પ્રમુખપણાં હેઠળ મળેલી જાહેર સભા.

---

આજની સભાનું પ્રમુખપદ શ્રીયુત પોપટલાલ ચુડગરને આપવાની રા. શીવદાસ ચાંપસીએ દરખાસ્ત કરી હતી. જે પસાર થતાં શ્રી. ચુડગરે પ્રમુખપદ લીધું હતું અને તે બાદ પ્રમુએ શ્રીયુત મણીલાલ કોઠારીને પોતાનું ભાષણ શરૂ કરવાને જણાવ્યું હતું,.

---

### શ્રી. મણીલાલ કોઠારી.

---

શ્રીયુત મણીલાલ કોઠારીએ ભાષણ કરતાં જણાવ્યું કે આ જમાનામાં આખી દુનીયાના દેશો પ્રગતી કરી રહ્યા છે. જો પ્રગતિ થઈ નથી તેવો ભાગ કોઇ હોય તો તે હીંદના દેશી રાજ્યોની પ્રજાનો છે. સારા જગ-

તમાં પરીવર્તનો થઇ રહ્યાં છે, અને તેની થોડી ઘણી અસર હાલમાં હીંદના દેશી રાજ્યોના કેટલાક ભાગમાં થવા લાગી છે. અને ભાવી હિંદુસ્તાનમાં દેશી રાજ્યોની પ્રજાનું સ્થાન કયાં છે અને કેવું હોવું જોઇએ.

## રાજ્યોનો કરવાનાં આવતો અર્થ,

આજ સુધી જયાં જયાં રાજ્યોની વાત ચાલે છે ત્યાં ત્યાં રાજયોનો અર્થ કેવળ રાજાઓજ ગણાય છે અને રાજાઓ સાથે તે રાજયોની પ્રજાને મેળવવામાં આવતી નથી. બ્રીટીશ સરકાર પણ દેશી રાજ્યોની બાબતમાં એકલા રાજાઓ સાથેજ સઘળો સંબંધ રાખે છે. આમ હોવાથી આપણે જાહેર કરવા માગીએ છીએ કે રાજયો એટલે એકલા રાજાઓ નહીં પરંતુ રાજાઓ અને પ્રજાનું બનેલું તંત્ર તેજ રાજય ગણાય છે.

## દેશી રાજાઓની સમર્યાદીત સત્તાનું પરીણામ.

આ દેશના દેશી રાજાઓની સત્તા હાલમાં સમર્યાદીત છે, તે પોતાના રાજયના ગમે તે માણસને ગમે ત્યારે પકડી શકે છે. પોતાની પ્રજાની જમીન જાગીર વગર કારણે ગમે ત્યારે જપત કરી શકે છે અને પોતાને માટે રાજયની ત્રીજોરીમાંથી પોતાને ફાવે તેટલો ખર્ચ નીરંકુશ રીતે કરી શકે છે. આ રાજાઓ તો પોતાના રાજયને પોતાની અંગત મીલ્કત માની રહ્યા છે અને સ્વચ્છંદપણે વર્તન ચલાવી રહ્યા છે.

## ખેડુતોની મુશ્કેલ હાલત.

દેશી રાજયોમાં ખેડુતોની સ્થીતી ઘણીજ મુશ્કેલી ભરી છે. જમીન મહેસુલ રાજયને ભરે તે છતાં તે સ્વતંત્ર રીતે પોતાની જમીનની ખેતી કરી શકતો નથી, બ્રીટીશ હીંદમાં ખેડુતો માંટે રાહત ભર્યું છે કે તે જમીન મહેસુલ ભર્યા પછી સ્વતંત્રપણે ખેતી કરી શકે છે. દેશી રાજયોમાં ખેડુતોની સ્થીતી એવી છે કે તેની પોતાની જમીન ઘર કે ચીજો પર પણ તેનો હક

રહેતો નથી, રાજાને ફાવે તેમ તેની વ્યવસ્થા કરી શકે છે. ખેડુતોને કુદરતી હકો મળવા જોઇએ તે પણ દેશી રાજ્યોમાં નથી.

## ત્રણ–ચાર રાજ્યો બાદ કરતાં ખેડુતોની સ્થીતી સારી હોય તેવુ દેશી રાજ્યજ નથી,

માઇસાર, ત્રાવણકોર કે વડોદરા જેવા મોટા દેશી રાજ્યોને બાજુએ રાખશો તો જણાશે કે આખા હીન્દમાં એક પણ એવું દેશી રાજ્ય નથી કે જયાં ખેડુતોની સ્થીતી સારી હોય જે ખેડુત કકડતી ઠંડી કે ધોધમાર વરસાદમાં પણ પોતાના જાનના જાખમે પોતાનું ખેતીનું કામ કર્યા કરે છે. અને જેને બીજા પ્રભુ પણ કહી શકાય, કારણ કે તેના પરજ આખી પ્રજાનો આધાર છે તેવા ખેડુતોને રાજ્ય તરફથી કોઇ પણ જાતની સરળતાજ મળતી નથી. હું હમણાં તાવથી પીડાતાં ગામોની મુલાકાત લઇને આવ્યો છું. તથા મેં જોયું છે કે આ દેશી રાજ્યોમાં પ્રજાનો ઉપયોગ માટે રાજ્ય તરફથી એક પણ દવાખાનું નથી.

## વેઠનો અસહ્ય ત્રાસ.

દેશી રાજ્યમાંના ખેડુતો પર જો વધુમાં વધુ ત્રાસ હોય તો તે વેઠનો ત્રાસ છે અનો તેનો સીતમ અસહ્ય છે, આજે દેશી રાજ્યોમાં ખેડુતો ગુલામો છે. ખેડુતોની સ્થીતી ગમે તેવી હોય તો પણ રાજ્યની વેઠ કરવાની ફરજ પાડવામાં આવે છે એટલુંજ નહી પણ સરકારી અમલદારોની વેઠ પણ ખેડુતોને ફરજયાત કરવી પડે છે. રાજાઓ તેવો કરાર હોવાનું કહે છે, હુ કહું છું કે આ રીતનો ત્રાસ શાસ્ત્ર વીરૂધ છે અને તે અસહ્યજ છે. સરકારી અમલદારો જુલમો કરીને પણ ખેડુતોની પાસે વેઠ કરાવે છે,

## ખેડુતો પર કરનો ભારે બોજો.

આ ઉપરાંત ખેડુતોને રાજ્ય તરફના ઘણી જાતના કર આપવા પડે છે. એટલુંજ નહીં પરંતુ રાજકુમારો અને રાજકુમારીઓના લગ્નો પ્રસંગે

પણ ખેડુતોને ચોકકસ લાગા આપવાજ પડે છે. વળી વીઘોડીની ભાગવટી કરવાનો હક પણ એકલા રાજાઓ હોય છે અને રાજા પોતાની મોજમાં આવે તેમ વર્તે છે. આ ત્રાસમાંથી પણ આપણે આ ગરીબ પ્રજાને બચાવવી જોઇએ અને તેમનું રક્ષણ કરવું જાઇએ અને તે માટેઆપણે માગણી પરીષદ દવારા પણ

## વેપારી વર્ગની કફોડી હાલત

બીજો વેપારી વર્ગ છે તેને પણ દેશી રાજયોમાં અનેક જોતના કર ભરવા પડે છે અને રાજાઓને નાણાંની મુઝવણ પડે કે તરતજ વેપારીઓને રાજા બોલાવી મંગાવીને પોતાને જોઇતાં નાણાં માગી શકે છે. આવા ઘણા એ દાખલા બન્યા છે. દેશી રાજયોમાં કોઈ પણ વેપારી પોતાને સુરક્ષિત માની શકતો નથી. કારણ કે આ રાજાઓ કયારે કેવું સ્વરૂપ લે તે ચોકકસ હોતું નથી. વેપારીઓની આવી સ્થીતી ઉપરાંત વધુમાં આ રાજાએપણ સીધી કે આડકતરી રીતે વેપાર કરી રહ્યા છે. તેઓ પોતાનાં જીનપ્રેસો ચલાવે છે અને તેજ સરકારી કે દરબારી જીનપ્રેસમાંજ પોતાની પ્રજાને કપાસ આપવાની ફરજ પાડવામાં આવે અને પ્રજા પોતાનો કપાસ નજદીકમાંના બીજા જીનમાં સારો ભાવ મળવા છતાં આપી શકતો નથી. પરંતુ લાંબે દુર આવેલા દરબારી જીનમાં જઇને ત્યાંના ઠરાવેલા દરેજ કપાસ આપી દેવો પડે છે, આમ દેસી રાજયોમાં વેપારની ખીલવની પણ અટકી પડી છે.

## મોટરમાં પણ ન બેસાય !

વળી કચ્છ રાજયમાં તો એવું છે કે કોણ મોટરમાં બેસી શકે અને કોણ ન બેસી શકે તેનો નીર્ણય પણ રાજા કરે એવો કાયદો છે. મહાતમાજી કચ્છમાં ગયેલા તે વખતે આ વાત મેં જાણી હતી અને સદભાગ્યે અને મહાતમાજી સાથે મોટરમાં બેસવાની છુંટ મળી હતી. કચ્છમાં વળી કુંડયામણના દર પણ ભારે છે અને તે વીષે ના૦ વાઇસરોય લોર્ડ અરવીને પણ કચ્છન રાવને સલાહ આપી છે. હું ઇચ્છું છું કે કચ્છના ના૦

રાવ ના૦ વાઇસરોયની સલાહ હુડયામણના દરેક ઘટાડશે. હું કર્માં કહીએ તો ઉદેપુર, જેપુર વગેરે ઘણાએ રાજયોમાં તો વેપાર જ નથી, અને પ્રજાની હાલત કફોડી છે.

## આવી પરીષદની અસર કયારે થાય

હું કહેવા માગું છું કે દેશી રાજયોની પ્રજાની પરીષદ દેશી રાજય માંજ ભરાય તોજ તેની અસર છે. હું જાણું છું કે આ મારૂ કહેવું ઘણુ ભારે છે, છતાં દેશી રાજયમાંજ પરીસદ ભરાય તોજ તેની અસરવધુ થવા પામશે.

હું કચછી ભાઇઓને મુબારકબાદી આપી શકું કચ્છી પ્રજાકીયપરીષદની બેઠક કચછમાં મળનાર છે.

## મુંબઇમાં પરિષદ કેમ?

આ અખી ભારત દેશ સંસ્થાનોની પરિષદ દેશી રાજયમાં ભરાવી મુસ્કેલ હોવાથી જ આ વખતે આ પરિષદ મુંબઇમાં મળનાર છે અનેઆશા રાખું છું કે આવતી છું કે આવતી પરીષદ માઇસોર વડોદરા કે પોરબંદરમાં ભરાય.

## બ્રીટીશનિ દરમયાન ગીરી ન જોઇએ

આપણે જાહેર કરવું જોઇએ કે અમે બ્રીટીશ દરમયાનગીરી માગતા નથી કે માનતા નથી. તેના સાથે આપણને કંઇ લેવા દેવા નથી. સીદ્ધાંત વીરૂધ તેમજ અનુભવે જણાવ્યું છે કે દેશી રાજાઓની સામેની હીલચાલમાં બ્રીટીશ સરકાર મદદ કરતીજ નથી. આમ હોવાથી બ્રીટીશની મદદ ન માગીએ તેજ બહેતર છે. આપણે જે કંઇ મેળવવું હોય તે આપણા પુરૂષાર્થના પરિણામે મેળવવું જોઇએ. જે વળાએ બ્રીટીશ હીંદમાં આપણેઆપણું સ્વરાજય મેળવવા માગીએ છીએ તે વેળાએ દેશીરાજયોની પ્રજાએ પણ પોતાના છુટાપણાની લડત માટે તઇયાર રહેવું જોઇએ પાંચપચાસ

પાપટલાલ ચુડગર કે મણીલાલ કોઠારી, વેલજીભાઇ કે સીવદાસભાઇ એકલાથી કંઇ આ કારય થનાર નથી,

## પ્રજાએ રાજા આગળ રડતાં પણ શીખવું જોઇએ,

આપણે આપણા હક માટે પારલામેંટમાં જવાનું નથી, આપણે આપણી ફરીયાદો રાજાઓ સામે મુકવી જોઇએ અને રાજાને કહેવું જોઇએ કે હે રાજા તું પ્રજાનો સેવક છે અને તારે પ્રજાની સેવા કરવી જોઇએ અને એ મારી ફરીયાદો દુર કરવી જોઇએ. હું કહીશ તે આપણે રડીને કાકલુડી કરીને પણ રાજા પાસે માગણીઓ કરવી જોઇએ એટલે કે આપણે રાજા પાસેરડતા શીખવું જોઇયે. રડવાનું એટલે કંઇ પોક મુંકવાનું હું તો કહેતો નથી પરંતુ આપણું તપ અને ભકતીની અસર રાજાના હદમાં અવશય થશે. રાજાઓ પણ ક્ષત્રીય છે અને તેમના હદયમાં આ અસર જરૂર થશે. અને જયારે રડવાથી આપણી માગણીઓ મુજબ ન મળે તો લડવા માટે તઈયાર થઇને પણ મેળવવું જોઇયે. આ લડવામાં હું માનું છું પરંતુ આ લડવામાં કલેશ હોવો ન જોઇયે. રાજા પણ એક આર્યબંધુ છે તે આપણો દુશમન નથી તેના પ્રતયે ધીકકાર કે તીરસ્કાર ન હોવો જોઇયે. રાજાઓને ગાળો દેવાથી આપણે ફરજમાં કશોયે ફાયદો કરી શકવાના નથી,આપણે સાફ સાફ જાહેર કરવું જોઇયે જે રાજા અમારી મરજી વિરૂધ ચાલે તેને પદભરપટ કરવાનો અધિકાર અમારો છે, બીજા રાજાને ચુંટી કાઢીને બેસાડવાનો અધીકાર પણ અમારો છે. રાજા એ પ્રજાનો સેવક છે. તે જો સેવા બરાબર ન કરે અને તેમાં કંઇ દોષ હોય તો તેને સમજાવવો અને ન સમજે તો તેને પદરભરપટ કરવાનો અધીકાર આપણો છે અત્યારે તે સ્થીતી આપણે ભોગવતા નથીઅને રાજાઓના રાજભીષેક વખતે બીટીશ સરકારનો ખરીતો આવે છે અને વંચાય છે અને રાજા ગાદીએ બેસે છે.

દેશી રાજાઓની હવે કેવી સ્થીતી છે તેનો ખયાલ પણ હું આપીશ હાલમાં ભરતપુરના મહારાજા સામે એવા આક્ષેપ છે કે તે રાજાએ પોતાની દોલતનો ધેર ઉપયોગ કર્યો છે આ સંબંધમાં બીટીશ સરકારે એકતપાસ કમીશન નેમયાનું સાંભળ્યું છે.

## ભરતપુરના તપાસ પંચના મેંબર કોણ ?–અલવારના મહારાજા !

આજે વર્તમાનપત્રોમાં વાંચયું છે કે ભરતપુરના મહારાજાના સંબંધમાં તપાસ કરવા માટે બ્રીટીશ સરકાર તરફથી પંચ તરીકે અલવરના મહારાજા પણ છે.

## પદભ્રષ્ટ કરવાને યોગય કયો રાજા છે

આ વાત જો સાચી હોય તો તે ગજબજ કહેવાય ? આજે હીદુસ્તાનમાં કોઇપણ રાજા પ્રજા સામેના દોષોના કારણે પદભ્રષ્ટ થવા લાયક જો કોઇ હોય તો તે અલવારના મહારાજા છે એમ હુ માનું છું. આમહારાજા કેવળ જાતવીલાસ માટે લાખો રુપીઆના ખોટા ખર્ચ કરે છે.

## નીમુચાણાનો હત્યાકાંડ.

આગળ ચાલતાં શ્રી કોઠારીએ જણાવયું કે નીમુચાણામાં શું થયું તે આપ સઉ જાણો છો, વર્તમાનપત્રોમાં છપાયેલી હકીકત પુરી નથી. તપાસ કરવા માટે એક કમીટી અમારા તરફથી નીમાયેલી હતી, તેમાં હું પ્રમુખ છું આ બાબતમાં તપાસ કરવાની પુષકળ મુશકેલ હોવા છતાં રાજસ્થાન સેવાસંઘના અને બીજા કેટલાક સાહસીક સેવકોએ અલવાર રાજયમાં જઇને કંઇક હકીકત મેળવી છે. તે અમારી પાસે છે,

## હત્યાકાંડમા ખુવારી કેટલી થઇ ?

પણ તે ઉપરાંત મારી પાસે એક બહુજ જવાબદાર મીત્ર કે જે અમુક ઉચી પદવી ધરાવે છે તેમના તરફથી ખબર મલી છે કે નીમુંચાણામાં લગભગ ૯૫ થી ૧૦૦ માણુસો ઠાર થયેલાં ગણાય છે. અને લગભગ ૨૦૦ થી ૨૫૦ માણુસો ઘાયલ થયેલાં ગણાય છે. આ હતયાકાંડમાં મશીનગન

પણ વાપરી સંભળાય છે. મને મળેલી આ હકીકત સંબંધમાં તે બરાબર છે તે કેમ તે વિષે અમે પુરી તપાસ નથી કરી શકયા તેથીજ કમનસીબે આ રીપોર્ટ બરોબર જાહેર પાડી શકાયો નથી; પણ આજે આ પ્રસંગે હું આ હકીકત જાહેર કરૂં છું.

## 'મહાપ્રભુજી' હોવાનો દાવો કરતા મહારાજા

આવા મહારાજાએ આવા દોષોનું હજું પ્રાયશ્ચીત કરવાનું છે અને અત્યારે તે મહારાજા પોતાની જાતને 'મહાપ્રભુજી' કહેવરાવે છે તેનો કાંઇ અરથ નથી; એક બાજુ જે રાજાએ પોતાની પ્રજાપર સીતમ ગુજાર્યો છે; જુલમ ગુજાર્યો છે અને જેને આ કાર્ય બદલ પ્રભુના દરબારમાં જવાબ આપવાનો છે તે પોતેજ પોતાની જાતને મહાપ્રભુજી કહેવડાવી રહયો છે તેમણે કરેલા નીમુચાણાના પાપમાં બાળકો અને બાળકીઓ પણ આવી ગઇ હતી. ઘરોને સલગાવી મેલવામાં આવ્યાં હતાં. ૪૨ મીનીટ સુધી 'લુંટ-મન' ચલાવવામાં આવી હતી. ટુંકમાં કહીયે તો આ તપાસ કમીશનમાં બેસવા માટે અલવારનો મહારાજા બીલ કુલ નાલાયક છે,

## હજારો રૂપિઆનો ધુમાડો કરતા મહારાજા.

આ 'મહાપ્રભુજી'તરીકે પોતાને ઓળખાવતા મહારાજા એકગામમાથી બીજે ગામ જવા માટે હજારો રૂપીયાનો ખરચ કરે છે અને તે પોતે "સ્પેશયલમેન' માંજ મુસાફરી કરે છે. તેનો અંગત વાર્ષીક ખર્ચ લગભગ ૨૦ થી ૨૫ લાખ રૂપીયાનો છે. બ્રીટીશ સરકાર તરફથી આવા રાજાઓને ઉતેજન મલે છે. આપણે પ્રભુને નામે કહીયે છીયે કે હે રાજાઓ તમારો આ માર્ગ પાપમય છે અને તેનો જવાબ તમારે પ્રભુને આપવો પડશે. અમે પ્રભુને પ્રાર્થના કરીએ છીએ કે અમારા દેશના રાજા અને પ્રજા બંને પ્રેમથી હલીમલીને પાછા રહીયે અને અમે અમારો રાજ-વહીવટ અસલની માફક ચલાવીયે અને એક કુટુંબ તરીકે રહીયે એવું સદ્-ભાગ્ય પાછું પ્રાપ્ત થાય હું ખચીત જ માનું છું કે હીંદની પ્રજામાં ઓ રજકણો છે. કે જે માણસોએ પ્રજાની સેવા કરી છે તેમને પ્રજાએ

પોતાના સ્વામી બનાવ્યા છે અને ક્ષત્રીયો પણ તેવા સેવાભાવ વાળા પાછા થઇ જાય તો પ્રજા તેમને પોતાના શીરતાજ બનાવે તેમ છે.

---

## રાજકારભાર.

---

આદ રા. શીવદાસ ચાંપસીએ જણાવયું કે કચ્છની સ્થીતી એવી છે કે કંઇ કહેવાની વાત નહીં. ત્યાંનો રાજકારભાર તો માત્ર દેખાવનોજ છે, વયવસ્થા જેવું કંઇ નથી. કચ્છમાં નયાય જેવું કંઇ નથી. વરીષટ કોર્ટની હાલત પણ ખરાબ છે, હજુર સમક્ષ પડેલા મુકદમાઓમાં તો કેટલાક એવા છે કે જેને ૫૦–૫૦ વર્ષ થયાં નીકાલ હજી થયો નથી.

નીચલી અદાલતોની સ્થીતી જોશો તો જણાશે કે નયાયાધીશોના પગારની અરધી રકમ દરબારમાં તે અમલદારોના દેવા પેટે જમે થાય છે. જ્યારે ખર્ચ આવક કરતાં ઘણોજ વધારે હોય છે, એટલે લાંચ લેવાનું તેમને માટે કંઇ મુસ્કેલ નથી.

અમલદારોના પગાર કરતાં ખર્ચ દશ ગણા છે. એટલુંજ નહીં પરંતુ તે અમલદારો પાસે લાખોની પોતીકી મીલ્કતો છે. આવક થોડી અને ખર્ચ અતીશય ભારે હોવા છતાં જ્યારે લાખોની મીલ્કત પાસે થાય ત્યારે તે અમલદાર કેવો હશે તેનો સ્હેજે ખ્યાલ આવે તેમ છે. આ સ્થીતી પોલીસ ખાતાની છે. મહેસુલી ખાતાની પણ તેવીજ સ્થીતી છે.

---

## કચ્છમાં કેળવણીની ઉણપ.

---

કેળવણીના સંબંધમાં હું કહીશ કે કચ્છની ચાર લાખની વસ્તીમાંની ઉપજ લગભગ ૩૦ લાખ રુપીઆની છે. છતાં ફકત ૩૦ હજાર રૂપીઆજ કેળવણી પાછળ ખર્ચાય છે. વળી રાજ્યમાં એક પણ હાઇસ્કુલ નથી. એકંદરે કેળવણીની ઘણીજ ખામી છે અને કેવળણી પણ નામની છે. ફરટમસની હાલત પણ તેવીજ છે.

---

## ‘ મુંડીમુરછી ’ નોકર.

વળી કચ્છી પ્રજાને માથે એક અજાયબીભર્યો કર પડેલો છે, તે ‘ મુંડી મુરછી’ના નામે ઓળખાય છે,

પ્રમુખ— છીનાલાલા વેરા જકહોને !

મી૦ચાંપસી—મહાતમા ગાંધીજીએ પણ એક વખત કહ્યું હતું કે આવો કરતો મેં કયાંય સાંભળયો નથી.

જગાતના સંબંધમાં પણ હું કહીશ કે તે લેવામાં રૂપીઆની કોરીઓના ભાવ જુદા જુદા ગણાય છે.

## નષ્ટ થયેલી કચ્છની જાહોજલાલી,

કચ્છની જાહોજલાલી નષ્ટ થઇ છે, મેં ઘણા દેશી રાજયો જોયાછે. અમને કચ્છમાં ચારે દીશાના વા વાયા છે. આવા ત્યાંના હાલ છે. હુનરો લોપ થઇ ગયા છે, રાજાસાહેબ આ બધા જુલમો જોઇ રહે છે. તેમણે ચીતાઓ પાળ્યા છે. આ ચીતાઓ ગામમાંથી બાળકોને ઉડાવી લઈ જાય છે તેમજ હજારો ઢોરોનો આ ચીતાઓએ નાશ કર્યો છે, છતાં પણ ચીતાઓના સંબંધમાં કંઇ બને તો તે મબંધમાં સત્તાવાળાઓ પ્રજાની સખત ખબર લે છે. ટુંકમાં કહીએ તો કચ્છનો રાજકારોબાર ફારસ પુરતો છે અને અ-મારી કચ્છી પ્રજાની સ્થીતી મા વગરના છોકરા જેવી છે.

## રાજાઓ પાસે રડવાનો વખત હવે રહ્યો નથી.

મારે કહેવું જોઇએ કે રાજાઓ પાસે આપણી ફરીયાદો રડવાનો વખત હવે રહયો નથી. આપણામાં રાજાઓ માટે જે ઉંચા ખ્યાલો છે તે કહાડી નાખવા જોઇએ. આંપણી પ્રજા એકસંપીલી ન હોવાથી આપણને આપણી લડત ચલાવવામાં હરકત નડે છે.

## ત્રીજી સત્તા સીવાય છુટકોજ નથી.

આપણે આપણી લડત આગળ ચલાવવી હોય તેમ કરતાં મરવાનું પસંદ કરવું હોય તો મરી જાણવું જોઇએ. પણ મુતમદીપણું હોય તો તે સત્ય અને ન્યાયપર હોવું જોઇએ. તમે સરકાર પાસે જો સ્વરાજ્ય માગો છો તો તે ત્રીજી સતાને આપણી લડતમાં વચ્ચે નાંખ્યા સીવાય છુટકો નથી. અસલથી ત્રીજી સતાનો લાભ લેવાયો છે. માધવે પણ ત્રીજી સતાનો જ આશરો શોધયો હતો. આગલા જમાનામાં રાજાઓની સામેની લડતમાં ત્રણ માર્ગ લેવાયા હતા, તે એ હતા કે પ્રજા સંઘઠન કરી હડતાળ પાડતા. રાજ્ય છોડી પ્રજા ચાલી જતી અથવા તો પ્રજા ત્રીજી સતાને વચ્ચે લાવતી.

પ્રમુખ ( શ્રી કોઠારીના ભાષણપર ટકોર કરતાં )—મને લાગે છે કે શીવદાસભાઇનાં ભાષણની વચ્ચે વચ્ચે હાજર રહેલાઓ જીએરા ' જીએરા ' બોલશે તો ઠીક લગાશે.

છેવટે રા૦ ચાંપસીએ પરીષદના કારયમાં મદદ કરવાની હીમાયત કરીને બેઠક લીધી હતી,

---

## પ્રમુખનું ભાષણ.

પ્રમુખ શ્રીયુત પોપટલાલ ચુડગરે ઉપસંહાર કરતાં જણાવ્યું કે આપણે આજે મહણના જેવી દશાવાળી દેશી રાજ્યની પ્રજાનો ઇતીહાસ સાંભળ્યો છે. આપણી સ્થીતી વીકટર છે એ વાત ખરી છે, બ્રીટીશ સરકારના સંબંધથી રાજા ન ફુલ્યા છે. તેઓ નીરંકુશ સતાના મદમાં અંધ બન્યા છે. ક્યાં રાજા રામ અને ક્યાં અલવરના મહા પ્રભુજી અને જીએરા. અગાઉના જમાનામાં રાજા પ્રજાનો સંબંધ પ્રેમભર્યો હતો. બ્રીટીશ સરકાર આ દેશમાં આવતાં પહેલાં શ્રી રાજયોમાં મહાજનો ? અને પ્રજાનું સંઘબળ મજબુત હતું. હાલના જેવી વ્યવસ્થા તે વખતે નહતી તો પણ સંઘબળ મજબુત થતું. મહાજનના શેઠ કે, જે નગરશેઠ કહેવાતો તે પોતાનું સર્વસ્વ પ્રજાને ખાતર ત્યાગવા માટે તતપર થઇ રહેતા હતા. રાજા પણ ક્ષણે ક્ષણે પ્રજાની ઇચ્છાને માન આપીને ચાલતા હતા અને પ્રજા પણ પોતાના રાજાને દેવ સમાન ગણતી હતી. આવા રાજાઓ ૧૦૦ વરસ પુરવે હતાં.

બ્રીટીશ સરકારના સંબંધ પછી આ મામલો બદલાયો છે કે હાલના રાજાઓ પોતાને પ્રજા જેવું કંઇક છે તે પણ માનતા નથી. તેઓ તો પોતાની પ્રજાને ગુલામજ માને છે, અને તે ભાવના અતયોગ્ના લગભગ સઘળા રાજાઓ ની છે હાલની આ સ્થીતીના ઉપાય વીશે હું કહીશ.

કેટલાકોનું એમ મંતવય છે કે પરવલંબન સર્વથી દુઃખદાયક છે. સીધાંત તરીકે તે બરાબર છે. બીજાઓપર આશા રાખવી ફોકટ છે તે ખરૂં છે આપણે સર્વે મળીને એકલા ઠરાવો કરશું તો તેથી કંઇ વલશે નહી.

રા. શીવદાસ ભાઇ કહે છે કે ત્રીજુ સતા વગર આપણને ચાલસે નહીં તેના સંબંધમાં હું કહીશકે તમે તમારા બળનો ઉપયોગ કરો અને પછી બીજાની મદદ માંગો, ઈશ્વર પણ ના લાયક માણસને મદદ કરતો નથી. જયારે આપણું બળ લગભગ નાશ પામ્યું છે ત્યારે પણ આપણે સ્વાવલંબન માટે કઇજ કાર્ય કરી શકતા નથી એટલે કે આપણી સ્થીતી ક્ષયરોગના રોગી જેવી છે અને તેની સ્થીતીમાં પરાવલંબન સીવાય બીજો માર્ગ નથી. એકંદર કહીયે તો આપણો પ્રશ્ન ઘણો વીકટ છે. દુષ્ટને ઠેકાણે લાવવાના ચાર ઉપાય છે. શામ, દામ, ભય અને દંડ. પહેલો ઉપાય તોએ કે તેમને સમજાવવું. હું કહીશ કે હાલમાં રાજાઓનાં હરૃદય સખત થઇ ગયાં છે અને તેઓ તમારી કાકલુદી સાંભળશે પણ નહી. એટલે કે મણીલાલ ભાઇ કહે છે તેમ સજા સમક્ષ ફરીયાદ રડવાથી કાંઇ વળશે નહી. આ બધી રાજાઓની નીંરકુશતાનું જ પરીણામ છે. દરેક રાજાઓ પર અંકુશની જરૂર છે, હવે આ પ્રશ્નનું શું કરવું એ સવાલ છે, મણીલાલ ભાઇ કહી ગયા કે બ્રીટીશ સરકાર પાસે માગવું નહીં.

શ્રી, કોઠારી—હું ખુલ્લું જ કહું છું કે બ્રીટીશ સરકારપર આપણો વીશ્વાસ નથી તે જણાવી દેવું જોઇયે કચ્છમાં મને ભર માંદગીમાં પોલીસના સીપાઇઓ કેવી રીતે રાતો રાત ઉંચકી ગયા હતા તે ત્યાંના નજરે જોનારા સારી પેઠે જાણે છે. હું પણ મરદ છું અને મરદ તરીકે જ જીવવા માગું છું, મરી જઇશ પણ બ્રીટીશ સરકાર પાસે કદી જઇશ નહીં તમારે પાસે જવું હોય તો દર અઠવાડીયે સ્ટીમર જાય છે તેમાં ભલે તમે ડેપ્યુટેશન મોકલો, હું હારતોરા પહેરાવવા બંદર પર આવીને ફતેહ ઇચ્છીશ. પરંતુ હું તો તેમાં માનતો નથી. પ્રમુખશ્રીએ 'જીએરા' 'જીએરા' આખો વખત સંભળાવી ઠેકડી કરવાની જરૂર નથી આપણી પાસે પ્રજા તો કંઇક સંદેશો માગે છે માટે મગજનું સમતોલપણું રાખવાની પ્રમુખશ્રીએ જરૂર છે.

# ત્રીજી સત્તાનો આશરો શોધતા શીવદાસભાઇ.

પ્રમુખે આગળ ચાલતાં જણાવ્યું કે રા, શીવદાસભાઇ ત્રીજી સત્તાનો આશ્રરોજ શોધવાની વાતો કરી ગયા છે,તે ભાઇ માધવનો દાખલો આપે છે તે ભાગ્યેજ જાણતા હશે કે તે માધવના નામપર તો દરેક દેશપ્રેમી થુંકે છે અને તીરસ્કારની નજર જુએ છે કારણ કે તે દેશદ્રોહી હતો. મારે કહેવું જોઇએ કે હુ કંઇ બ્રીટીશ સરકારનો ખેરખાહ નથી, હું કંઇ તેની ટીકા કરતાં અચકાતો નથી તે શ્રી. મણીલાલભાઇ સારી રીતે જાણે છે પરંતુ બ્રીટીશ સરકાર તો આપણાપરજ બેઠેલી છે. આપણે આપણી શક્તિનું માપ કહાડવું જોઇએ અને જેટલી શક્તિ હોય તે પ્રમાણમાં લડતને આગળ ધપાવી જોઇએ. બાહેરનીવાતો કરવી નકામી છે, હું કંઇ સીદ્ધાંતવાદી નથી. હુ તો જે રીતે કાર્ય થાય અને સામા પક્ષને હાર ખવડાય તેવી અખત્યાર કરવાંનો હીમાયતી છું.



# આવતી દેશી રાજ્ય પ્રજા પરીષદ.

## જરૂર પડે સત્યાગ્રહની લડત ઉપાડવાની શ્રી પથીકજીની સલાહ.

## ઈંડયન નેશનલ હેરલ્ડ'ની વીરોધ વલણુ સામે શ્રી મણીલાલ કોઠારીનો ધુજારો.

### શ્રી રામચન્દ્રજી વૈદના પ્રમુખપણા હેઠળ મળેલી મોટી જાહેર સભા.

શરૂઆતમાં સંગીત થયા બાદ શ્રી૦અમૃતલાલ દલપતભાઇ શેઠે અસરકારક ભાષણ આપ્યું હતું.

### શ્રી અમૃતલાલ શેઠ.

શ્રી અમૃતલાલ દલપતભાઇ શેઠે જણાવ્યું કે આજની આ સભામા બોલવા માટે તઈયાર થઇને હું આવ્યો નથી. મારૂં કાર્ય લખવાનું છે અને તે કાર્ય હું કરૂં છું અને કરે જઇશ કૃપા કરીને સભામાં વ્યાખ્યાન કરવાનું મને ન કહે તો વધારે સારૂં છતાં મને બોલવા આજ્ઞા કરવામાં આવી છે તો થોડુંઘણું બોલીશ, હું દેશી રાજ્યની રઇયત છું અને ત્યાં મારો જન્મ થયો છે તથા ત્યાં રહ્યો છું, અને વકીલાત તથા નોકરી પણ દેશી રાજમાં કરી છે. છેલ્લાં સાત વરસથી મહાત્માજીના માર્ગે ચાલતાં દેશની સેવા અને

દેશનું કલ્યાણ કરવું એજ મારૂં કર્તવ્ય છે, સાત વરસમાં સૌરાષ્ટ્ર પત્રે પોતાથી બની શકે એટલી સેવા બજાવી છે, દેશી રાજ્યોના પ્રશ્નો ઉપર મેં વીચાર કર્યો છે અને તેનો અનુભવ લીધો છે. શ્રી પથીકજી અહીં હાજર છે એટલે બીજે કોઇ પ્રસંગે હું દેશી રાજ્યો સંબંધી બોલીશ.

## દેશી રાજ્યોની પ્રજાની હાલત.

ઘણીવાર એમ કહેવામાં આવે છે કે બ્રીટીશ હીંદની ભુમીપર રહી આપણા કેટલાક ભાઇઓ જેમ ઠીક લાગે તે પ્રમાણે કર્યા કરે છે પણ ખરી વસ્તુસ્થિતી એમ નથી. એ કાર્યવાહકો દેશી રાજયના અભ્યાસી છે અને તેની એમને પુરેપુરી માહીતી છે અને એ માણસો તમારી પાસે આવીને દેશી રાજયોની વસ્તુસ્થીતી સમજાવે છે.

## કાઠી રાજ્યોમાં સંભાળ.

કાઠીયાવાડનાં ૬૯ દેશી રાજયોમાં જાહેર સભાની બંધી છે. એથી ત્યાંના લોકોની હાડમારીઓ જાહેરમાં આવી શકતી નથી. દેશી રાજ્યો તેમનાં ગામડાંઓ ઉપર જો કે નીભે છે છતાં એ ગાંમડાના લોકોની સ્થીતી પણ દયાજનક તો છે દસ પંદર લાખની મહેસુલ આપનારા ગામડાઓની પાછળ કંઇજ ખર્ચ કરવામાં આવતો નથી પણ રાજાઓના મોજશોખ પાછળ ખર્ચાય છે. ગરીબ ખેડુતવર્ગ નાગો ભુખ્યો છે અને એને પહેરવાને કપડું છે કે નહિ તે પણ કોઇ જોતું નથી આવી વસ્તુસ્થિતિ ખેડુત વર્ગની છે, છતા કોઇ રાજા તે વર્ગની હાલતપર નજર સુદ્ધાં કરતો નથી.

## પરીષદ ભરવાનો હેતુ.

આપણે તેથી આ પરીષદ ભરીને આપણે શું કહેવા માગીએ છીએ તે જાહેર કરવા માગીએ છીએ. આપણે એ પ્રમાણે કરીને રાજાઓને પણ પ્રજાની વસ્તુસ્થિતી સમજાવવા માગીએ છીએ. આપણે એ પોકાર ઉઠા-

વીને એટલુંજ કહેવા માગીએ છીએ કે તમે તમારી ફરજ સમજો અને અને પ્રજાનું જે કલ્યાણ કરવાને તમે નીમાયલા છો તે પ્રમાણે પ્રજાનું પાલન અને કલ્યાણ કરો એટલું પણ કરવાને જો તમે તઇયાર ન હો તો જેમ જુના કાળમાં થતું હતું તેવો સમય ઇશ્વર આપે એવી પ્રાર્થના છે આપણી હાલની સ્થીતિ માટે કંઇ એકલા રાજાજ જવાબદાર નથી પરંતુ પ્રજા પણ જવાબદાર છે.

---

## આપણી તૃટીઓ.

---

આપણે મનુષ્ય શક્તિ વીસારી દીધી છે અને આત્મબળને ભુલી ગયા છીએ. જયાં લગી આપણને આપણી પરીસ્થીતીનું ભાન હોય ત્યાં સુધી બીજાના વાંક કેવી રીતે શોધી કહાડી શકીએ? માટેપહેલાં આપણામાં જરૂરી સુધારા થવા જોઇએ અને વસ્તુસ્થિતિની બરાબર અભયાસ કરવો ઘટે છે અને ગરીબોની ચીંતા સઉથી પ્રથમ આપણા મનમાં પેદા થવા જોઇએ આપણી પરીષદની એ ભાવના છે કે આપણી પ્રજામાં સાચી જાગ્રતી આણવી અને રાજા તથા પ્રજા પોત પોતાની ફરજ બજાવતી થાય આ કહેવું તે આપણું સ્ટેન્ડ છે અને એ કાર્ય માટે આપણે કંઇ કાર્યક્રમ ઘડવા માગીએ છીએ.



## શ્રી. પથીકજીની પ્રમુખે આપેલી ઓળખાણ.

---

બાદ પ્રમુખશ્રીએ શ્રી વીજયસીંહજી પથીકજીને બોલાવા વિનંતી કરી ઓળખાણ આપતાં જણાવ્યું કે શ્રી. પથીકજી દેશી રાજ્યોની પ્રજાના સાચા સેવક છે. તેઓએ દેશી રાજ્યોની પ્રજાની દુઃખી હાલત નજરે નીહાળી છે અને પ્રજાહીતને ખાતર દેશી રાજ્યની જેલો સેવી છે વળી તેઓશ્રી લોકમાન્ય તીલકના અનુયાયી છે અને તેઓશ્રીના આત્મભોગો અની ભારે છે. એટલુંજ કહી હું તેઓને અત્રે આપ સમક્ષ બોલવા માટે વીનંતી કરૂં છું,

---

## શ્રી પથીકજીનું ભાષણ,

શ્રી. વીજયસીંહજી પથીકે જણાવ્યું કે મારા વખાણ પ્રમુખશ્રીએ કર્યાં છે તેટલાં બધા માનને લાયક હું નથી હું તો પ્રજાનો સેવકજ છું. શ્રી અમૃતલાલ શેઠનાં જુસ્સાદાર વીવેચન પછી મારું વ્યાખ્યાન આપને અસરકારક ન લાગે તો તેમાં કંઇ નવાઇ નથી. પરંતુ હું એટલુંજ કહેવા ઉભો થયો છું કે દેશી રાજ્યોની પ્રજાની સ્થિતિ ઘણીજ ખરાબ છે.

ગરીબ પ્રજાપર કરનો બોજો ભારે છે. દેશી રાજ્યોમાં જુલમો અપાર છે. હું દેખાડી આપવાને તઇયાર છું કે એક એક જાગીરદાર વીસ વીસ હત્યાઓ કરે છે છતાં મોજ કરે છે, અલ્વરના હત્યાકાંડ માટે કંઈજ થયું નથી અને અલ્વર નરેશ જેમના તેમ મોજ કરે છે,

## રીજનસી શું લાવી?–કોમી ઝગડા,

જ્યાં જ્યાં રીજનસી દાખલ થઇ છે ત્યાં ત્યાં હીન્દુ મુસલીમ ઝઘડા જેવા કોમી ઝગડા દાખલ થયા છે કે જે ઝઘડા દેશી રાજ્યોમાં અગાઉ દાખલ થયા નહતા. ઇંદોર, જેપુર વગેરે દાખલાઓ મોજુદ છે હાલમાં એવી ચળવળ ચાલી રહી કે દેશી રાજાઓ ‘ઇંડીપેનડંટ સોવરેન’ બનીને શાહેનશાહ સાથે સીધો સંબંધ ધરાવવા માગે છે, રાજાઓમાં મોટો વર્ગ એવો છે કે તેમની સ્થીતી કેવી છે તે પોતેજ સમજતા નથી. જે રાજાઓ પોતાની સ્થિતિ સમજે છે તેમને માટે સરકારના પંજામાંથી છુટવાનો રસ્તોજ નથી. સરકારના હાથમાં તેઓની નાડ રહેલી છે.

## બ્રીટીશ સરકારની દખલગીરી ન જોઇએ.

આગળ ચાલતાં વક્તાએ દેશી રાજ્યોની પ્રજાની હાલત વર્ણવતાં જણાવ્યું કે દેશી રાજ્યોની પ્રજાની સ્થીતી દુઃખ ભરી છે. અમે બ્રીટીશ સરકારની દખલગીરી ઇચ્છતાજ નથી કારણ કે બ્રીટીશ રાજ્યનીતીમાં અમારો વીશ્વાસ નથી. આપણે એ જાહેર કરવા માગીએ છીએ કે અમે

અમારી પ્રગતી અમારા પોતાના બળથીજ કરવા માગીએ છીએ. અમે શાંતીથીજ અમારી લડત આગળ ધપાવવા માગીએ છીએ. એટલુંજ કહી હું આપ સર્વને આગામી પરીષદને ફતેહમંદ બનાવવા માટે આપ સવ આપનાથી બનતી તન મન અને ધનથી મદદ કરશો અને મોટી સંખ્યા માં હાજરી આપશો એટલુંજ કહી હું આપ સર્વને પરીષદની રીસેપશન કમીટીના સભાસદ તથા ડેલીગેટો તરીકે નામ નોંધાવવાની અપીલ કરૂં છું.

અત્રે પરીષદની સ્વાગત સમીતીના સભર્યો અને ડેલીગેટો તરીકે સારી સંખ્યામાં નામો નોંધાયા હતાં.

---

## પ્રમુખશ્રીનો ઉપસંહાર.

---

પ્રમુખશ્રીએ ઉપસંહારમાં જણાવ્યું કે અત્રે મળનારી પરીષદને તો હું તો ઈંડયન નેશનલ કોનગ્રેસની સમાન માનું છું (તાળીઓ.) મદરાસમાં ભરાનારી કોંગ્રેસ બ્રીટીશ પ્રજાની છે. જયારે અત્રે મળનારી પરીષદ દેશી રાજયવાસીઓની છે. તો આપ સરવે આ પરીષદમાં હાજરી આપીને પરીષદને ફતેહમંદ બનાવશો કેટલાકો કહે છે આ પરીષદ તો કેટલાક ગણ્યાગાંઠયા માણસોનીજ બનેલી છે, આવી ટીકા કરનાર મી૦ હોર્નીમેન અને તેના પત્રને પુછીએ છીએ કે ઇડયન નેશનલ કોંગ્રેસની પહેલી બેઠક ભરવાની હીલચાલ કેટલાએ કરી હતી. હું કહીશ કે તે પહેલી બેઠકમાં ૨૨–૨૩ માણસોજ હતા તેના પ્રમાણમાં અત્રે મળનારી પરીષદ દેશી રાજયોનો વધુ પ્રતીનીધીતવવાળી બનશે એ ખચીતજ માનવું. હું ઇચ્છું છે કે મી૦ હોર્નીમેન પોતાની ભુલ સ્વીકારીને અમારી આ લડતમાં બનતી સહાય આપશે. એટલુંજ કહી હું શ્રી૦ પથીકજી શ્રી૦ અમરતલાલ શેઠ, શ્રી૦ મણીલાલ કોઠારીનો આભાર માનું છું.

બાદ પ્રમુખનો ઉપકાર માની સભા મોડેથી વીસરજન થઇ હતી.

---

# બ્રીટીશ સરકાર દેશી રાજ્યો સુધારવા માંગે છે કે ?

---

## શ્રીયુત વીજયસીંહજી પથીકે તેનો ખુલ્લો કરેલો ભેદ.

---

## રજપુતાનાનાં દેશી રાજ્યોમાં ચાલતી 'જહાંગીરિ'ના રજુ કરેલા નમુના.

---

## દેશી રાજાઓને પ્રમુખ શ્રી. કોઠારીની શીખ.

---

## પ્રજાના સ્વામી બનવું હોય તો પ્રજાના સેવક બનો.

---

## નરનારાયણનાં મંદીરમાં મળેલી જાહેર સભા.

---

રજપુતાના નર કેસરી શ્રી વિજયસીંહજી પથીકે શુક્રવાર રાતના ૮ કલાકે અત્રેના શ્રી નરનારાયણના મંદીરમાં રાજસ્થાની પ્રજાનો વર્તમાન ધર્મ એ વીષયપર વયાખાન શ્રીયુત મણીલાલ કોઠારીના પ્રમુખપણા હેઠળ આપ્યું હતું.

રા. ત્રીલોકચંદ માથુરની દરખાસ્ત અને રા; રાઘવેંદ્રરાવ શર્માના ટેકાથી શ્રી કોઠારીએ પ્રમુખપદ લીધું હતું.

---

## પ્રમુખનું ભાષણ.

---

પ્રમુખ શ્રીયુત મણીલાલ કોઠારીએ જણાવ્યું કે આજે શ્રી વીજયસીંહજી પથીકજી પધારેલા હોવાથી અમારો દીવસ સુવર્ણસમ પસાર થયો છે અને તેનું કારણ શ્રી. પથીકજીનાં દર્શનજ છે. શ્રી પથીકજીએ ઘણી-

વાર જેલની સજા ભોગવી છે. આ સજા તેમણે બ્રીટીશ હીંદની જેલમાં નહીં પરંતુ દેશી રાજ્યોની જેલમાં ભોગવી છે. શ્રી. પથીકજીએ દેશી રાજ્યોમાં જઇને પ્રજામાં ભારે આંદોલન કીધું હતું મેં તેમની મેવાડ અને ઉદેપુરની જેલમાં મુલાકાત લીધી હતી. મારી પ્રભુ પ્રત્યે એ પ્રાર્થના છે કે મને દેશી રાજ્યની જેલ મેળવવાનું સદભાગય પ્રાપત થાય. મેવાડની જેલમાં શ્રી. પથીકજીને તદન નાદુરસ્ત તબીયતવાળો જોઇને મને દુઃખ થયું હતું. અત્યાર સુધીમાં દેશી રાજ્યની પ્રજાને માટે જો સઉથી વધુ બલીદાન અને આતમભોગ આપ્યો હોય તો તે શ્રી પથીકજી જ છે. (તાળીઓ) આવા કર્મવીરના ભાષણની સભાનું પ્રમુખપદ મને આપવામાં આવ્યું છે, તે માટે હું મારી જાતને મગરૂર માનું છું એટલુંજ કહી હું રા. ત્રીલોકચંદ માથુરને પોતાનું વિવેચન શરૂ કરવા જણાવું છું.

## રા, ત્રીલોકચંદ માથુર.

રા. ત્રીલોકચંદ માથુરે જણાવ્યું કે શ્રી. પથીકજીની પધરામણી થયેલી જોઇને મને ઘણો ખેદ થાય છે. મેવાડની વીરભુમીની હાલની પછાત સ્થીતી જોઇને મને ઘણો ખેદ થાય છે. શ્રી પથીકજી મહારાજે પણ એજ મેવાડને પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું છે તે મગરૂર થવા જેવું છે. ભારતવર્ષમાં કષટ સહન કરીને નેતરૂતવપદ મેળવનારાઓમાં શ્રી પથીકજી પણ એક છે એટલુંજ કહી હું મારી બેઠક લઇશ.

## શ્રી પથીકજીનું ભાષણ.

શ્રી. વીજયસીંહથી પથીકજીએ તે બાદ તાળીઓના અવાજો વચ્ચે બોલતાં જણાવ્યું કે મારા ભાઇ મણીલાલજી અને રા. ત્રીલોકચંદે મારી ઘણી પ્રસંશા કરી છે તે સંબંધમાં તો હું કહીશ કે હું તો એક સામાનય સેવક છું તેઓ મારે માટે જે અભીપ્રાય ધરાવે છે તે તેઓની કરૂપા જ છે. આજનો વીષય 'રાજસ્થાની પ્રજાનો વર્તમાન ધર્મ' છે તો હું દેશીરાજ્યોના સંબંધમાં જ બે શબ્દો બોલીશ હાલમાં દેશી રાજ્યો સ્વેચ્છાચારનાં મથક બની રહ્યાં છે. પહેલાં રાજાઓ રાજ્ય કરતા હતા અને તેઓ જુલમ કરતા ન હતા, તે પણ હું જાણું છું, તે વખતે પ્રજા સાથે હળીમળીને રાજા રહેતા હતા તેનું કારણ એ હતું કે રાજાઓને

જાહેરના હક્કોની સામે થવું પડતું હતું અને જો કોઇ રાજા પ્રજાપર જુલમ કરે તો તેને કટોકટીના પ્રસંગે એક સીપાઇ પણ મળવો મુશ્કેલ થઇ પડે તેમ હતું. તે વખતના રાજા બળવાન હોવા છતાં તેઓ પોતાની પ્રજાનું પાલન અને રક્ષણ કરતા હતા અને પ્રજા પણ પોતાના રાજાને દેવની માફક પુંજતી હતી.

---

## બ્રીટીશ રાજયના અમલની અસર.

---

પરંતુ જયારથી બ્રીટીશ રાજયનો અમલ દાંખલ થયો તયારથી આ મામલો બદલાયો અને ધીમે ધીમે આવી દયાને પરીણામે અંધાધુંધી ચાલી.

---

## વેપારની નજરે રાજય કરતા રાજાઓ—કુંવર મટકીનો કર !

---

રાજાઓના સ્વવેચ્છાચાર વધ્યા અને હાલમાં તો રાજાઓ વેપારની નજરેજ પ્રજાપર રાજય કરે છે. દેશી રાજયોમાં પ્રજાને નીચોવનારા કર કેવા હોય છે તે ખ્યાલ એટલોજ આપીશ કે એક રાજયમાં ઘણા કર પ્રજાપર હતા તેમાંનો એક કર ' કુંવર મટકી ' નો પણ છે અને રાજાને ત્યાં પુત્ર જનમે કે તરતજ આ કર પ્રજાપર લાગુ પડે છે, રજપુતાનાનાં દેશી રાજયોમાં આવા તો ઘણાએ કર પ્રજાપર પડે છે. એક રાજયમાં ઠાકોર સાહેબની એક ઘોડી ઠોકર લાગતાં મરી ગઇ અને પ્રજાએ ફાળો એકઠો કરીને ઠાકોર સાહેબને નવી ઘોડી અપાવી એટલે આ ઠાકોર સાહેબ તો બીજે વરસે એ કર વસુલ કરવા આવ્યા અને જયારે પ્રજાએ પુછયું કે સાહેબ ગયે વરસે તો ઘોડી મરી ગઇ હતી અને તે અમે નવી અપાવી હતી, પરંતુ આ વરસે તો તમારી ઘોડી મોજુદજ છે. ઠાકોર સાહેબે જવાબ આપ્યો કે રાજયનો કાનુન એવો છે કે રાજયના ખજાનામાં એકવાર જે રકમ જમા કરવામાં આવે છે તે રકમ દર વરસે વસુલ કરવામાં આવે છે. આવી સ્થીતી દેશી રાજયોની છે.

---

## બ્રીટીશ સરકારની અજબ નીતી

---

બ્રીટીશ સરકારની નીતી એવી છે કે જે રાજા કે પ્રજા પોતાની હાજીમાં 'હા' મીલાવે તેને કંઇજ નહી અને રાજા ગમે તેટલો જુલમ કરે તો

પણ વચ્ચે પડેજ નહીં એનો દાખલો અલવરનો મોજુદ છે. બીજી વાત એ છે કે જો બ્રીટીશ સરકારની કોઇ રાજ્યપર ખફા દ્રષ્ટિ હોય તો તેને ગમે તે કારણસર દબાવી દે છે. આવી તેની વલણ છે. હાલમાં દેશી રાજ્યોની પ્રજા તદ્દન ઉંઘમાં હતી. તે ધીમે ધીમે જાગ્રત થતી જાય છે અને પોતાના પરના જુલ્મો સામે વીરોધ જાહેર કરવાની પણ હીંમત કરી રહી છે. બ્રીટીશ રાજ્યની દખલગીરી સારી છે કે ખરાબ છે તે વીષે હું કહેવા માગતો નથી.

## છ વર્ષ સુધી ચાલુ રહેલો સત્યાગ્રહ.

મારો તો અનુભવ બીજોલીયાનો એવો છે કે છ વરસ સુધી ત્યા સત્યાગ્રહ ચાલુ રહ્યો હતો અને ભારે કષ્ટ વેઠીને પણ પ્રજાએ તે લડત ચાલુ રાખી હતી અને તેનું પરિણામ એ આવ્યું કે આસપાસની પ્રજા જાગ્રત થઇ અને ૧૯૨૧ માં એવો મામલો ઉભો થયો કે શમરી ટેક્સને લીધે દશ લાખ ભીલ સત્યાગ્રહ માટે તઇયાર થઇ ગયા અને અમે નહી બોલાવ્યા છતાં બ્રીટીશ સરકાર અને દેશી રાજાઓ વચ્ચે આવીને સમાધાન કર્યું હતું.

અમારૂં તેમને નહી બોલાવવાનું કારણ એ હતું કે અમે જાણતા હતા કે અમારી લડત સચાઇની હતી અને મોડે યા વહેલે સરકારને નમેજ છુટકો હતો.

## સરકાર શરતો પાળે છે કે ?

આ સમાધાની વખતે પોલીટીકલ એજંટે પ્રજાને તેમની ફરીયાદો પર ધ્યાન આપવાનો સધ્યારો અપાયો હતો પરંતુ જ્યારે તે શરતોનો ભંગ થવા લાગ્યો અને પ્રજાએ પોલીટીકલ એજંટને લખ્યું ત્યારે તેણે વચ્ચે પડવાની ના પાડી હતી, એટલે કે મારો અનુભવ તો એ છે કે કટોકટીનો મામલો ટાળવા માટે અથવા તો કંઇક સ્વાર્થ હોય તો તેને લીધેજ બ્રીટીશ સરકાર વચ્ચે આવે છે, છતાં જેને બ્રીટીશ સરકારની દર-મ્યાનગીરીનો મોહ હોય તે ભલે તેના પજમાયોશ કરી જુએ. બ્રીટીશ

સરકારની નીતી દેશી રાજ્યોને સુધારવાની છેજ નહિ, કારણ કે જો તેવી ભાવના હોત તો અત્યાર આગમચજ દેશી રાજ્યોની પ્રજાની હાલત સુધરી શકી હોત એ વાત નર્વીવાદ છે.

## બ્રીટીશ સરકાર દેશી રાજ્યોને સુધારવા માગે છે કે?

બ્રીટીશ સરકાર તો દેશી રાજ્યોને સુધારવા નહીં પરંતુ બગાડવા માગે છે અને એવી સ્થીતી લાવવા માગે છે કે રાજા અને પ્રજા બન્ને તેની પાસે ફરીયાદ કરવા જાય. હાલમાં આ સરકારનો દ્રષ્ટીકોણ બદલાયો છે. બ્રીટીશ હિંદના અસહકારે તેમની આંખ ખોલી નાંખી છે કે વખત એવો આવશે કે મશીનગનો અને દારૂગોળો બાજુએ રહી જશે અને તેમના હજારો લોકો બેકારથઇ જશે એટલે સરકારે દેશી રાજ્યો પર પોતાની નજર દોડાવી છે અને પોતાનો હાથ મજબુત બનાવવાની કોશેશ કરી રહી છે.

## શાહી કમીયશનથી પ્રજાને લાભ થશે કે?

હાલમાં કમીશન જે નેમાયુ છે તે તમને વધુ સુધારા બક્ષવા નહી. પરંતુ તેનો પોતાનો હાથ મજબુત કરવા અને હાલના સુધારામાં પણ કાંઇ કાપ મુકવા માટેજ છે એ વાત બરાબર યાદ રાખજો સરકાર આપણને ગુલામીમાં રાખવા માટે દરેક કાર્યમાં તે આડે આવે છે અને પોતાની દેખ-ભ્યાનગીરી રાખે છે. કેળવણીમાં પણ તેની દખલ છેજ અને તેજ ગુલામી શીક્ષણ પ્રજાને આપી રહી છે. હીંદમાં પરતંત્રતાનું કારણ જો કોઇ પણ હોય તો તે બ્રીટીશ સરકાર છે જ્યાં સુધી આ કીડાથી આંખો દેશ મુક્ત નહી થાય ત્યાં સુધી દેશનો કોઇ પણ ભાગ સ્વતંત્ર બની શકેશેજ નહીં પછી તે દેશી રાજ્ય હો કે બ્રીટીશ રાજ્યનો મુલક હો

## પ્રમુખશ્રીનો ઉપસંહાર.

પ્રમુખ શ્રીયુત કોઠારીએ ઉપસંહાર કરતાં જણાવ્યું કે આજની સભાનું પ્રમુખસ્થાન લેવાની તક મળેલી જોઇને મને આનંદ થયો છે, દેશી રાજ્યની પરીસ્થીતીથી હું વાકેફ હોવાથી બે શબ્દો બોલવા ઇચ્છું છું. બી

પથીકજી જણાવેલા બેનાવો આપણા દેશી રાજ્યોમાં બને છે કે જેની વસ્તી આ દેશની વસ્તીના ૧|૫ ભાગ જેટલી લગભગ છે, આજ હીંદના સાત કરોડ માણસો અનેક પ્રકારના જુલમના સામે પોકાર કરી રહી છે તે વખતે સાર્વભઉમ સતા તે પ્રત્યે દુર્લક્ષ રાખે છે. દેશી રાજ્યમાં ગમે તેટલી પીડા હોય કે જુલ્મ હોય તોપણ બ્રીટીશ સરકાર તે તરફ ધ્યાન આપતીજ નથી એ અનુભવે પુરવાર કરી આપ્યું છે. દેશી રાજ્યોની પ્રજા આ જુલ્મમોથી કંટાળીને દેશી રાજ્યો છોડી જતી જણાય છે. આવી સ્થીતી અનેક દેશી રાજ્યોમાં છે. દેશમાં મજુરી પણ મળતી નહી હોવાથી દેશી રાજ્યોની ગરીબ પ્રજા પરદેશમાં જતી વઢવાણ સ્ટેશને તમે નજરો નજર જોઇ શકશો,

દેશી રાજ્યોમા ખેડુતોની સ્થીતી ઘણીજ ખરાબ છે અને તે પ્રજાપર અનેક કરો પડેલા છે. વેઠની રૂઢી તો બે ચાર મોટાં રાજ્યો બાદ કરતાં લગભગ સઘળાં રાજ્યમાં છે અને ખેડુતોને તે વેઠ કરવી પડે છે. એક મા ણુસ બીજા માણુસનો ગુલામ હોઈ શકેજ નહી અને તે શાસ્ત્ર વીરૂદ્ધ છે, છતાં આપણા દેશી રાજાઓ પોતાની પ્રજાને ગુલામ તરીકેજ લેખે છે અને તે રીતે કચડે છે. આજે હીંદુસ્તાનમાં એવા અનેક રાજા છે કે જેઓ પદભ્રષ્ટ કરવાને લાયક છે, તેમાં પણ જો કોઇ પણ રાજા પહેલા પદભ્રષ્ટ થવાને લાયક હોય તો તે અલવારના મહારાજાજ છે તે જે પોતાને 'મહાપ્રભુજી' પોતાની પ્રજા પાસે કહેવડાવે છે. આવી રીતે કચડાતી પ્રજાએ જો પોતાનો ઉદ્ધાર કરવો હોય તો તમારે તન મન અને ધનથી આગામી અખીલ ભારત દેશી રાજ્ય પરીષદને સહાય આપીને તેને ફતેહમંદ બનાવવાની જરૂર છે. જો મારા રાજાઓ અને મહારાજાઓ સમજે અને પ્રજા સાથે સંબંધ બાંધી દે તો તે બ્રીટીશ સરકારના મીત્ર તરીકે રહી શકશે અને નહી કે ગુલામ તરીકે (તાળીઓ.) અમે રાજાઓને કહેવા માગીએ છીએ કે રાજાઓ જમાનાને ઓળખો નહી તો કુદરત પોતાનું કામ કરી રહેશે હે રાજાઓ જો તમે પ્રજાના સ્વામી થવા ઇચ્છતા હો તો તમે પ્રજાના સેવક બનો જો તમો પ્રેમના સાચા સેવક થશો તો પ્રજામાં હજીયે એ ગુણ છે કે પોતાના સ્વામી તરીકે માનશે.

---

# દેશી રાજ્યોની પ્રજામાં જાગૃતિ.

## મુંબઇમાં ભરાનારી પ્રજા પરિષદને ફતેહમંદ બનાવો.

## કાપડ મારકેટ હોલમાં ગઈ રાતના મળેલી મોટી સભા.

પ્રેક્ષકોમાં ભારે ઉત્સાહ–ડેલીગેટો અને રીસેપસન કમીટીના સભાસદો મોટી સંખ્યામાં નોંધાયા.

### પંડીત નીરંજન શર્મા.

સભાનું કામ શરૂ થતાં પ્રમુખશ્રીની ચુંટણી થયા બાદ નીરંજન શર્માએ જણાવ્યું કે દેશી રાજ્યોના સંબંધની ચરચા કેટલોક વખત થયાં ચાલી રહી છે. અત્યારે દેશી રાજ્યોની પ્રજાની સ્થીતી એવી દુઃખદ છે કે તેઓ દેશી રાજ્ય છોડીને બ્રીટીશ પ્રજા સાથે જોડાઇ જવા તઇયાર છે તેના કેટલાયે દાખલા મારી પાસે છે. વરાડ પ્રાંત માટે ના૦ નીઝામનો અને ભરતપુર રાજ્યનો દાખલો મોજુદ છે. દેશી રાજ્યોના સંબંધમાં આંદોલન ન કરવું તે આર્ય સંસ્કૃતી અને પ્રાચીન ગઉરવ માટે હાની કરતા છે એવી વાત કરનારાઓ હું જણાવીશ કે દેશી રાજ્યોમાં આંદોલન કરવાથી પ્રાચીન ગઉરવને જરાયે હાની પહોંચતી નથી. પ્રાચીન જમાનામાં રાજાઓ પ્રજાનુ હીત બરાબર જાળવતા હતા અને તેથીજ રાજાઓ પુજની થઇ પડયા હતા અ પ્રજા પણ તેમને તેમના યોગય માન આપતી હતી. હાલમાં તે સ્થીતી રહી નથી તેથી જ આં-દોલનો પ્રસંગ ઉભો થયો છે. હાલ કોઇ- પણ દેશી રાજાએ પોતાની પ્રજાની ઉનનતી અને આબાદી માટે સંગીન પગલાં લીધાં નથી.

## પોલીટીકલ એજંટો દેશી રાજાઓના મીત્રો છે કે ?

હું એ કહેવા માગું છું કે જો દેશી રાજાઓ પોલીટીકલ એજંટ અને પોલીટીકલ ખાતાને પોતાના મીત્ર સમજતા હોય તો તેમાં મોટી ભુલ છે. કારણ કે તે તો સ્વાર્થી મીત્રો છે અને જાસુસનું કામ કરી રહયા છે. જે જે ઢંઢેરા બ્રીટીશ સરકાર તરફથી બાહેર પડે છે તે મુજબ કશુએ પાલન કરવામાં આવતું નથી અને ઢંઢેરા મુજબ ખુદ શહેનશાહ પણ વર્તવા તઇયાર હોતા નથી તે બીના એક વર્તમાન ત્રમાં પ્રગટ પણ થઈ ચુકી છે. બ્રીટીશની :રાજ્યનીતીજ એવી છે જે પ્રજાની ફરીયાદ સાંભળતીજ નથી. તેમજ પોતાની સામે થનારા રાજાઓને દબાવી દેવાની પણ સત્તા રાખે છે. આ નીતિને લીધેજે દેશી રાજ્યની પ્રજા રીબાય છે.

## પ્રજામાં જાગ્રતાની જરૂર.

આમાંથી છુટવા માટે સઉથી પ્રથમ તો દેશી રાજ્યોની પ્રજામાં જાગ્રતી આવવી જોઇએ અને તેઓને પોતાની સ્થીતીનું બરાબર ભાન હોવું જોઇયે અને તે સંબંધમાં લડત આગળ ધપાવવી જોઇયે. હું આશા રાખું છું કે આપ સર્વે આવતા શનીવારે મળનારી પરીષદમાં હાજરી આપશો. છુટાપણાનો અને આપણી ફરીયાદનો પોકાર કરવા માટે આ પરીષદમાં સર્વે દેશી રાજ્યોની પ્રજાની વધુમતીએ હાજરી આપવી જોઇએ.

## 'હેરલ્ડ' પત્રના વલણ સામે ધુજારો.

અમે કબુલ કરીએ છીએ કે અમે પામર છીએ. અમારામાં ભુલો પણ હશે, પરંતુ હું એ જાહેર કરવા માગું છું કે આ પરીષદ મેસર્સ પોપટલાલ ચુડગર, શ્રી. અમરૂતલાલ શેઠ. શ્રી. મણીલાલ કોઠારીની કંપનીની નથી પરંતુ દેશી રાજ્યોની સાત કરોડની પ્રજાની છે, અને 'નેશનલ હેરલ્ડ' અને મી૰ હોર્નીમેને અમારા કાર્યને જરાયે ઉતારી પાડવાની જરૂર નથી. હું તો ઇચ્છું છું તેઓ પણ અમારા કાર્યને બરાબર સમજીને બનતી સહાય આપે મી૰ હોરનીમેન પણ મારા માત્ર છે. પરંતુ સાત કરોડની પ્રજાની વીરૂધની તેમની વલણ અસહ્ય છે.

શ્રી. અમરતલાલ શેઠ—નહીં,નહી. અમારે મી૰ હોરનીમેન અને તેના પત્રની જરાએ જરૂર નથી. હું તે પત્રના ટીકાઓનો જવાબ બરાબર રીતે હવે પછીની સભામાં આપનાર છું.

આગળ ચાલતાં શ્રી. કોઠારીએ જણાવ્યું કે ભાઇ અમરતલાલ શેઠને હોરનીમેન અને 'હેરલ્ડ'ની વલણથી દુઃખ થયું છે. આ પરીષદને કૃતેહમંદ બનાવવા માટે શ્રી. બળતંતરાય મહેતા અથાગ કોશેશ કરી રહયા છે ને હોર્નીમેન અને તેમનું પત્ર હજીએ તોડી પાડવાની વધુ કોશેશ કરશે તો પરીણામે જરૂર તેને. પ્રાયશ્ચીત કરવું પડશે.

## પરીષદના કાર્યમાં મદદ કરતાં વર્તમાન પત્રોને સીરપાવ!

તે પત્રે તેમજ આ પરીષદના કાર્યમાં મદદ કરતાં સર્વ વર્તમાન પત્રોએ બરાબર સમજવાનું છે કે વર્તમાનપત્રોની હસ્તી પ્રજાની મદદપર રહેલી છે અને તેથી પત્રકારો અમારી આ લડતને ઉતેજ ન આપીને કે કંઇ કોઇની ઉપર ઉપકાર કરતા નથી. પરંતુ પ્રજાકીય પત્રોની તે તો ફરજ જ છે.

અને જો તેઓ પ્રજાની લડતની વીરૂદ્ધ જશે તો તેમની હસ્તી જોખમમાં આવી પડશે. હું તેઓને જાહેર કરવા માગું છું કે આવી સ્થીતીમા અમે વર્તમાન પત્રોની મદદ વગર પણ ચલાવી શકીયે તેમ છીએ.

## બ્રીટીશ પ્રજાએ સહાય આપવાની જરૂર.

આગળ ચાલતાં વકતાએ જણાવયું કે દેશી રાજયોનો ઉપયોગ સરકાર કેવો કરવા માગે છે એ પ્રમાણે જાણીએ છીએ તેથી બ્રીટીશ પ્રજાને આપણે જણાએ છીએ તેથી બ્રીટીશ પ્રજા સ્વતંત્ર થવી અશકય છે તેથી આ સવાલને બ્રીટીશ પ્રજા સ્વતંત્ર થવી અશકય છે તેથી આ સવાલ બ્રીટીશ પ્રજાએ પણ ઉપાડી લઇને આપણી લડતને ટેકો આપવાની જરૂર છે.

હું બ્રીટીશ હીકાર્યકરતાનેતાઓને આ કાર્ય ઉપાડી લેવાની વીનંતી કરું છું, કારણકે બ્રીટીશ ભારત અને દેશી રાજ્યોનો સંબંધ ગુંથાએલો છે.

બ્રીટીશ હીંદના હજારો માણસો દેશી રાજ્યોમાં રહે છે,વેપાર કરે છે અને વરસોની કમાણીને દેશી રાજાઓ લુંટી લે છે અને બ્રીટીશ સરકાર કંઈ કરી શકતી નથી, દેશી રાજયોના સંબંધમાં દેશી રાજાઓ અને બ્રીટીશ સરકાર વચ્ચેનાસંબંધ વીશે નીર્ણય કરવા માટે એક કમીટી નેમનાર પરંતુ તે કમીટીમાં દેશી રાજયની સ્થીતી સમજનાર કોઇજ નથી.

## પ્રજાની અવયવસ્થીત હાલત.

દેશી રાજયોની પ્રજાને તો કોઇ પુછતુ જ નથી. મુડદાંને પુછે પણ કોણ? દેશી રાજયોની પ્રજામાં એમ નથી વળી અવયવસ્થીત પણ છે. જો કે બળવાન છે પરંતુ અવયવસ્થીત હોવાથીજ આ સ્થીતી ( ) થઇ છે અને તેથીજ શ રાજયની પ્રજાને બ્રીટીશ સરકારે પુછવાની પણ અવગણના કરી છે.

## સત્યાગ્રહી હીમાયત

આપણે દુનિયા અને બ્રીટીશ સરકારને એ બતલાવવા માગીએ છીએ કે અમે દેશી રાજયની પ્રજા અજ્ઞાન નથી મુર્ખ નથી. અમે અમારીસ્થીતી સમજીએ છીએ અને જો જરૂર પડશે તો અમે અમારાં છુટપણા માટે સત્યાગહ કરવા માટે પણ તઇયાર થઇશું,

વીર રજપુતાનાવાસીઓ શું કરશે?

રજપુતાનાના વીરોમાં એ જોશ છે કે ધર્મ અને દેશને ખાતર જો મરવા તઇયાર થવું પડશે તો પણ પોતાનું બલીદાન દેવા પણ તઇયાર થશે (તાલીઓ) આવા દાખલાઓ બની ગયા છે અને જો કોઇ નેતા તે રીતે કાર્ય કરવા બાહેર પડશે તો તે લડતમાં પણ રજપુતાના વીરો મોટી સંખયામાં સામેલ થઇને દેખાડી આપશે કે આજે પણ અગાઉના જેવુંજ રજપુતાના છે, અને તે પોતે ધર્મ અને દેશને ખાતર પોતાના બળીદાન દેવા પણ તઇયાર છે (તાળીઓ) એટલું કહી હું આ બાબત પર વીચાર ચલાવવા સર્વને અરજ કરી હું મારૂં બોલવું પુરૂં કરીશ

## પ્રજા પ્રતયેનો ધર્મ ભુલેલા રાજાઓ

શ્રી મણીલાલ કોઠારીએ જણાવયું કે શ્રી અમરતલાલ શેઠ અને શ્રી, પથીકજીના અસરકારક ભાષણો થયા પછી મારે કંઈ વિશેષ કહેવાનું ન હોય. હું એ કહેવા માગું છું કે દેશી રાજ્યેની સાત કરોડ પ્રજા પર આજે ભારે દુઃખ છે. આ દુઃખ માટેનું કારણ દેશી રાજાઓની આપખુદ અને નીરંકુશ સતા છે. આખી દુનિયામાં એવો કોઇ દેશ નથી કે જયાં આવી નીરકુંશ સતા હોય. આવી નીરકુશ સતા આ સાત કરોડની પ્રજાપર દેશી રાજાઓ ભોગવી રહયા છે. હાલના રાજાઓ પ્રજા પ્રતયેનો પોતાનો ધર્મ ભુલ્યા અને તે મોજશોખ ગુલતાન થઇ ગયા છે. બીજું કારણ બ્રીટીશ સરકારની સતા છે.

## રાજકુમારોને અપાતં ગુલામી શીક્ષણુ

બ્રીટીશ હીંદમાં દુઃખ છે પણ વયવસ્થીત દુઃખ છે પરંતુ દેશી હીંદુસ્તાનમાં તો અવયવસ્થીત દુઃખો છે હાલમાં ક્ષત્રીય રાજકુમારોને ગુલામી શીક્ષણ અપાય છે. હાલમાં તો દેશી રાજાઓની એ સ્થીતી છે કે બ્રીટીશ સતાવાળાએ તેઓની દરકાર પણ કરતા નથી જોધપુર રાજયમાં એક ફોજદારના પાપમાં સંબંધમાં કંઇએ તપાસ થઇ નથી અને જો થઈ હોય તો તે વીષે એટલુંજ થયું છે કે મહા રાણી સાહેબને ગેરઇનસાફ થયો છે. બીજો દાખલો અલવરનો છે. ત્યાંના 'મહા પ્રભુજી' કહેવાતા મહારાજા પોતાના રાજ્યની ચાલીસ લાખની આવકમાંથી લગભગ ૨૫ લાખ રૂપીઆ મોજશોખમાંજ ગાળે છે. કાઠીયાવાડમાં જામસાહેબ વાઇસરોય આગળ મોટી મોટી વાતો કરી છે પરંતુ ખરી રીતે તો તયાંની પ્રજાને માટે કાંઇએ કાર્ય થતું નથી અને પધરામણીઓ અને મોજશોખ પાછળ લાખો રૂપીઆ ખરચાયા કરે છે.

## પ્રજાની ખરાબ હાલત

હાલમાં દેશી રાજયોની પ્રજાની હાલત ઘણીજ ખરાબ છે હું કાઠીઆવાડનાં દેશી રાજયોનો હાલત વીષે જાણુતો નથી પરંતુ રાજપુતાનના

દેશી રાજયોની પ્રજાની હાલતથી હું વાકેફ છે અને તે પરથી કહી શકું છું કે દેશી રાજયોની પ્રજાની સુખ સમરૂધ્ધી માટે કંઇ પણ પગલાં લેવાયાં છેજ નહીં, ઉલટું જુલમો અતીશય છે. દેશી રાજયોની હાલતનો ચીતાર જો બ્રીટીશ પ્રજા સમક્ષ કરવામાં આવે તો પણ તે વાતો એવી ભયંકર છે કે જે માનવાને માટે પણ બ્રીટીશ પ્રજાના મનમાં શંકા થાય કારણ કે તેઓને દેશી રાજયોની પ્રજાની હાલતનો ખ્યાલ હોતો નથી, દેશીરાજાઓના મોજશોખ પણ વધી પડયા છે તે એટલાજ પરથી સમજાશે કે દેશી રાજાના રણવાસમ હજાર હજાર સ્ત્રીઓ રાખવામાં આવે છે આમ રાજાઓ પ્રજાના પઇસા ઉડાડી રહ્યા છે.

## શ્રી. રામનારાયણ ચોધરી.

શ્રી રામનારાયણ ચોધરીએ જણાવ્યું કે આ સ્થીતીનો અચ્છો ખ્યાલ તો તે રાજયમાં જઇને કોઇ પ્રજાકીય આગેવાન કાર્ય કરનારનેજ આવી શકે તેમ છે છેલ્લાં દશ વર્ષમાં રજપુતામાંના દેશી રાજયોમાં કેવા કેવા જુલમો થાય છે તેનો સહેજ ખ્યાલ હું આપીશ. આજથી ૧૨ વર્ષ પહેલાં રાજસ્થાની પ્રજા રાજા અને રામ શબ્દ સીવાય કાંઇ પણ જાણતી નહતી જો સાધારણ પ્રજાપર જુલમો થતો તોપણ તે મુંગે મોંઢે સહી લેતી હતી તે એમ માનીને કે રાજના જુલમને કોણ નીવારી શકે તેમ છે? અને રાજાને જુલમ કરવાનો પણ અધીકાર છે.

## શ્રી. પથીકજીએ ઉપાડેલી લડત.

જયારે પ્રજામાં આવી માન્યતા હતી ત્યારે રાજ્યોના નાના અમલદારો પોતાની મરજી મુજબ પ્રજાપર અત્યાચાર કરતા હતા આવી પરીસ્થીતીમાં પ્રજા હીતનું કાર્ય કેવી રીતે કરવું પડયું હશે તેનો સ્હેજ ખ્યાલ આવી શકે તેમ છે. આવી સ્થીતીમાં શ્રીયુંત વીજયસીંહજી પથીક પ્રજા હીતનું કાર્ય થોડાક યુવકો સાથે શરૂ કર્યું હતું અને તે કાર્ય કરતાં તેમને જેલ જવું પડયું હતું, મેં તેમના સાથે ૭ વરસ થયાં કામ કીધું છે. મારો અને તેમનો સંબંધ સગા ભાઇ કરતાં વધુ છે.

## કીસાનોની કરૂણ હાલત.

શ્રી. પથીકજીની ત્રણ વરસની ચાલુ લડત પછી બીજોલીયા જાગીર તરફ નજર પડી કે જ્યાં કીસાનોની હાળત ઘણીજ દયાજનક હતી, આ કીસાનોપર રાજ્યના ૮૪ કરનો જુલમ હતો. શ્રી પથીકજીએ આ સ્થિતિ પર વીચાર ચલાવ્યો અને પરીણામે તેઓએ કીસાનોને કેળવ્યા અને રાજ્યને રીતસર અરજીઓ કરવા જણાવ્યું અને તે અરજીઓની મદદ ન મળે તો પછી કર આપવાનું બંધ કરવા સુચવ્યું હતું. શ્રી, પથીકજીએ પ્રજા હીતની આ લડત ચલાવતાં ઘણાં ઘણા કષ્ટ વેઠયાં છે, શ્રી પથીકજીની હીમત પણ અજબ હતી. તેઓ વાઘથી પણ ડરતા નહતા અને એક વખત પ્રજાએ વાઘને શ્રી. પથીકજીની ગોદમાં સુતેલો જોઇને બીજોલીયાના કીસાનો તો તેમને અવતાર તરીકે હજીયે માને છે.

## શ્રી પથીકજીનો ઉપદેશ,

શ્રી પથીકજીના ઉપદેશથી કીસાનોએ અન્યાયી કરો અને વેઠ કરવી બંધ કરી અને આ લડતના આરંભમાં ૨૫૭ લોકોને સરકારે કેદ કર્યા, કે જેમાં વૃદ્ધ યુવક સર્વે હતા. આ સર્વેએ કષ્ટો તેમણે સહન કર્યાં હતાં અને તેઓ મકકમજ રહ્યા હતા પરીણામ એ આવ્યું કે સરકારને ૨૫૭ માંથી ૨૦૦ આદમીઓને છોડવા પડયા. હવે બાકી રહેલ ૫૭ની ધીરજ ખુટતાં શ્રી. પથીકજી કીસાનનો પહેરવેશ પહેરીને તેઓને ધીરજ રાખવાનો ઉપદેશ આપી આવ્યા હતા, ચાર વષ સુધીની ચાલુ લડતને પરીણામે કીસાનોની ફરીયાદોમાંની ૧૨ આની જેટલી ફરીયાદો નાબુદ થવા પામી હતી.

## દેશી રાજ્યોમાં વેઠનો ત્રાસ

દેશી રાજ્યોમાં જો કોઇ બ્રીટીશ સતાવાળાઓ તરફથી વાઇસરોય કે કોઇ જાય ત્યારે રેલ્વેના દરેક થાંભલા આગળ એક એક માણસને ઉભો રાખવામાં આવે છે ઉદેપુરમાં ના૦ વાઇસરાયની પધરામણી વખતેની રોશની ની વયવસ્થા વેઠથી કરાવી હતી અને દરેક થાભલા દીઠ રાત્રે ઠંડીમાં એક એક માણસને મસાલ લઇને ઉભો રાખવામા આવયો હતો અને દરેક તેનો

છુટકારો તો વાઇસરાય સાહેબ જયારે કેમપમાં પોતાને ઉતારે જઇ સુઇ રહયાં તયાર પછીજ તેમના અ. વેઠમાથી છુટકારો થયો હતો. બુંદી સ્ટેટમાં પણ તેવીજ હાલતો હતી, આ સ્થીતી નીવારવા માટે રાજય સ્થાન સેવા સંઘના ત્રણ માણુસો ગયાં હતાં અને સભાબંધીના હુકમનો ભંગ કરી સભા ભરી હતી જેને પરીણામે એકાર્ય કર્તાઓને ચાર વર્ષની સખત કેદની સજા કરી હતી જેને તે પછી સ્ત્રીઓએ પણ સભા ભરી હતી. અને લડત ચાંલુ રાખી હતી જે બાર પુરૂષોની બીજી સભા મળતા પોલીસ સુપ્રીનટેનડેનટે ગોળી છોડી હતી જેને લીધે એક ભીલ માર્યો ગયો હતો, આ બાબતમાં તે પોલીસ સુપ્રીનટેનડેનટેને કશીયે સજા થઇ નથી અમારા રાજસ્થાન સેવાસંઘના ૨૦ કાર્ય કતાઓ છે તે બધાયને આ પ્રજા હીતનું કાર્ય કરનારાઓએ કષટ વેટવું પડશે. એ બરાબર ખયાલ રાખી ને આપણી લડત આગળ ધપાવવી જોઇયે.

---

## શ્રી, મણીશંકર ત્રીવેદી

---

શ્રીમણીશંકર શામજી ત્રીવેદીએ જણાવયું કે આજે સ્હવારમાં નેશનલ હેરલ્ડ કે આજની સભાની ખબર વાંચી હતી તે પત્રમાં આપણી એવી ચેકડી કરવામાં આવી હતી કે દેશી રાજય પ્રજા પરીષદની હાલની ચળવળ માત્ર ગણુયા ગાંઠયાનીજ બનેલી છે, જયારે અતયારે આ સભા ચીકાર જોવામાં આવે છે હું તો એટલુંજ કહેવા માગું છું કે મી૦ હોર્નીમેને કરેલી ચેકડીનો જવાબ તમે સર્વે આજની માફક પરીષદનો મંડપ ભરી કહાડીનેજ વાળી આપજો અને દેખાડી આપજો કે આ પરીષદ બે ચાર ગણાયા ગાંઠયાની નહીં પરંતુ દેશી રાજયની સમસ્ત પ્રજાની છે હાલમાં જમાનો બદલાઇ ગયો છે અને મી૦ હોર્નીમેન કે જે દેશી રાજાઓના કાર્યોપર અગાઉ છેડેચોક ટીકા કરતા હતા તે આજે જામ સાહેબે ના૦ વાઇસરાયની પધરામણી પાછળ ૨૭ લાખ ખરચાયા છતાં એક શબ્દ પણ ઉચ્ચારી શકતા નથી. મને તો શ્રધા છે કે થોડુંકમાંજ દેશી રાજયોની કચડાયેલી પ્રજાના ઉધારને માટે પ્રભુનો અવતાર પેદા થશે. (તાલીયો) અને તેજ આપણી લડતને પોતશાહન આપશે.

---

## દેશી રાજ્યોની પાયમાલી કોણે કરી?

હાલના રાજાઓ બ્રીટીશ સરકારના પડછાયા હેઠળ રહીને પ્રજા પ્રતયનો પોતાનો ધર્મ ભુલ્યો છે. [૧૫૦ વર્ષથી દેશી રાજાઓ અને દેશી રાજ્યની પ્રજાની પાયમાલી જો કોઇએ કરી હોય તો તે બ્રીટીશ સરકારનું પોલીટીકલ ડીપાર્ટમેંટ છે. હું આગેવાનોને અપીલ કરૂં છું કે તમોએ દેશી રાજ્યોની પ્રજાનો જે ઝુંડો ઉંચકાયા છે તે તમો [છેવટ સુધી ફરકાવીને પ્રજાનો ઉધ્ધાર કરશો એટલુંજ કહી હું મારી બેઠક લઇશ.

## શ્રી. પોપટલાલચુડગર.

શ્રી. પોપટલાલ ચુડગરે જણાવયું કે આજે હું વયાખયાન કરવા માગતો નથી પરંતુ મને ખુશાલી ઉપજે છે કે આજની આગંજાવર સભા આપણી સામેના ટીકાકારોના સચોટ જવાબરૂપ છે કે જે 'સઉરાષ્ટ્ર'ના સીંહ શ્રી. અમરૂતલાલ શેઠની ગર્જનાનું પરીણામ છે હું અહી માત્ર થોડાક ટુચકાજ કહીશ પહેલો ટુચકો એ છે નેશનલ કોંગ્રેસ જેવી મોટી સસ્થાને પણ સર ફીરોજશાહ મહેતાના જણાવયા મુજબ પાંચ તબકામાંહી પસાર થવુ પડયું હતુ તેવીજ રીતે સમસ્ત દેશી રાજય પ્રજા પરીષદના સંબંધમાં પણ બનયુ છે ટાઇમસ પત્રની નજરે આટાલા બધા દીવસની ચાલુ સભાઓ ભરાઇ ગયા પછી તેની અજ્ઞાનતાના તબકામાંથી આ પરીષથ પસાર થઇ છે અને આજ ના ટાઈમસમાં આ પરીષદની સભા વીષેની ખબર પ્રગટ થઈ છે

આગળ ચાલતા શ્રી. ચુડગરે જણા વયું કે દેશી રાજાઓ પરદેશી સતા સાથે મળીને દેશદરોહ કરી રહયા છે તેમને આપણે કહીશું કે આવો દેશદરોહ કરતા અટકો.

## કાર્ય કરવાના બળની જરૂર.

આજે ડો, બીસેંટનું જુસ્સાદાર ભાષણ કર્યું હતું તે અમે સાંભળયું હતુ અને લોકો વાહવાહ પુકારતા હતા પરતુ મારે કહેવું જોઇએ કે લોર્ડ

બર્કન હેડની નજરે તો આ ભાષણ એક કોડી નું નથી લોર્ડ બર્કનહેડ જાણે છે કે આતો માત્રા બોલાવાની તાકાતજ છે, કાર્ય કરવાનું બળ નથી તેથી આપણે આ પરીષદે એક તાકાત ઉભી કરવી જોઇયે કે જેથી સતાવાઓની આંખ ઉઘડી જાય કે પ્રજાની પાસે કંઇ બળ છે અને જયારે તેમ સતાવાળાઓ જાણશે તયારેજ તે આપણને નમતુ આપશે અને આપણી ફરીયાદો દુર કરાવી શકાશે હાલના રાજાઓની કીંમત એક પશુઓ ના રાજા જેવી એટલે કે ભરવાડ જેવી છે જો કોઇ બળવાન પ્રજાના રાજા હોય તો તેની સાથે વલણ જુદાજ પ્રકારની બ્રીટીશ સરકાર રાખે છે તેનો દાખલો અફ્ઘાનીસ્તાનના શાહ અમાતુલ્લાખાનની અત્રે થનારી પધરામણી માટેની બ્રીટીશ સરકાંરની ચાલી રહેલી રહેલી તઇયારીઓ દેખાડી આપે છે તેનું કારણ એ છે કે શાહ આમાતુલ્લાખાન એક બળવાન પ્રજાનો રાજા છે અને તે શાહના હાથે પ્રજાહીત રહેલું છે.



# દેશી રાજ્યોની પ્રજાનાં છુટાપણા માટેની લડત.



## પ્રજા પરિષદના વિરોધીઓનાં ભોપાળાં

## સઉરાષત્રના 'સીંહ' નો મી૦ હોનીંમેનનો જવાબ.

"લોકપ્રીય નેતાઓ અને પ્રીનસ ધૈર્ય શીલરાવ ગાયકવાડ જે પરીષદમાં હાજરી આપે, તે શું ખોટી ધાંધલ માટે છે ?!"

## મારવાડી વીદ્યાલયમાં ગઇ સાંજની ગંજાવર સભા,

## પ્રમુખનું ભાષણ.

સભાના કામકાજની શરૂઆતમાં પ્રમુખ શ્રીયુત જયસુખલાલ મહેતાએ જણાવ્યું કે આજની સભાનું પ્રમુખપદ મને આપવામાં આવ્યું છે તેથી કેટલાકને અજાયબી લાગશે તે સંબંધમાં હું કહીશ કે હું બ્રીટીશ હીંદમાંનો રહીશ હોવા છતાં મેં ૧૮ વર્ષ કાઠીયાવાડમાં ગાળ્યાં છે હું મારા સુરત કરતાં કાઠીયાવાડને વધુ પ્રેમથી ચાહુ છું એટલુંજ નહિ પરંતુ દેશી રાજ્યોના પ્રશ્નોમાં હુ ઉત્સાહ ભર્યો ભાગ લઉં છું. આજની સભામાં બે વકતાઓનાં ભાષણોનો કાર્યક્રમ નકી કરવામાં આવ્યા છે તેમાં એક વીર પથીકજી અને બીજા અમરતલાલ શેઠ છે, શ્રી. પથીકજીની ઓળખાણ હવે પ્રજાને કરાવવી તે સોનાપર ઢોલ ચઢાવવા સમાન છે. તેમનું નામ સરકારી મહેલમાં નથી લેવાતું એવા દેશ ભક્ત છે તેમને હું અનચાર્ટર્ડરોક તરીકે ઓળખાવીશ ચાર્ટડરોક એસ દેશ ભક્તો માટે છે કે જેમનું નામ સરકારી મહેલોમાં લેવાતું હોય અને દેશભક્ત હોય.

બીજા વક્તા શ્રી. અમરતલાલ શેઠ છે કે જે ચાર્ટડ અને અનચાર્ટ-ડરોક છે, તેમનું નામ ગવર્નરના ભાષણોમાં તેમજ સરકારમાં લેવાયે છે. તેમજ પ્રજા હીતની ઉંડી ધગશ ધરાવનારા પણ છે. સઘળી ઓળખ આપ્યા પછી હું શ્રી પથીકજીએ પોતાનું વ્યાખ્યાન શરૂ કરવા જણાવીશ.

## વીર પથીકજીનું વ્યાખ્યાન.

બાદ તાળીયોના અવાજો વચ્ચે ઉભા થઇને શ્રીયુત વીજયસીંહજી પથીકે જણાવ્યું કે આજનો વીષય દેશી રાજયોની હાલની સ્થીતી વીશે છે. દેશી રાજયોનો મામલો એવો છે કે જેની સમજ ઘણા દીવસો સુધી બ્રીટીશ હીંદની પ્રજાને આપવાની જરૂર પડે તેમ છે. બ્રીટીશ સરકાર આ દેશપર રાજ્ય કરવા આવી છે. અને તે આ દેશપર સત્તા જમાવવા માગે છે, તે આ દેશને સોનાની ચકલી સમજીને આવી હતી અને હજી પણ આ દેશને કાચા સોના તરીકેજ લેખે છે જયાં સુધી દેશી રાજયોની પ્રજાની હાલત સુધારશે નહીં ત્યાં સુધી બ્રીટીશ હીંદની પ્રજાને સ્વરાજ મળવાનું મુશ્કેલ થશે. બ્રીટીશ સરકાર હીંદમાં આવ્યા બાદ પોતાની સત્તા જમાવવા લાગી અને દેશી રાજયોની સંખ્યા ઘટવા લાગી :અને બ્રીટીશ સત્તાનો અમલ વીશાલ થવા લાગ્યો અને આંતરીક ઝઘડાને લીધે ઘણાં દેશી રાજયોને ખાલસા કરવામાં આવ્યાં હતાં.

## સરકાર કેવાં દેશી રાજયો રાખવા માગે છે ?

હાલમાં બ્રીટીશ સરકારે નીતી બદલીને દેશી રાજયોને ખાલસા કરવાનુ બંધ કર્યું અને તેને બદલે રાજા જો અયોગ્ય રીતે બ્રીટીશની ઇચ્છા વીરૂધ ચાલતો જાણાય તો તેને પદભ્રષ્ટ કરવાની સત્તા રાખી. આમ બ્રીટીશ સરકાર દેશી રાજ્યોને જીવતાં તો રાખવા માગે છે પરંતુ તે રાજયો માત્ર નામના નીર્વીર્યજ હોય એમ ઇચ્છે છે. બ્રીટીશ સરકારે આમ દેશી રાજા-ઓને પરતંત્ર બનાવી દીધા છે, કારણ કે તે સારી રીતે જાણે છે કે જો રાજાઓ બળવાન હશે તો તેઓ ભવીષ્યમાં સ્વતંત્ર થવા માગશે આવી બ્રીટીશ સરકારે તેમને બરાબર રીતે પરતંત્ર દશામાં રાખ્યા છે.

દેશી રાજયમાંની પ્રજાપર જુલમાટ અતીશય છે એ વાત હવે જાહેર થઇ ચુકી છે દેશી રાજયના વતની વેપારીઓ બ્રીટીશ હીંદમાં સારી રીતે

વેપાર ધંધો કરે છે તેઓ પણ તેમને વતન જ્યારે પાછા ફરે છે ત્યારે દેશી રાજાનું રાજતંત્ર તેઓને સખ્ત સતાવીને નીચોવી લે છે. દરેક દેશી રાજ્યમાં જઈને તપાસશો તો જણાશે કે ત્યાંની પ્રજા દુઃખી છે. લીંબડી રાજ્યનો દાખલો જોશો. તપાસશો તો જણાશે કે ૧૩ાા લાખની આવકમાંથી ૪ાા લાખ રૂપીઆ ત્યાંના રાજા સાહેબ પોતાના અંગત ખર્ચ માટે વાપરે છે અને પરદેશી વસ્તુઓની ખરીદી કરી નાણાંની મોટી રકમનો ધુમાડો કરે છે.

---

## રાજાઓની દશા,

---

મારો દેશી રાજ્યોનો એ અનુભવ છે કે ત્યાંના રેસીડેન્ટો દેશી રાજાઓને પ્રજાતંત્રની વીરૂદ્ધ ભંભેરે છે. મારા જેવાને મળતાં રાજાઓ ડરે છે. કારણ કે મારી મુલાકાત થતાંની સાથેજ બીજે દિવસે રેસીડેન્ટ તેમની પાસેથી ખુલાસો માગે છે કે શું વાતચીત થઇ હતી અને એ વાત Hotheated આદમી સાથે કાં વાત કરી ? આવી સ્થિતિ રાજાઓની છે ? બ્રીટીશ સત્તાવાળાઓ દેશીરાજાઓને એક બાજુ સુધારા કરવાની શીખ આપે છે ત્યારે બીજી તરફ નવા વીચારોથી સાવધ રહેવા ચેતવણી આપે છે દેશી રાજાઓ હાલમાં હીંદી સરકાર સાથે નહી પરંતુ બ્રીટીશ સરકાર અને શહેનશાહ સાથે સીધો સંબંધ રાખવાની માંગણી કરે છે. જ્યારે ખરી રીતે તો જે કંઇ સંધીઓ દેશી રાજાઓ સાથે થઇ છે તે હીંદી સરકાર સાથે થઇ છે; નહી કે બ્રિટીશ ગવરમેન્ટ સાથે. દેશી રાજ્યોની પ્રજા આ રાજાઓના હાથે કચડાય છે તેથી દેશી રાજ્યોના સવાલપર ધ્યાન આપવા અને આ લડતમાં સામેલ થવા માટે હું બ્રીટીશ હીન્દની પ્રજાના આગેવાનોને અપીલ કરૂં છું. ( તાળીઓ ).

---

## શ્રી અમૃતલાલ શેઠ,

---

શ્રી અમૃતલાલ શેઠ ઉભા થતાં તાલીઓના અવાજો થઇ રહ્યા હતા, જે બાદ તમણે જણાવ્યું કે વીર પથીકજીએ દેશી રાજ્યોની સ્થીતિનું અચ્છી રીતે વર્ણન કર્યું છે. તેમણે એ દરશાવ્યું છે કે આજે તો સરકાર બ્રીટીશ હિન્દમાં સ્વરાજ આપે તે સામે આક્રમણો ઉભાં કરે છે. ;તેની

પાસે બધી બાજીઓ ખીસ્સામાં છે અને તે બાજી એક પછી એક આ સરકાર ખેલતી જાય છે. કાઠીયાવાડના હમણાંના પ્રવાસ દરમ્યાન ના વાયસરોયે ઘણાં ભાષણો આપીને દેશી રાજાઓને કેટલીક શીખ આપી છે અને સભ્ય ભાષામાં કેટલીક ચીમકીઓ પણ આપી છે પરંતુ તે રાજાઓને પ્રજાને સુખી રાખવા માટે કાળજી રાખવા કે પ્રજાને પોતાની સાથે રાખવા એક શબ્દ પણ નથી કહ્યો. તે નામદારે તો કહ્યું છે કે અમે માલેક છીએ, તમે નોકર છો અને તમારો વહીવટ ખામી ભર્યો છે માટે ધ્યાન રાખો.

## ના૦ વાઇસરાયની પધરામણી પાછળ ખર્ચ–૪૦ લાખ રૂપીઆ!

જામનગરમાં ના૦ વાઇસરાય પધાર્યા ત્યારે તેમના સ્વાગત પાછળ ૨૭ લાખનો ધુમાડો કર્યો હતો તે વાત અમે કહી હતી તે સંબંધમાં કોઇ વર્તમાનપત્રનાં ટીકા આવી કે આ આંકડો કયાંથી આવ્યો? હું કહીશ કે અગાઉ મેળવેલી અમારી ખબર ૨૭ લાખ માટેની હતી પરંતુ હવે ખરી ખબર આવી છે અને ના૦ વાઇસરાયની પધરામણી પાછળ ૨૭ લાખ નહીં પણ ૪૦ લાખનો ખર્ચ કર્યો છેઃ અને આ વાત તદ્દન ખરી છે, ત્યાં પણ જામ સાહેબને તેવીજ શીખ ના૦ વાઇસરાયે આપી છે હું એમ કહેવા માગું છું કે સરકારની એ ભાવના છે કે દેશી રાજ્યને પરતંત્ર હાલતમાંજ રાખવાં. હવે દેશી રાજ્યની પ્રજામાં જાગ્રતી આવી છે અને દેશી રાજ્યની પ્રજા પોતાના હક માગવા માટે તઈયાર થઇ છે અને તે જાગ્રતી વધારવા માટેજ આ પરીષદ બોલાવવામાં આવી છે.

## પ્રજાની પરતંત્રતા નીહાળો,

દેશી રાજ્યની હાલત જોશો તો જણાશે કે લગભગ સઘળાં દેશી રાજ્યોમાં સભાની બંધી છે ભાષણો કે વર્તમાનપત્ર કહાડવાની બંધી છે ત્યાં વાણી કે લેખનનું સ્વતંત્રય નથી. દેશી રાજાઓ પોતાની મરજી માફક જમીન જાગીર જપ્ત કરી શકે છે. લીંબડીમાંનો જમીનને લગતો મારો દાખલો મોજુદ છે. વગર કાયદે લીંબડી નરેશે મને હદપાર કર્યો હતો અને

તેનું કારણ મેં દરબારને પુંછ્યું તો કહે છે ચાલ્યો જા; કાયદો બાયદો કંઇ નહીં. મારી મરજી, આ પણ મારો અંગત દાખલો છે આમ વાણી અને લેખનનું સ્વતંત્રય નથી તેમજ જામીનગીરીનું રક્ષણ નથી. અમારે ત્યાં ન્યાયનું ધોરણ નથી, વ્યવસ્થાનું ધોરણ નથી, દેશી રાજ્યોમાં લાયકાતનું કંઇ ધોરણ નથી. માત્ર દરબારને ખુશી કરવાનેજ લાયકાતનું ધોરણ છે અને તેનો દાખલો એક છે કે એક સાધારણ ખવાસ ખવાસમાંથી વગર લાયકાતે મોટા ઓદ્ધાપર ચઢી ગયો છે. તે રેલ્વેનો મેનેજર અને એન્જીનીઅર-ઇન-ચીફ બની ગયો છે, જ્યારે તે રેલવે શું તે પણ ભાગ્યેજ સમજે છે.

## એડમીનીસ્ટ્રેટીવ પદ્ધતી દાખલ થવાની જરૂર.

અમારી વહીવટ પદ્ધતીનું નમાલાપણું છે. અમે તો રાજ્યમાં એડમીનીસ્ટ્રેટીવ પદ્ધતી દાખલ કરવાની જરૂર જોઇએ છીએ અને તે માટેની હીલચાલ દરેક દેશી રાજ્યોમાં ચલાવવાની જરૂર છે. અમારાં દેશી રાજ્યોમાં નાણાં પ્રકારની પદ્ધતી પણ નથી, અને રાજ્યની આવકમાંથી મોટા ખર્ચો જાઓ અને રાજ્ય મહેલને માટે ખર્ચાય છે. ભાગ્યેજ ૨૫ ટકા જેટલી રકમ પ્રજા પાછળ ખર્ચાય છે. આ સ્થીતિ સુધારાવવા માટેની પણ અમારી લડત છે. હમણાં રાજાઓ એમ માની બેઠા છે કે રાજ્ય અને રાજ્યની સઘળી મીલ્કતના માલીક છીએ અને અમે તેનો ગમે તેમ વહીવટ કરી શકીએ તેમ છીએ, આ તેમની વલણ સામે થઇને અમે આ પરીષદ ભરીને સાત કરોડની પ્રજાની વતી કહેવા માગીએ છીએ અમે તો પ્રજાતંત્રનેમાન આપીનેજ રાજા પોતાનું રાજ્ય ચલાવવા માગે છે તેનેજ અમે માન્ય રાખીયે છીએ. જે રાજા પ્રજાના માલેક તરીકે નહીં પરંતુ પ્રજાના સાચા સેવક તરીકે રહેવા માગતા હોય તે અમને માન્ય છે, તે સિવાયનાને અમે માન્ય કરતા નથી,

## દરમ્યાનગીરી અમે માગતા જ નથી.

કેટલાકો તરફથી અમારે માટે કહેવામાં આવે છે કે અમે બ્રીટીશ દરમ્યાનગીરી માગીએ છીએ, તેના જવાબમાં હું કહી શકે અમે તો કોઇની દરમ્યાનગીરી માગતા નથી. સરકાર જો બીનદરમ્યાનગીરી કરે અને તે

શરત બરાબર પાળે તો હું વચન આપું છું કે લગભગ અરધો ડઝન રાજાને તો ગાદી પરથી ઉઠાડી મુકી શકીએ તેમ છીએ અને તેવી રાજનીતી સા-ચેજ દેશી રાજાઓ પ્રજાપર જુલમો કરવાને બદલે પ્રજાના ચરણમાં આવી જશે અને નામ સાહેબ જેવા તરતજ ઠેકાણે આવી જશે અમે આ પરીષદ દ્વારા બ્રીટીશ સરકારને એ ખુલ્લું કહેવા માગીએ છીએ તમે તમારી 'પો-લીસી' સ્પષ્ટ રીતે જાહેર કરો અને તે પોલીસીને તમારી મરજી મુજબ નહીં પરંતુ તે કાયદેસર બરાબર રીતે પાળો, આ પરીષદ માર્ફતે અમે રાજાઓ કેવા માગીએ છીએ તે કહેવા માગીએ છીએ અને તેજ માર્ફતે અમારી માગણીઓ જાહેર કરવા માગીએ છીએ તેથી મને આશા છે કે તમો સર્વે આ પરીષદમાં સામેલ થઇને પરીષદને ફતેહમંદ બનાવશો,

આ વર્ષની તમારી મંત્રણાઓના અધયક્ષ બનવાનું નીમંત્રણ મોક-લીને તમે સૌએ મને જે માન આપ્યું છે તે બદલ અંતરની ઉતકટ સચ્ચાઈ પુર્વક તમારો આભાર માનવાનું મારૂં પ્રથમ કર્તવ્ય છે, રાજસ્થાનોની રાજકારણી હાલતનું અગર તેમના વહીવટનું મને અંગત ઉંડું જ્ઞાન ન હોવાથી પ્રથમ તો તમારૂ અતી માયાળુ નીમંત્રણ ન સ્વીકારવાની મને વરૂતી થઇ હતી, પણ મને કહેવામાં આવ્યું કે રાજસ્થાનોની પ્રજાની આ વાર્ષીક પરીષદના પ્રમુખપદને માટે:બ્રીટીશ હીંદમાંથી જાહેર કાર્ય કર્તાને નીમંત્રવાની તમારી પ્રથા છે. તમારા આ સનમાનની હું ખુબજ કદર કરૂં છું, આવો પ્રસંગ મને અગર મારા જેવા બીજાઓને રાજસ્થાનોના અગ્રેસર કાર્ય કર્ત્તાઓને મળવાનો :અવસર આપે છે, એટલુંજ નહી પણ જેમાં આપણું બન્નેનું હીત રહેલું હોય એવા ઘણાયે સામથીક મહત્વના પ્રશ્નનો ઉપર વીચારોની આપેલ કરવાની સુંદર તક પણ આપે છે. આપણે બે નીરાળી વહીવટી પદ્ધતીઓ નીચે વસીએ છીએ; પણ બંનેને સામાન્ય એવા કેટલાયે સવાલો છે કે જેમાં આપણા પરસ્પરના સ્હકારની જરૂર છે.

ઘણાયે વર્ષો સુધી રાજસ્થાનોની પ્રજા અને અગ્રેસરોએ બ્રીટીશ હીંદના રાજકારણ અને રાજપધતીઓ પ્રત્યે લગભગ ઉપેક્ષાની વરૂતી બતાવી દેખાય છે; અને હું માનું છું કે એવીજ માન્યતાને પરીણામે બ્રીટીશ હીંદના રાજકરણના તેમજ રાજકીય સંસ્થાઓના નેતાઓએ રાજસ્થાનોના સવાલો અને રાજસ્થાનોની પ્રજાના સામાન્ય કલ્યાણની બાબતોમાં રસ લીધો નથી, આવી સઉ સઉનું સંભાળેની નીતીએ રાજસ્થાનોની પ્રજાની રાજકારણી તાલીમ અને તેમની રાજકીય સંસ્થાઓના વીકાસને જબર નુકશાન પહોં-

ચાલ્યું છે. પણ છેલ્લાં વર્ષોમાં એ સ્થીતીમાં ઘણોજ તંદુરસ્ત પલટો આવ્યો છે અને સમજી હીંદુસ્થાનની રાજકીય રચનાના ઘડતરમાં બ્રીટીશ હીંદ અને રાજસ્થાનોને એક બીજા ઉપર આધાર રાખવાનો છે. એ વસ્તુ હવે વધારે ને વધારે સ્પષ્ટ રીતે સ્વીકારતી જાય છે. એટલે હું આજે પ્રારંભમાંજ સ્વીકારી લઉં છું કે આ પલટો લાવવાનો અને રાજસ્થાનોના સવાલો ઉપર પ્રજાકીય લક્ષ કેન્દ્રીત કરવાનો યશ આ અને આવી બીજી પરીષદો જેવી સંસ્થાઓના સઉ સંચાલકોને તેમજ રાજસ્થાની પ્રજાના રાજકીય ઉધ્ધાર માટે વર્ષો થયાં રાજસ્થાનોની વચ્ચે ખંતથી કામ કરનારા બીજા બધા કાર્યકર્તાઓને જાય છે મેં કહ્યું તેમ હીંદુસ્તાનમાં આ ઘડી એ પણ એવા કેટલાક અતી નામાંકીત પ્રજાનેતાઓ છે કે જેઓ એમ માને છે કે રાજસ્થાનોને તેમનો મોક્ષ સાધી લેવાને અલગ રાખવા એજ બહેતર છે. હું એ માન્યતાથી સદંતર જુદો પડું છું. એ ખરૂં છે કે બ્રીટીશ હીંદના લોકોને અત્યારે રાજસ્થાનોના આંતરીક સવાલોમાં દરમયાનગીરી કરવાનો હક નથી. તેમજ રાજસ્થાનોની પ્રજાને બ્રીટીશ હીંદના પ્રશ્નોમાં માથુ મારવાનો અધીકાર નથી. એ છતાં, એ પણ દેખીતું છે કે રાષ્ટ્રીય મુક્તીની આપણી લડતમાં અને સમગ્ર હીન્દુસ્થાનનું સ્વરાજ્ય ભોગવતા જગદમાન્ય રાષ્ટ્ર તરીકે ઘડતર કરવામાં, જ્યાં સુધી એ ધ્યેય સીધ્ધ ન થાય ત્યાંસુધી, બ્રીટીશ હીંદ અને રાજસ્થાનોની પ્રજાએ એક સાથેજ કામ કરવાનું છે. એટલે, પ્રજાને બ્રીટીશ હીંદની રાષ્ટ્રીય લડતની સાથે થઇ જવાને પરીશ્રમ પુર્વક પ્રયાસો કરતી જોઇને મને હર્ષ થાય છે. અને રાજસ્થાનોમાં પ્રજાશાસનના પાયા ઉપર તમારી રાજકીય સંસ્થાઓ સ્થાપવાની તમારી લડતમાં અમે બ્રીટીશ હીંદુસ્થાનના વતનીઓ તમને જે સહકાર અને સહાય આપી શકીએ તે મેળવવાના તમે હકદાર છો.

---

## રક્ષણનો સવાલ.

સામાન્ય રાષ્ટ્રીય કલ્યાણની બાબતોમાં રાજસ્થાનોનું હીત બ્રીટીશ હીંદુસ્થાનની સાથેજ છે, તેમજ રાષ્ટ્રીય નીતીના અનુસરણમાં એકબીજાના સહકારની પુરી જરૂર છે, એ વસ્તુ બ્રીટીશ હીંદુસ્તાનની અને રાજસ્થાનોની પ્રજાનાં મન ઉપર તાજેતરમાં જુદા જુદા અનેક સવાલોદ્વારા ઠસી ચુકી છે. એ બનાવો એટલા તાજા છે કે તેમનું લંબાણથી પુનઃકથન અસ્થાને છે. હું શરૂઆતમાં, બહારના આક્રમણ વેળા હીંદસ્થાનના રક્ષણને લગતા અને હીંદી

લશ્કરને હીંદીમય બનાવવાની માગણીને લગતા સવાલોને નીર્દેશ કરી લઉં. છેલ્લા યુદ્ધમાં, લડાઇનાં તમામ મેદાનો ઉપર હીંદી સઇનીકોએ તેમાં રાજ સ્થાનોનાં સઇનીકોનો સમાવેશ થઇ જાય છે જે યશસ્વી ભાગ ભજવાયો છે તેનું સ્મરણ આપણને સઉને હજી તાજુંજ છે, એ મહાન વીપતી વેળા હીંદે આપેલા સ્વેચ્છાપુર્વકના સહકારની તેમજ તેના સઇનીકોની વીરતાની બ્રીટીશ સામરાજ્યના બધા ભાગોમાં ખુબ ખુબ સ્તુતીઓ થઇ છે અને તે પ્રત્યે મનોભાવ બતાવવામાં આવ્યો છે. અત્યારે દરેક દેશ મહાન યુદ્ધના અનુભવને આધારે નવી લશ્કરી પદ્ધતી ખીલવી રહ્યા છે. હવે માત્ર લશ્કરો અગર તો પગારદાર સીપાઇઓ સીપાઇઓની મારાગારીથી યુદ્ધનાં પરીણામ નથી નક્કી થતાં, પણ એ જંગમાં પ્રજાનું તમામ સામર્થ્ય જુધે ચડે છે. આખી પ્રજાની દઉલત, તેના ઉપીગોગો, અને તેના મનુષ્યતવને તઇયાર થવાનો સાદ પડી રહ્યો છે, અને ગમે તે વર્ગના કે ધર્મના પ્રજાજનો ને અને ઉદયોગોને દરેક રીતે સજ બનાવવાની દરેક દેશમાં પ્રવૃત્તી ચાલી રહી છે. ઇનડીયન સેનડહર્સ્ટ કમીટીની પાસે જુબાની આપતાં નામાંકીત અગ્રેસરોએ કબુલ કર્યું હતું તેમ હીન્દુસ્થાન લગભગ છેલ્લી અર્ધી સદી થયાં એશીયાના રાજકારણમાં જે થોડું ઘણું અલગ રહેતું આવ્યું છે તે અલગપણુ ધીમે ધીમે તુટતું જાય છે. અને છેલ્લાં વર્ષોમાં તે એકલા સરહદી તોફાનથીજ પરીચીત છે તેને બદલે, તેને જુદીજ જાતની સમસ્યાઓનો સામનો કરવો પડશે. આપણી સ્થીતીમાં થયેલા પલટાની સાથે જે પરિણામો રહેલા છે તે એટલાં સર્વ સુવીદીત છે કે તેમના વીસ્તારી વીવરણની કશી જરૂર નથી હીન્દી અમલદારો ધરાવતું રાષ્ટ્રીય સઇનય હીન્દમાં ઉભું કરવું. બ્રીટીશ લશ્કરનો છેવટે અંત આણવાના આશયથી તેને ઓછું કરતાં જવું અને રાષ્ટ્રીય હીન્દના દષ્ટી બીનદુથી આખી લશ્કરી પદ્ધતીની પુનરરચના કરવીઃ એ વસ્તુઓએ, યુદ્ધ પછી હીન્દુસ્થાનના જાહેર પ્રજામતનું ખુબ ધ્યાન રોકાયું છે. બ્રીટીશ સામરાજ્યમાં રહીને સ્વરાજ્ય ભોગવતું હીન્દુસ્થાન—એનો અર્થ એ કે હીન્દી હીંદની પ્રજાને નીવીર્ય બનાવવાની અતયારની નીતીમાં ગંભીર ફેરફાર અવશ્ય થવોજ જોઇએ.

ઇનડીયન સેનડહર્સ્ટ કમીટી, જે ત્રણ વર્ષ પહેલાં નીમાયેલી અને જેના એક સભય થવાનું મને માન મળેલું, તેને હીંદી લશકરના અમલદારોની કેળવણીની સગવડોનો આખો સવાલ અને તે સંબંધના બીજા સવાલોનો વીચાર કરવો પડેલો.એ પરતવે,અમારે રાજસ્થાનોના સ્થાનની વીચા-

રક્ષા કરવાની જરૂર પડેલી અને ઘણુંખરાં મહત્વનાં રાજસ્થાનોના પ્રતીનીધિઓ એ અમારી પાસે આવીને અમલદારો તઇયાર કરવાની તેમની જરૂરીયાતી અમને જણાવેલી એ ઉપરથી સેન્ડહર્સ્ટ કમીટીનો સર્વાનુમત અભીપ્રાય બંધાયેલો કે હીન્દી સેનડહર્સ્ટમાં રાજસ્થાનોને હીસ્સો મળે તો પરીણામે રાજસ્થાનોનાં લશકરોની કામેલીયત વધવાથી હીન્દને સમગ્ર રીતે, લાભ થાય છે; અને તેથી કમીટીએ ભલામણ કરેલી કે હીન્દમાં સ્થપાનારી લશકરી કોલેજમાં નીયમીત હીન્દી લશકરને માટે જેટલી જગયાઓ મળે તે ઉપરાંત રાજસ્થાનો ને માટે અમુક સંખયાની જગયાઓ તો ખાસ છલાયદી રાખવી. 'કીંગસ કમીશન માટે રાજસ્થાનોના પ્રજાજનોને ચુટાવાનો હકક તો કયરાનો મળી ગયો છે અને હવે અમે ભલામણ કરી છે કે બ્રીટીશ હીંદના વતનીના જેવી શરતોએ રાજસ્થાનના વતનીના હીંદી લશકરી કોલેજમાં પ્રવેશ હક બક્ષવા. એટલે રાજસ્થાનેને બ્રીટીશ હીંદુસ્થાનની પ્રજા જેટલુંજ હીંદમાં લશ્કરી તાલીમનો આશયકતા સંસ્થાઓની સ્થાપનામાં અને હીંદી લશકરને હીંદીમય બનાવવામાં હીત રહેલું છે.

આ વસ્તુ સ્થીતીમાં કોઇ જવાબદાર માણસ એમ કહી શકશે કે બ્રીટીશ હીંદની એને રાજસ્થાનોની પ્રજાને તેમને માતરૂભુમીના રક્ષણની શામાનય જવાબદારી નથી રહી કે એ વીષયમાં બંનેનું એકસરખું હીત નથી?

## સંયોજનનો સીધાંત.

બ્રીટીશ હીંદને રાજસ્થાનો, રાસ્રીય નીતીના મુખય મુદ્દરામાં ઘણે પ્રસગે સાથે રહી કામ કરે છે. અને વહીવટનાં કેટલાક ક્ષેત્રોમાં તેમને પરાણે પરસ્પર સહકાર કરવો પડે છે, મહેસુલ અને નાણાંપ્રકરણી ખાતામાં અને પોલીસ અને નયાય ખાતાંના કામ કાજ માટે રાજસ્થાનો અને બ્રીટીશ હીંદને રોજ રોજ પરસ્પર સહકાર કરવો પડે છે,વીષયોની પરંપરા નીતય નીતય વધતી જાય છે અને આવા વહેવારથી દાખલાને રૂઢીને લીધે અમુક અધીકારને હકનો જેવો તેવો સબંધ ટરવાનો ય નકી. થઇ ગયો છે—જો કે આપણેને બંનેને સમાન એવા કોઇ કાયદાથી તેની વયાખયા નથી બંધાઇ, કે કોઇ લીખીત બંધારણમાં તેને સ્થાઇ સ્વરૂપ નથી મળયું. બહારની દુનીયા સાથેના આપણા સંબંધમાં તો આપણે અવીભકત એકમ તરીકે ગણાઇએ છીએ

આપણા આંતરરાષ્ટ્રીય સંબંધમાં બ્રીટીશ હીંદને રાજસ્થાનો વચ્ચે જરાયે ભેદભાવ રખાતો નથી. બ્રીટીશ વસાહતોમાં અને પરદેશી મુલકોમાં બ્રીટીશ હીંદના તેમજ રાજસ્થાનોના પ્રજાજનોને સરખી હાડમારી સહન કરવી પડે છે. આવા સંજોગોમાં અખીલ હીંદની રાષ્ટ્રનીતીમાં રાજસ્થાનોની દરજ્જા નક્કી કરવાના પ્રશ્નની કેટલાંક વરસો થયાં ગંભીર વીચારણા ચાલી રહી છે. અને ૧૯૧૭ ના ઓગષ્ટના ઠરાવ પછી તો એટલી વાત સ્પષ્ટ થઇ કે હીંદી રાજસ્થાનોનો તેમાં સમાવેશ કરવાનો પ્રશન બંધારણના સીધાંત ઘડનારાઓની વીચારણાનો પ્રશ્ન નથી રહયો, પણ સતવર વયવહારીક નીરાકરણનો સવાલ થઇ પડયો છે. દશ વરસ અગાઉ મોટેગયુ--ચેમ્સફર્ડ અહેવાલની પહેલાં એ સવાલ ચર્ચતાં મેં અભી પ્રાય આપયો હતો કે રાજ સ્થાનોમાં આ દેશની રાજકીય પ્રગતીના છેલ્લા માં છેલ્લા સુત્રોનું પાલન કરાવવું જોઇએ, અને રાજસ્થાનોને બ્રીટશ

# હિંદનું ભવિષ્યનું રાજબંધારણ.



## તેની અંદર દેશી રાજાઓ તથા પ્રજાનાં સ્થાનનો સવાલ.



### મુંબઇમાં ભરાયેલી દેશી રાજ્યોની પ્રજા પરિષદના પ્રમુખ દીવાનબહાદુર રામચંદ્રરાવ શું કહે છે.



દેશી રાજ્યોની પ્રજાપરીષદના પ્રમુખ અને મધરાસના નામાંકીત રાજદ્વારી દીવાનબહાદુર એમ. રામચંદ્રરાવ બી. એ. બી. એલ. નું ભાષણ અત્રે પ્રગટ કરીએ છીએ.

હીંદના પ્રાંતોમાં કર્તવ્ય ને અધીકારોમાં સહહીસ્સેદાર બનાવી સંયુક્ત સંઘની સ્થાપનાથીજ ઉપરની વાતનો અમલ થઇ શકે છે. મોન્ટેગ્યુ ચેમસફર્ડ નીવેદનના ઘડનારાઓએ પણ " માત્ર સ્થાનીક કે પ્રાંતીક હીતનાં બધાં કામકાજમાં આતમશાસનના અધીકાર હોય એવા કેટલાક પ્રાંતોને. અતયારના પ્રાંતો સમાન રાખીને અને બાકીનાને પ્રજાનાં લક્ષણો અને આર્થીક હીત અનુસાર રૂપાંતર આપીને સંસ્થાનોના સમાન અધીકારવાળા સંઘ તરીકે હીંદના ભાવી બંધારણનો પોતાનો અભીપ્રાય વયક્ત કર્યો હતો, એજ નીવેદનમાં ઉલ્લેખ કરવામાં આવેલો છે 'કે સંઘમાં રાજસ્થાની પ્રજાના સંખ્યાબંધ પ્રતીનીધીઓની બનેલી અને એ પ્રજાઓને જવાબદાર મધ્યસ્થ સરકાર, રાજસ્થાનોના આ સંઘના પ્રમુખપદે રહેશે. તે આખા હીંદુસ્થાનના સમાન હીતના અંદરના ને બહારના સવાલો ચર્ચશે; સંસ્થાનો વચેના વાંધામાં લવાદ બનશે અને બ્રીટીશ સામરાજ્યના આતમનીર્ણયના અધિકારવાળા સર્વ એક સાથે સમાન અધીકારપુર્વક અખીલ હીંદના હીતની પ્રતીનીધી ગણાશે આ યોજના હીંન્દી રાજસ્થાનોનેય સ્થાન મળશે અને પોતાનું વયક્તીતવ ગુમાવ્યા શીવાય સમાન હીતમાં

પોતાની ખાસ શકતીઓ સમર્પશે અને બ્રીટીશ હીનદના સમીકરણમાં અમુક હેતુઓ માટે સાથ આપવા તેઓ પ્રેરાશે એ બનવા જોગ છે." હીનદી રાજસ્થાનો અને બ્રીટીશ હીંદના સંયુક્ત સંઘની હીમાયત કરીને આપણે દશ વરસ પહેલાં અનીવાર્ય જણાવેલા અગતયના સુધારાને માટે જ આગ્રહ કરીએ છીએ.

---

## પ્રજામતનો વિકાસ.

---

તેથી બ્રીટીશ હીંદ સાથેના હીંદી રાજસ્થાનોના ભાવી સંબંધના સવાલે થોડા મહીનાઓ થયાં વીવીધ કારણોને અંગે અસાધારણ ધયાન ખેંચ્યું છે એ આશ્ચર્યજનક નથી. રાજસ્થાનોમાં જવાબદાર શાસનની સ્થાપના માટે રાજસ્થાનોની પ્રજાની લડત પ્રબલ થતી જાય છે અને જુદાં જુદાં રાજસ્થાનોની પ્રજાએ વારંવાર પરીષદો ભરી છે. તેથી બ્રીટીશ હીંદની રાષ્ટ્રીય લડતના પ્રતીઘોષના, અને અખીલ હીંદની રાજનીતીમાં વયાજબી હીસ્સો મેળવવાની રાજસ્થાનોની પ્રજાની મહતવાકાંક્ષાના અસંખ્ય પુરાવા હીંદી નરેંદરો પાસે રજુ થયા છે. સીમલા પરિષદ પછી વીલાયત ગયેલા હીંદી નરેંદરીના પ્રતીનીધીમંડળની પ્રવૃતીને લીધે આ સવાલે વીલાયતની પ્રજાનું પણ ધ્યાન ખેંચાયું છે. છેલ્લા થોડા મહીના દરમ્યાન વીલાયતનાં વર્તમાનપત્રોએ તટસ્થતા જાળવ્યા વીના નરેંદરોનો અતયારનો દરજજો સુરક્ષીત રાખવાના હેતુથી વારંવાર ચર્ચા કરી છે; અને લોર્ડ સીડનહામ લોર્ડ મેસ્ટન અને સરમાઇકલ ઓડવાયર સમા એંગલો ઇંડીયન પાર્ટી હીંદી રાજસ્થાનો પ્રતી અને તેઓનાં કરાર નામાના અધીકારોના રક્ષણ પ્રતી પ્રીતીનો ઝરો એકાએક ફુટી નીકળયે છે; અને મારા માનનીય મીત્ર પ્રોફેસર અભયંકરે તેના ગયા વરસના ભાષણમાં અતયંત વયાજબી પોકાર ઉઠાવયો હતો કે હીંદી રાજસ્થાનોની પ્રજાના હીતને લગતી નીતીના, અને રક્ષણના, જકાતનાં ટપાલ, તાર, ને રેલ્વે, ચલણ, ધીરધાર, આબાકારી અને અફીણ સમા વેપારી લાભના કેટલાક સવાલોનું નીરાકરણ હીંદ સરકાર અને હીંદી ધારા સભા કરે છે, પણ રાજસ્થાનનો અતયારે એ નીતીના ઘડતરમાં જરાયે તક અપાતી નથી. હીંદના ભાવી બંધારણમાં પોતાનું ચોકકસ સ્થાન જાણવા રાજસ્થાનોના રાજાઓ આતુર હોય એ વ્યાજબી છે અને આપણને ચોકસ

માહીતી નથી છતાં, એમ જણાય છે કે ગયા મે મહીનામાં મળેલી સીમલા પરીષદમાં તેઓએ સમગ્ર પ્રશ્ન વીષે પોતાના અભીપ્રાય નકકી કર્યા છે. શાહી કમીશનની નીમણુંકથી પણ આ દેશની પ્રજાને આ સવાલમાં રસ આવ્યો છે. અને હીંદી બંધારણમાં પ્રમાણભુત ગણાતા કેટલાક સુપ્રસીદ્ધ કાર્યકર્તાઓએ હીંદી રાજસ્થાનોના સવાલની જાહેર ચર્ચા કરી છે. કોમનવેલ્થ ઓફ ઇંડીયા બીલમાં સ્વતંત્ર મજુરપક્ષે ઘડેલા ખરડામાં પણ હીંદી રાજસ્થાનોના પ્રશ્નની ચર્ચા થઇ છે, અને અખીલ હીંદના ભાવી બંધારણની યોજનામાં રાજસ્થાનોને કેવું સ્થાન આપવું તેનો નીર્દેશ એ ખરડાના ઘડનારાઓએ તેમાં કર્યો છે સામાન્ય રીતે એવું અનુમાન થાય છે હીંદના બંધારણોમાં હીંદી રાજસ્થાનોને અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસના બંધારણમાં સંયુક્ત સંસ્થાનોને અપાયું છે એવું પ્રતીષ્ઠીત સ્થાન આપવું જોઇએ. સંયુક્ત સંઘની આ દલીલ ઘણાએ મંજુર રાખી છે અને તેને સમર્થન આપ્યું છે અને રાજસ્થાનોમાં અને બ્રીટીશ હીંદમાં એ સંયુક્ત સંઘના સીધાંતને કેમ અમલમાં મુકયો તેની જાહેર ચર્ચા થઇ રહી છે એ ભારે સંતોષની વાત છે.

---

## હિન્દી નૃપતિઓનો વર્તાવ.

આ વીષયનો લગીરે પરીચય ધરાવનાર કોઇ પણ માણસ સમગ્ર હીંદુસ્થાનને લાગુ પડે એવા સંઘ–બંધારણના વીધાનના સવાલને ફરતી રહેલી મુશ્કેલીઓની ના નહી પાડી શકે. પણ આ મુશ્કેલીઓ દુર ન થઇ શકે એવી નથી અને બધા પક્ષોની ઈચ્છા અને સહકારથી સફળતા પુર્વક ઉકેલી શકાય તેમ છે, રાજસ્થાનોને સંઘ–બંધારણ લાગુ પાડવાથી રાજાઓને સઉથી વીશેષ અસર થાય છે. હીંદુસ્તાનની ભાવી રાજકરણી ઉતક્રાનતી પરતવેના તેમના વર્તાવ સંબંધમાં સંદેહો પણ જાહેર થઇ રહ્યા છે. સીમલામાં તાજેતરમાં મળેલી રાજાઓની પરીષદે ઘણી ગંભીર દહેશતો અને શંકાઓને જનમ આપ્યો છે. ખેદની વાત છે કે એ પરીષદની કાર્યવાહીને જાહેર કરવામાં આવી નથી. હીંદી સરકારે અગર તે પરીષદને માટે જે કોઇ જવાબદાર હોય તેણે સીમલા પરીષદ શા ઉદ્દેશથી બોલાવવામાં આવેલી. કે તેમાં શું શું નીર્ણયો થયા તે સંબંધમાં કઇ પ્રમાણભુત વીજ્ઞાપન પ્રગટ કરવાનું પસંદ કર્યું નથી એ પણ અફસોસની વાત છે. હજીએ હીંદી સરકાર અત્યારે આ વીષયે પ્રવર્તતી ગેર સમજુતો દુર કરવા યાદી પ્રગટ કરે તો તે સમયોચીતજ લેખાશે. વર્તમાન પત્રોમાં સુચન થાય છે કે હીંદી બંધારણના વીષય ઉપર શાહી કમીશનના ફેસલાને આડે માગે

દોરી જવા અર્થે તેમની સામે ધુમસનો પડદો ઉભો કરવાના કામમાં અત્યારે હીંદી નૃપતીઓનો ઉપયોગ થઈ રહ્યો છે. એમ પણ કહેવાય છે કે પરીષદનો ઉદ્દેશ બ્રીટીશ હીંદની પ્રજાશાસનને માર્ગે થતી કુચક દમ પ્રગતીને રોકવામાં આવ્યું છે કે હીંદી નૃપતીઓના અત્યારનો હક્કો દરજ્જો અને મોભો જાળવી રાખવાના લેબાસ નીચે તેમને હીંદને મળવા જોઇતા બંધારણસરના સંપૂર્ણ સ્વરાજ્ય સામે અને એ રીતે હીંદની સ્વરાજ્ય પ્રાપ્તીના અવરોધનાર્થે વીરોધ-પ્રવૃતી કરવાની સલાહ આપવામાં અને ઉશ્કેરવામાં આવે છે.

હીંદી નૃપતીઓ હીંદની મુક્તીના શત્રુઓની સાથે જોડાવા જેટલા દેશપ્રેમ વીનાના હોય એમ હું નજ માની શકું. હીંદના ભાવી બંધારણમાં રાજસ્થાનોનું સ્થાન ક્યાં, એ પરતવે રાજાઓની ઇચ્છાઓ જાણી લેવા અર્થે સીમલા-પરીષદ થઇ હોય એ સંભવીત છે.

સીમલાની તાજી નૃપતી પરીષદનો ગમે તે ઉદ્દેશ હોય, પણ રાજાઓને અત્યારનો વર્તાવ શું છે એ તેમના તરફથી વીલાયત ગયેલા તેમના પ્રતીનીધીમંડળના વચનોથી થોડું ઘણું પરખાઇ જાય છે. તમે સઉ જાણો છો તેમ, કર્નલ હસ્કર અને ડૉ૦ રશબ્રુક વીલ્યમ્સ સીમલાની પરીષદ પુરી થતાં વેતજ વીલાયત ઉપડેલા; અને તેમના પ્રત્યે 'બ્રીટીશ અખબારોનું' સારી રીતે લક્ષ ખેંચાયું છે. તેમણે હીન્દી નૃપતીઓના તરફથી એક વીજ્ઞાપન પ્રગટ કરીને જાહેર કર્યું છે કે તેઓ ( નૃપતીઓ ) સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવાની હીંદની વ્યાજબી આકાંક્ષાના વીરોધી નથી, પણ કોલકરારોમાં નક્કી થયેલો રાજાઓને દરજ્જો અને સ્થાન બરાબર જળવવા જોઇએ.

---

## નામદાર જામ સાહેબ,

---

નવાનગરના નામદાર જામ સાહેબે હમણાંજ ઉપરની મતલબનાંજ વચનો ઉચાર્યા છે, અને છેલ્લા મહીનામાં જાહેરમાં કહ્યું છે કે નૃપતીઓને બ્રીટીશ હિંદમાં વસતા તેમના દેશબંધુઓની અકાંક્ષાઓ પ્રત્યે સંપૂર્ણ સહાનુભુતિ છે, અને આવી લાગણી આત્મસંરક્ષણની સ્વાભાવિક વૃતિની સાથે વસી શકે છે અને વસ્તુ:ત વિષે પણ છે, આગળ જતાં, તેમણે કહ્યું કે રાજાઓને બ્રીટીશ હીન્દના કાર્યોમાં માથું મારવાની જરાએ ઇચ્છા નથી

અને તેઓ એમ પણ માગે છે કે તેમના અહવ્યવહારમાં બહારની દરમ્યા-
નગીરી નહી થવી જોઇએ. જામ સાહેબે વાઇસરાયને વિનંતી પણ કરી છે
કે જે નવું હીન્દ આવીર્ભાવ પામી રહ્યું છે તેમાં અમારી સ્થિતિ સંપૂર્ણ
રીતે સુરક્ષીત રહે એવો પ્રબંધ કરવાની જરૂર છે, અને ભાવી બંધારણનું
ગમે તે સ્વરૂપ થાય. પણ રાજસ્થાનોની સ્વતંત્ર રાજકારણી એકમો તરીકેની
હયાતી સાબુત રાખવા કંઇક એવો માર્ગ લેવો પડશે કે જે અત્યારની
વસ્તુસ્થિતિનો સ્વીકાર અને સામનો કરવાની સાથે ઇતિહાસ અને પ્રણાલી-
કાઓની અવગણના નહીં કરે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે હીન્દી
નૃપતિઓનો અત્યારનો વર્ત્તાવ હીન્દની રાષ્ટ્રીય હીલચાલનો વિરોધી નથી
પણ એટલું બસ નથી. તેમણે એમાં સામીલ થવાની જરૂર છે, નામદાર
જામ સાહેબ દ્વારા સુચીત થતા હીન્દી નૃપતીઓના સામાન્ય વર્તાવની સાથે;
રાજસ્થાનોનો સમાવેશ કરતા સમગ્ર હીંદની નવી બંધારણીય રચના ભાગ્યેજ
સંગત લાગે છે. નૃપતીઓ પરીસ્થિતીની જરૂરીયાતો પ્રત્યે આંખો મીચી
શકશેજ નહિ, અને તેમણે સમગ્ર હિન્દને માટેના સામાન્ય બંધારણની
ઉત્ક્રાન્તી અર્થે જરૂરી પરીસ્થિતિનો સ્વીકાર કરવોજ પડશે.

---

## થોડી મુશ્કેલીઓ.

---

આપણા વીષયના આ ભાગની હું પુર્ણાહુતી કરૂં તે પહેલાં બીજી બે
ત્રણ સંગત વસ્તુઓ કે જેના તરફ તાજેતરમાં જાહેર પ્રજામતનું સારી
રીતે લક્ષ ખેંચાયું છે અને જેને સંઘ બંધારણના સીદ્ધાંતના સામાન્ય સ્વી-
કારની સાથે ઘણોજ નીકટનો સંબંધ છે તે પરત્વે સંક્ષેપમાં કહી લઉં.
બ્રીટીશ હીંદની સાથે સંઘબંધારણમાં જોડાવાથી રાજસ્થાનોને તેમના સર્વ
સત્તાધીશપણાના હકો જતા કરવા પડશે એવો જે દાવો આગળ કરવામાં
આવે છે તેનો હું પ્રથમ નીર્દેશ કરવા માગું છું. આ સ્થીતીની મે દશ
વરસ પહેલાં વીસ્તારી સમાલોચના કરી છે, અને તાજેતરમાં આપણા
દેશના જાહેર પુરૂષોએ પણ તેનું સમીક્ષણ કરેલું છે. આ વીષયો વર્તમાન-
પત્રોમાં છેલ્લા થોડા વખતથી વીવાદભરી ચર્ચા પણ ચાલી રહી છે આ
સંબંધમાં અત્યારે વધારે વીગતવાર ચર્ચા કરીને તમને હું કંટાળો નહીં
આપું. રાજ્યસ્થાનોના સ્વતંત્ર વર્તન ઉપર રહેલી મર્યાદાઓ તેમજ તેમના
બહારના સંબંધો અને કેટલેક અંશે તેમની આંતરીક સર્વ સત્તાધીશત

ઉપર શીરસ્તા તરીકે મુકાઇ ગયેલાં બંધનો સંબંધમાં તો તમે સહુ પુરેપુરા માહીતગાર છો. સર વીલ્યમ લી વાર્નરના મત મુજબ રાજસ્થાનોની સ્થીતી એ છે કે બ્રીટીશ સરકારે રાજસ્થાનોની બધીયે બહીર્ગત સર્વ સત્તાધીશતાનો ભોગવટો પોતા પાસે રાખી લીધો છે એટલુંજ નહી પણ તેણે મોટા રાજ્યોની પણ આંતરીક સર્વ સત્તાધીશતાની થોડી દોરીઓએ પોતાના હાથમાં લઇ લીધી છે.' રાજાઓ ઉપર હીંદમાં સામાન્ય સંરક્ષણની જવાબદારીનો સહ હીસ્સા રહેલો છે અને પોતાના રાજસ્થાનના સુકારભાર અને કલ્યાણપરતવે તેઓ સામાન્ય રીતે હીંદી સરકારને ઉત્તરદાયી છે એટલે બ્રીટીશ સરકાર સાથે હીંદી રાજસ્થાનોને બાંધી રાખનારૂં બંધન કોઇ પણ રીતે આતરરાસ્ત્રીય નથી કે ખંડીયા તરીકેનું નથી અને અર્ધસર્વ સત્તાધીશ ( શેમી શોવેરીન)ના સંબંધ કહેવામાં આવે છે. આ સંબંધ કેવી રીતનો અને કેવા પ્રકારનો છે એ પરતવે હીંદના અને ગ્રેટબ્રીટનના સુપ્રસીધ બંધારણ શાસ્ત્રીઓ થોડા વખતથી ચર્ચા કરી રહ્યાં છે; અને સર્વ સત્તાધીશતાના ભાગ પડી શકે કે નહીં એ પ્રકારના બંધારણના કાયદાના ઘણાયે રસીક પ્રશ્નોએ પણ ભારે વીવાદનો વીષય પુરો પાડયો છે હું આ વીષયની કે નાના મોટાં રાજસ્થાનોની વધતે ઓછે અંશેની આંતરીક સર્વ સત્તાધીશતાની ચર્ચા કરવા માગતો નથી. કેટલાંક રાજસ્થાનોની સીદ્ધાંતમાં સ્વીકારાયેલી સર્વ સત્તાધીશતાની કોઇથી ના પાડી શકાય તેમ નથી. અને હઇદર.-બાદ, માઇસોર ત્રાવણકોર વડોદરા, ગ્વાલીયર, ઇનદોર, પ્રતીયાળા, અને બીકાનેર જેવાં કેટલાંક મોટાં રાજસ્થાનો તો અમુક હદ સુધી આતરીક સર્વ સત્તાધીશતાનો ઉપભોગ કરીજ રહ્યાં છે પણ એ છતાં આપણે આજની સાચી વસ્તુસ્થીતી પ્રત્યે આંખો મીચી રાખી શકીએ નહીં નરૂપતી તેના રાજ્યનો સ્વતંત્ર રાજા રહેશે' એ પ્રકારનો અમુક સંધીપત્રોમાં કરાર છે.એ હકીકત છતાં, હીંદી સરકારનો તેના પ્રતીનીધીઓ. દવારા રાજસ્થાનોના કારભારમાં દરમ્યાનગીરી કરવાનો હક તેમણે (હીંદી સરકારે) ભુતકાળમાં જતો કર્યો નથી. અને અત્યારે પણ એ હક જતો નથી. એટલે કે સંધીખાતોનો અર્થ બંને પક્ષ વચ્ચે જ્યારે અમુક સંધી થઇ ત્યારની સંબંધીના પ્રકાશમાં કરવાનો છે એમ નહીં પણ તે અર્થ પાછળના ફેરફારોને લક્ષમાં રાખીને અને શીરસતાઓ અને રીવાજોના પ્રકાશમાં કરવાનો છે, કારણ કે શીરસ્તાઓ અને રીવાજોએ સંધીખતોમાં ખુબ ફેરફારો કરી નાખ્યા છે. એક સઇકા પહેલાં, સંધી ખતોથી પણ અત્યારની સ્થીતીતો એ છે કે, બરે-

ખરા આકારમાં ઘણાખરાં રાજ્યોના સર્વ સતાધીપણાના ઘણાયે સાચા ગુણો ખેંચવી લેવામાં આવ્યા છે. આ સ્થીતીમાં રાજ્યસ્થાનોના નરૂપતીઓ કે પ્રજાજનો, પોતાને સર્વ સતાધીશપણાના હકો ગુમાવવા પડે છે, એવું કારણ આગળ ધરીને, હીંદુસ્થાનને સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનનું પદ આપતી રાજકીય યોજનામાં શામીલ થવાની અને બ્રીટીશ હીંદની હારમા આવવાની ના પાડે એ વ્યર્થ છે એટલે, મને શ્રદ્ધા છે કે આ વીષયમાં હીત ધરાવનારા સઉ કોઈ વસ્તુસ્થીતી અને તરંગી સ્થીતી વચ્ચેનો ભેદ સમજી જશે, અને આ પ્રશન સબંધમાં નીર્ણય ઉપર આવતી વેળા, આજે હયાતી ધરાવતી નક્કર હકીકતોનો નીરાવેશ વીચાર કરશે. સાથો સાથ, હું કબુલ કરૂં છું કે જ્યા સુધી શકય હોય ત્યાં સુધી, નવા બંધારણમાં રાજસ્થાનોનું વ્યક્તીતવ જાળવી રાખવાની તેમની પુર્ણ ખાત્રી અપાવી જાઇએ, અને એ દીશામાં દરેક પ્રયત્ન પણ થવો જોઇએ. સંઘ-બંધારણમાં, રાજસ્થાનોનું સ્થાન, મારા અભીપ્રાય મુજબ, સામાન્ય ફરજોના પાલન અને આંતરીક વહીવટના તેમના હક પરતવે, બન્ને રીતે, આજના કરતાં ઘણું ચડીયાતું બનશે. રાજસ્થાનોને તેમનાં રાખીખતો હોવા છતાં, ઘણી મહતવની બાબતોમાં હીંદ સરકારના રાજકારણી ખાતાની અને રાજકારણી અમલદારોની 'શીળી' સમજાવટને પરીણામે તેઓ સાવ નીચોવાઇ ગયાં છે. તેમના અધીકારો અને કર્તવ્યની સુસ્પષ્ટ વ્યાખ્યાઓ ધરાવનારા બંધારણમાં આવું નહી બની શકે.

રાજસ્થાનોની પ્રજાની હાલની પરીષદોમાંથી એક પરીષદ વેળા છેલ્લી સદીના ઉતરાર્ધમાં જર્મનીના રાજ્યોનું જેવું મંડળ સ્થાપવામાં આવ્યું હતું તેને મળતું એક સંયુક્ત મંડળ રચવાની ઇચ્છા પદર્શીત થઇ હતી એમ મારા લક્ષ ઉપર આવ્યું છે. છેલ્લી સદીના પુર્વાધમાં. જર્મની સંખ્યાબંધ નાનાં નાનાં સ્વતંત્ર રાજ્યોમાં વહેંચાયલું હતું અને પછી તેમનું જે સંયોજન થયું, એ મુખ્યત્વે બીસ્માર્કની બુધી અને શક્તિનોજ પરીપાક હતો જર્મન ઐક્ય રચવાની જબર અગત્ય એ રાજપુરૂષોને બરાબર સમજાઇ હતી, અને તેણે રાજચાતુર્ય વાપરીને અને ખાંડાં ખણખણાવીને અમુક અંશે એ વસ્તુ સિદ્ધ કરી હતી. બીજી પાસ, કવુર અને બીજા ઇટાલીયન દેશભક્તોએ, ઇટાલીનાં જુદાં જુદાં સજ્યોનું એકીકરણ કરવાની ક્રીયા આદરીને અને એ રીતે એક રાષ્ટ્ર સ્થાપીને, ઇટાલીની રાષ્ટ્રીય એક્તા સાધી હતી. ઇટાલીની આ આસ્ટ્રીયાની ધુંસરીમાંથી મુક્ત થવાની અને

પોતાની રાષ્ટ્રીય મહેચ્છાઓ સીદ્ધ કરવાની પ્રવૃત્તીમાં ફ્રાન્સ અને ઈંગ્લાંડની સહાનુભુતીએ સારી રીતે બળ પુર્યું હતું. રાજસ્થાનોમા આપણી વચ્ચે આજે એકાદ બીસ્માર્ક કે કાવુર ઉત્પન્ન થાય તો કેવું સારૂં! આજે યુરોપીયન ઇતિહાસની આવી સમાનતાઓ આપણને કદાચ બહુ ઉપયોગી ન નીવડે અને આપણી પોતાની ખાસ પરિસ્થિતિને બંધ બેસતું બન્ધારણ ઘડવાને આપણે કંઈક નવોજ માર્ગ લેવો પડે, એમ પણ બને, અને મને શ્રદ્ધા છે કે. જો સમગ્ર હિન્દુસ્થાનને માટે નવું સંગ બંધારણ ઉપજાવવાની દૃષ્ટીથી આપણા હિન્દી નૃપતીઓને તેમની અત્યારની સતાનો અને દરજ્જાનો ભોગ આપવાની જરૂર પડશે, તો તેઓ એવો આપભોગ આપતાં નહીજ અચકાય.

---

## નાનાં રાજ્યસ્થાનો.

વીચારવાજોગ બીજો મુદ્દો એ છે કે હીંદના સંઘબંધારણમાં સમસ્ત રાજ સ્થાનોનો સમાવેશ કરવો કે સંયુક્ત હીંદમાં માત્ર વધારે મહતવના રાજસ્થાનોને સ્થાન આપવું. સર્વ કોઈ એટલુ તો સ્વીકારશે કે ઘણાખરા નાના રાજસ્થાનોમાં કુલ વહીવટી સતા પોલીટીકલ એજંટના હાથમાં હોય છે કુલ ૫૬૨ રાજસ્થાનોમાંથી ૧૦૦૦ ચોરસ માઇલ કરતાં ટુંકા વીસ્તાર-વાળાં એટલે કે બ્રીટીશ હીંદના કોઇપણ જીલ્લાના ચોથા ભાગના વીસ્તાર-વાળાં સંસ્થાનોની સંખ્યા ૩૭૪ છે.

૫૬૨ રાજસ્થાનોમાંથી માત્ર ૩૦ રાજસ્થાનોજ બ્રીટીશ હીંદના કોઇ પણ જીલ્લા જેટલા વીસતાર, વસ્તી અને સાધનો ધરાવે છે. ત્રણ રાજ-સ્થાનોમાં તો ૧૦૦૦ જીવની વસ્તી છે. અને પાંચ રાજસ્થાનોની વાર્ષીક મહેસુલ ૧૦૦ રૂપીઆ છે. ગઇ સદીની શરૂઆતમાં આ નાનાં રાજસ્થાનોને તાલુકદારો તરીકે સ્વીકાર્યા ત્યારે સંજોગો ગમે તેવા હોય, પણ એટલું તો સ્પષ્ટ છે કે રાજસ્થાનો અને બ્રીટીશ હીંન્દના પ્રાંતોનો સંયુક્ત સંઘ સ્થપાય તે પહેલાં સંયુક્ત સંઘમાં કોને કોને સ્થાન આપવું તેના નીરાકરણ માટે સંપુર્ણ તપાસ થવી જોઇએ. નાના જમીનદારો જેવાં ઘણા-ખરાં નાનાં રાજસ્થાનોને હૈદ્રાબાદ, માઇસોર, વડોદરા કે કાશ્મીરની કોટીનાં ગણવાં એ અવીચારણીય છે. રાજસ્થાનોનો અને સંયુક્ત હીંદના ભાવી બંધારણમાં તેમના સ્થાનનો પ્રશ્ન અત્યંત ચીવટથી છણવો જોઇએ.

---

# સંયુક્ત સંઘમાં નરેન્દ્રોનું સ્થાન.

ત્રીજો મુદ્દો સંઘબંધારણમાં વંશપરંપરાથી રાજસ્થાનોના વાલી તરીકે સ્વીકારાતા નરેન્દ્રોનું સ્થાન ચોક્કસ કરવાનો છે. એટલું તો સ્પષ્ટ છે કે બીજા પ્રદેશોના સંઘબંધારણના ઉદાહરણથીજ ચાલશે નહીં. તેમજ અત્યારના સંજોગો ઉલેખવા એ પણ અવ્યવહારૂ ગણાશે. જ્યાં સુધી પ્રજાએ પોતે ચુટેલા સર્વસતાધીશના શાસનનો સીદ્ધાંત વંશપરંપરાના સીદ્ધાંતના સ્થાને જનતામાં પુરેપુરો પ્રચલીત થાય નહીં ત્યાં સુધી નવા બંધારણમાં વધારે મહત્વના રાજસ્થાનોનાં ગૌરવ પ્રતીષ્ઠા ને સ્થાન જરૂર જળવવાં જોઇએ. આ સીદ્ધાંતને પ્રચલીત થતાં હજુ ઘણો સમય લાગશે, અને અત્યારે આપણે એની ચર્ચામાં નહીં ઉતરીએ. આનો અર્થએ નથી થતો કે હીંદી રાજસ્થાનોમાં આપખુદ અંગત શાસનની અત્યારની પદ્ધતિ ચાલુ રહેવી જોઇએ, હીન્દી રાજસ્થાનો સહીત અખીલ હિન્દના સંઘ બંધારણની યોજના સામે લોર્ડ મેસ્ટને એવી દલીલ રજુ કરી છે કે સંઘના અંગભુત સંસ્થાનોમાં વંશપરંપરાનાં રાજ્યો અને લોક શાસનની પાર્લામેંટરી પદ્ધતીવાળી પ્રાંતીક સરકારે એમ તદન જુદા પ્રકારના વર્ગો પડી જશે, અને એવા બે વર્ગો માટેનું સમાન બંધારણ તેલ પાણીના મિશ્રણ સમું નીવડશે. ને બન્ને વચ્ચે સાચો મેળ બંધાશે નહીં આ વીરોધી દલીલ લોર્ડ મેસ્ટન ધારે છે તેટલી પ્રબળ નથી છતાંય એ દલીલમાં જરાય વજુદ હોય તો એટલું તો સ્પષ્ટ છે કે નરેંદરો પોતાના રાજ્યમાં બંધારણવાળા જવાબદાર શાસનની સ્થાપના માટે [illegible]ળના અનાવાર્ય પ્રવાહની પ્રબળતા પારખતા થયા છે આના સમ[illegible] માટે તાજેતરમાં જાહેર પ્રસંગે નામદાર જામ સાહેબે કરેલા ઉલ્લેખ નો નીરદેશ કરીશ કે ' બ્રીટીશ હિંન્દની રીતે પ્રગતી સાધવાની મારી [illegible]નની ઇચ્છા હોય તો તેમના અભીલાશેનો સોતસાહ અમલ કરવામાં હું પછાત રહીશ નહીં અને તેમની શક્તી અનુસાર વહીવટમાં યોગ્ય હીસસો આપવાને હું તઇયાર છું " આ અતયંત પ્રોત્સાહક વચનો છે અને મને ખાત્રી છે કે આ બાબતમાં દરેક નરેંદર તેનું અનુકરણ કરશે. આધીપણામાં તેમની શક્તીના પ્રમાણમાં એવી સંદીગધ શરત મુકે છે. મને આશા છે કે વચન આપતી વખતે તેનું ઉલંઘન સગવું થાય એવી મર્યાદાઓ મુકવાની બ્રીટીશ સરકારની પધતીનું અનુકરણ ના. જામ સાહેબ નહીં કરતા હોય.

# રાષ્ટ્રીય સરકાર અને રાજસ્થાનો.

હજુ એક અગતયના મુદ્દાનો ઉલ્લેખ કરવાની જરૂર છે. લોર્ડ ઓલ્ડીવીયરના શબ્દોમાં કહીએ તો " શહેનશાહ અને હીંદનાં અનય રાજસ્થાનો વચ્ચેના અત્યારના સંબંધો અત્યારે છે તેમ બ્રીટીશ પાર્લામેન્ટને નહીં પણ સંયુંક્ત હીન્દી પ્રજા સભાને જવાબદાર હીન્દી રાષ્ટ્રીય સરકારના પ્રધાન મંડળને સોંપી શકાય કે કેમ અને કેટલે અંશે " એ મુદ્દો છે. વડી ધારાસભાની ચર્ચા દરમ્યાન હીંન્દના આંતરીક આતમશાસન માટે છેલ્લાં બે ત્રણ વરસોમાં હીંદી સરકારના પુરોહીતોએ એજ સવાલ એક કરતાં વધારે વાર રજુ કર્યો છે. સર માલ્કમ હેલીએ પુછ્યું હતું કે હીંન્દી સરકાર જાણવા માગે છે કે ' રાજસ્થાનોનો વહેવાર બ્રીટીશ પાર્લામેન્ટને જવાબદાર ગવર્નર જનરલ ઇન કાઉનસીલ સાથે રહેશે, કે હીંદી ધારા સભાના જવાબદાર પ્રધાન મંડળ સાથે રહેશે? "હીંદી આતમશાસન બ્રીટીશ હીંદ પુરતુજ રહેશે. કે રાજસ્થાનોને એ અધીકાર મળશે? અને આનો અમલ કેવી રીતે થશે? તેઓ સમરાટને આધીન રહેશે કે બ્રીટીશ પારલામેંન્ટને જવાબદાર સરકારને બદલે માત્ર હીંન્દી ધારા સભાને જવાબદારના વહીવટનો તેમના પર કાબુ રહેશે?"

સર માલ્કમ હેલીએ અભીપ્રાય આપેલો કે સંયોજનના અમુક અમુક પ્રકાર હીંદી સરકાર પાસે વારંવાર રજુ થાય છે. અને તેના ભાષણોમાંથી એવો સાર નીકળે છે કે તેના ગર્ભીતાર્થ આવા સંઘના જરૂરીયાત છે. પણ બ્રીટીસ હીંદ અને હીંદી રાજસ્થાનો સાથે આવા સંઘના કરારો પ્રથમ નક્કી થવા જોઈએ, હીંદના રાજકીય કાયદાના ઉકેલ માટે હીંદી નરેદ્રરોનાં જાહેર ઉચ્ચારણો સર માલ્કમ નહીં ભુલી ગયા હોય, અને દશ વરશ પહેલાં બીકાનેરના મહારાજાએ આ મુદ્દાઓનો રદીયો આપ્યો હતો તે વખતના તેમના વલણ વીષે તેને જરાય સંદેહ નહી હોય. તેમણે જણાવેલું કે હિંદના રાજકીય વીકાસને હીંદી નરેદ્રરો અવકરૂપા કે ભયની નજરે જુએ છે, એવો ભુલ ભરેલો અભીપ્રાય કોઇ બાંધશો નહીં, ઉલટા તેઓ તો હીંદને બ્રીટીય પ્રજા નીચે કાયદેસર રાજકીય પ્રગતિ સાધતું જોઇને આનંદ પામશે." માત્ર હીંદી ધારાસભાને જવાબદાર સરકાર સાથે કાયદેસર સંબંધ ન થાય તો નરેનદ્રરોને શી હરકત હોય એવું એકે કારણ મને પોતાને તો મળતું નથી. સંયુંકત ધારાસભામાં અને ભવીષ્યમાં અસતીતવમા આવે તે

અમે તેવા સંયુક્ત પ્રધાન મંડળમાં અને સંયુક્ત વહીવટના અંકુશ માટે બીજી સઘળી સંયુક્ત ધારાસભાઓમાં રાજસ્થાનોને અનુકુળ પ્રતીનીધી મોકલવાના અધીકાર મળશે. જેની સ્થાપનામાં નરેંદ્રોને અને રાજસ્થાનની પ્રજાનો અવાજ રહેશે તે સંયુક્ત કારોબારી સભા અને સંયુક્ત ધારાસભા તેમને જવાબદાર નથી એવી સરકાર કરતા અને જેમાં તેમના પ્રતીનીધીઓ નથી એવી પાર્લામેંટ કરતાં વધારે સારી રીતે તેમના હકોનું રક્ષણ કરશે એમાં જરાએ શંકા નથી તેથી બ્રીટીશ હીંદ સાથે સંયુક્ત થવામાં અને હીંદની રાજકીય પુનઃ રચનામાં હીંદી નરેંદ્રો સમુહ રૂપે નહીં જોડાય એ વાત હું માનતો નથી આપણી માતૃભુમીની રાજકીય મુક્તીના આપણા આદર્શોની સીદ્ધી માટે તેમની સક્રીય સહાયની અને તેમના સાથની આપણને બાગ જરૂર છે, અને હીંદની સમસ્ત પ્રજાના રાજકીય અભીલાષો સાથે તેમને એક તાર કરે એવી જવલંત તેમની દેશપ્રીતી છે તેની આપણે ખાત્રી રાખીએ. છતાંય આપણાં વીરોધીઓ એવી આશા રાખે છે કે લોકશાસનના પાયાપર રાજકીય મહેલાત ચણાવાના આપણા કામમાં વીઘનો નાખવા માટે હીંદી નરેંદરોનો ઉપયોગ કરી શકાશે,પણ મારૂં અંતર આશા આપે છે કે તેમની એ મુરાદો નીષ્ફળ જશે. યુગબળના આંદોલન એટલાં પ્રબળ છે કે અત્યાગ્રહી પુરાણપ્રીય નરેંદરો અને આ દેશની અતયંત પુરાણપ્રીય સંસ્થાઓ પણ પલટો પામતાં જાય છે.

આ સવાલના અગત્યના મુદ્દાઓનો સંક્ષીપત ઉલ્લેખ મેં કર્યો છે અને વધારે વીગતોની ચર્ચા કરી તમારો વધારે વખત રોકવાની જરૂર જણાતી નથી તેમજ હમણાં હમણાં પ્રસીદ્ધ થયેલી યોજનાઓનો નીર્દેશ કરવાની પણ મારી ઇચ્છા નથી. હીંદી રાજસ્થાનોના નરેંદ્રોને અને પ્રજાજનોને અને બ્રીટીશ હીંદને સ્વીકાર્ય જણાય એવી યોજના ઘડી કાઢવામાં આપણી શકતી રોકાવી જોઇએ. સંયુક્ત કારોબારી મંડળ, સયુક્ત સસ્થાનની કારપણાલીકા, સંયુક્ત ન્યાનમંદીરનું બંધારણ અને આંતર રાજયોના વાંધાની પતાવટ સંયુક્ત નાણાં પ્રકરણી પદ્ધતી રાજસ્થાનોના આંતર વહીવહીવટમાં સંયુક્ત સરકારની દરમ્યાનગીરીની ચોકસ સત્તા; વગેરે સંઘબધારણની વીસ્તારી વીગતો અને બીજી બાબતોની વીગતવાર બીચારણા તો રાજસ્થાનોના (૧) સર્વસત્તાધી સંસ્થાના, (૨) કોઈ પણ પ્રકારના માંડલીક રાજસ્થાનો અને (૩) બીનહકુમતી રાજસ્થાનોમાં વર્ગ વીભાગ કર્યા પછી જ કરવી ઘટે છે, અને તેથી હું ચોક્કસ માનું છું કે સામાન્ય સીદ્ધાંતો તમને મંજુર હોય તો, આ અને ભવીષ્યની બીજી દેશી રાજય પ્રજાપરી-

ષદોના અભીપ્રાય કેળવવા કે તેની પાસે અંતમ અંગીકાર કરાવવા યોગ્ય સમીતી સ્થાપજો.

**આંતર-વહીવટ.**

અહીં સુધી બ્રીટીશ હીંદ અને હીંદી રાજસ્થાનો અને વચ્ચેના બંધારણ સંબંધી ઘડતરના દુર્ઘટ પ્રશ્નો મને અખીલ હીન્દના સંઘબંધારણના વીકાસક્રમનો ઉલ્લેખ કર્યો. એ પ્રશ્નનને અંગે આવી પડતી મુશ્કેલીઓ પણ મેં વર્ણવી છે. આ પરીષદના સભ્યોને હીન્દી રાજસ્થાનોના અંતર વહીવટની સુધારણા, હીન્દી રાજસ્થાનો અને બ્રીટીશ હીન્દના સંયુક્ત સંઘ કરતાં એ વધારે મહત્વની છે,અને તેનું સતવર નીરાકરણ લાવવું ઘટે છે. બ્રીટીશ હીંદની પ્રજાના રાજકીય સંજોગોની સરખામણીની અને તેમની જુદી જુદી વહીવટી પદ્ધતીઓના ગુણદોષની વીગતમાં ઉતરવા મારી ઇચ્છા નથી. છે લ્લાં થોડાં વર્ષો દરમ્યાન જાહેર પ્રજાનું ધ્યાન ખેંચી રહ્યા છે તે હીંદી રાજસ્થાનોનાં ગેર વહીવટ અને દુઃશાસન ના અમુક કાર્યોનો ઉલ્લેખ કરવા હું ઇચ્છતો નથી, પણ આ પ્રશ્નના સામાન્ય સીધાંતોનીજ હું અહીં ચર્ચા કરીશ. સઉથી પ્રગતીમાન રાજ્યો સહીત સર્વ રાજ્યસ્થાનોની વીશીષ્ટતા નરેંદ્રનું આપખુદ શાસન અને કાયદા, વહીવટ અને ન્યાય ઉપરનો તેનો કાબુ છે. પઇતુક, માંડલીક અને વધારે પ્રગતીમાન એમ વીકાસની જુદી જુદી કક્ષોમાં રાજસ્થાનો વહેંચાયેલા છે. અને કેટલાંક થોડાં રાજસ્થાનોમાં બ્રીટીશ હીંદની પ્રતીનીધી સંસ્થાઓનું આછું પાતળું અનુકરણ પણ થયું છે. માઇસોર ની નુતન રાજ્યવ્યવસ્થા અત્યંત આદર પામી છે, અને છેલ્લાં વર્ષોમાં રાજ્યવ્યવસ્થાનો જબ્બર વીકાસ સાધ્યો હોય એવું એ એકજ રાજસ્થાન છે. નીયંતાના પોતાના ચારીત્ર્યથી સીધી પામ્યું હોય એવું એકે શાસન નીતય પ્રગતીમાન રહેશે એવી ખાત્રી રાખા શકાય નહીં. અકબર પ્રતાપી શાસક હતો, પણ પોતાની પછી પોતાના સીંહાસને બીજા અકબરને લાવવાનું અકબર જેવાને માટે એ મુશ્કેલ હતું. વહીવટમાં પ્રજાને જવાબદારપણું સ્વીકારે છે એવી અને લોકશાસનનાં અગત્યનાં સબળાં તત્વોનો સમાવેશ હોય એવી વ્યવસ્થીત રાજનીતીમાંજ પ્રજાના સંરક્ષણની સલામતી રહેલી છે.

---

## નવ વીધાન.

---

ઘણા નરેન્દ્રો જગત સમસ્તના રાજનીતીના પ્રચંડ પ્રવાહના અનુભવી છે અને વીશ્વ આંદોલનોના હીંદ પરના પ્રત્યાઘાતથી માહીતગાર પણ છે;

પ્રજા સંઘના સભાસદો તરીકે યુરોપનો નકશો નવેસરથી ચોતરવાના કામમાં તેઓ એ ભાગ લીધો છે, અને નાની પ્રજાઓના આતમનીર્ણયના અધીકારની અને નાની કોમોના રક્ષણની હીમાયતી કરી છે; દુનીયાના અનેક દેશોના નાણાં પ્રકરણી. આર્થીક અને રાજકીય પુન ર્વીધાનમાં અને સમસ્ત પ્રજાઓને માનવતાનો નવો આદર્શ આપી રહેલ અનેક પ્રવૃત્તીઓમાં યે તેઓએ ભાગ લીધો છે. તેઓની પોતાની માતૃભુમીના રાજકીય પુનર્વીધાનમાં સહચર ને સહાયની તેઓ ના પાડી શકેજ નહીં. પ્રજાસંઘના સભાસદો તરીકે દરેક દેશની રાજકીય પરીસ્થીતી જાણવાના અને નરેંદરોના ઇશ્વરી અધીકાર જેવી વસ્તુ આ યુગમાં આસ્થાને છે એ પારખવાના અનેક પ્રસંગો તેમને મળ્યા હતા. જુના પાયા પર તેઓના પોતાના રાજ્યમાં એ સીદ્ધાંત કાયમ રહેશે એવી આશા તેઓ નહીંજ રાખતા હોય. હીંદી નરેન્દ્રોની વતી બીકાનેરના મહારાજાએ પ્રજાસંઘને ખાત્રી આપી હતી કે તેઓ બધા કાયદાનું શાસન સ્થાપવાની તરફેણમાં છે. એ સીદ્ધાંત હીંદી રાજસ્થાનોને પણ લાગુ પાડવામાં વ્યાજબી રીતે તેઓ વીરોધ કરી શકે નહીં. શાહી પરીષદના સભાસદો તરીકે કેટલાક નરેન્દ્રોએ હીંદને રાજ્યવ્યવસ્થાનું નવું હકનામું આપવાની અને સંસ્થાનો જેવું સ્વરાજ્ય આપવાની હીમાયત કરી છે. તમારી આજ્ઞા હોય તો ૧૯૨૩ ની શાહી પરીષદમાં અલ્વરના મહારાજાના તેજસ્વી ભાષણની તમને યાદ આપું. તેણે પુછ્યું હતું કે "સમરાજયના વફાદાર ને અંતર્ગત અંગ તરીકે અમારા દેશનો વહીવટ કરનારી સત્તા મેળવવાના ધ્યેયને સીધ્ધ કરવા જે ધ્યેય સીધ્ધ કરવા બીજી સમોવડ પ્રજાઓ કયારની યે ભાગ્યશાળી થઇ છે–ધીમે પણ મક્કમ પગલે ઉત્તરોત્તર પ્રગતી કરશો કે? સામ્રાજ્યના સતયનીષ્ઠને સ્વશાસીત સંસ્થાન તરીકે રહેવાના અમારા ધ્યેયને જે ધ્યેય બ્રીટીશ સરકારે જાહેર કર્યું છે ને જે ધ્યેયથી વધુ અમે કાંઇ માગતા નથી તે સીદ્ધ કરવાં વતસલ સહાય ને માયાળુ વચનો વડે અમને મદદ મળશે? અમારી પ્રગતિને જોર મળે એવું કાંઇ કાંઇ થશે ખરૂં? કે જુદા જુદા બહાના તળે અમારી પ્રગતિ અવરોધવી છે કે મુલતવી રાખવી છે? જેમાંથી હજુ હમણાંજ આર્યલેંડ ઉડી નીકળ્યું છે. તે જબર ભઠ્ઠીમાં અમારે હજુ વર્ષો વીતાવવાનાં છે? વર્ષો સુધી વાદ્દતા ભર્યા અને પવીત્ર અભય વચનો આપતા આવો છો, તેમનું પાલન તો પ્રલયકાળ સુધીમાંય નહી થાય. હવે આ બધુ સાંખવા દુનીઆ તૈયાર નથી."

હીંદની સ્વાધીનતાની લડતની અને અનય સમોવડ પ્રજાઓમાં તેના દરજ્જાની અહવરેનદરે દેશ પ્રીતી ભરી હીમાયતે દુનીયાભરનુ ધ્યાન ખેંચ્યું

હતું. બ્રીટીશ હીંદ માટે આતમનીર્ણયવાળી સંસ્થાની હીમાયત કરે અને પોતાનાંજ રાજસ્થાનોમાં અત્યંત આપખુદ શાસન ચલાવે એવી અસંબંધ વર્તણુંક નભી શકે નહી. વીરોધી તત્વોનો વીકાસ મહતાનું ચીન્હ છે એમ કહેવાય છે, પણ આપણા નરેંદરો આવી રીતે મહતા મેળવવા ઇચ્છતા હોય એમ હું માનનો નથી. તેથી આશા રાખુ છું કે તેઓ પોતે તેમનો દષ્ટિ કોલ ફેરવશે, અને આ વીશ્વ પરીષદોમાં તેઓએ ઉચ્ચારેલાં ઉંચ લાગણીઓ અને અતી સ્તુતય અભીલાશોના વચનોની સક્રીય સાબીતી પુરી પાડશે.

---

## સર ટી. માધવરાવનું નીવેદન.

---

રાજસ્થાનોના નૃપતીઓને આ નવી વ્યવસ્થાનો પ્રારંભ કરવાનો સારામાં સારો માર્ગ એકજ છે, અને તે એ કે રાજકારોબાર રાજસ્થાની પ્રજાને જવાબદાર હોવો જોઇએ, એ સીદ્ધતનો સહુકાઇથી સ્વીકાર કરી લેવો આ સંબંધમાં મર્હુમ સર ટી. માધવરાવે તૈયાર કરેલું એક લાક્ષણીક નીવેદન જે થોડા માસ પહેલાં પ્રગટ થયું હતું તેમાં રાજસ્થાનોના કારભારમાં અને વહીવટી પદ્ધતીઓમાં જે જે મુખ્ય ફેરફારોની જરૂર છે તેની સુંદર રૂપ આપવામાં આવી છે અને હું આશા રાખુ છું કે તમે મને અત્રે તેનો સંક્ષીપત નીર્દેષ કરવાની પરવાનગી આપશો. સર ટી. માધવરાવનું નીવેદન આજથી ત્રીસ વર્ષ પહેલાં તૈયાર થયેલું અને ત્યારે તો બ્રીટીશ હીંદના રાજદ્વારી નેતાઓએ પણ હીંદુસ્થાનમાં જવાબદાર રાજતંત્ર સ્થાપવાની બાબતમાં કંઇજ રેખાઓ કે સીદ્ધાંતો નક્કી કરયાં નહોતાં. રાજસ્થાનોના કારભારનો અન્ય અનુભવ ધરાવનાર રાજપુરૂષને એ કાળે પણ પરીસ્થીતીની જરૂરીયાતો તરીકે કઇ કઇ વસ્તુઓ આવશ્યક લાગી હતી તે બતાવનાર તરીકેજ આ નીવેદનની ખાસ કીંમત છે. સર માધવરાવના કાળમાં રાજસ્થાનોની જે પરીસ્થીની હતી તે આજે ઘણાંખરાં રાજ્યોમાં વધતે ઓછે અંશે એની એજ છે. સર ટી. માધવરાવના નીવેદનમાં રાજસ્થાનોને માટે બંધારણનો મુસદો રજુ થયો છે અને તેમાં રાજસ્થાનોના બંધારણના મઉલીક સીદ્ધાંત તરીકે ભુમીકા મુકવામાં આવી છે કે જે રાજસ્થાનોના કારભારનો સર્વોપરી આશય લોકોના કલ્યાણનો હોવો જોઇએ. બંધારણમાં આ વસ્તુ ભુમીકા તરીકે મુકવી એ જરા અતી સામાન્ય

વાતનું પીષ્ટ પેષણ કરવા જેવું લાગશે. પણ સર. ટી માધવરાવની એ જમાતની માન્યતા એવી હતી કે રાજવીઓ દરેક કારભારના આ પરમ આવશ્યક અતિશયને ભુલી ગયા છે એટલુંજ નહિ પણ કેટલીકવાર તેનો ઇન્કાર કરે છે. બંધારણના મુસદામાં એક આદમીના કારભારની પ્રથાનો નાશ થવો જોઇએ, અમુક પ્રકારની પ્રધાનોની જવાબદારીની પધતી અમલમાં આવવી જોઇએ, બરતરફીની અને રૂખસદ આપવાની સત્તાઓ રાજાઓ પાસે નહીં રહેવી જોઇએ, ન્યાય વહીવટ બરાબર કાયદેસર રીતે થવો જોઇએ રાજાઓને તેમનો અંગત મોભો જાળવી રાખવાને માટે અને કુટુંબનો નીર્વાહ કરવા માટે મુકરર સાલીયાણું હોવું જોઇએ, રાજાઓ રાજ્યની મહેસુલ ઉપર કોઇ વેળા આક્રમણ ન કરી શકે એવા નીયમો થવા જોઇ, આવા આવા સીદ્ધાંતો પણ મુકવામાં આવ્યા છે. જેઓ રાજસ્થાનોના સુધારાના કાર્યમાં રસ ધરાવે છે તેમણે આ આખો મુસદો વાંચી જવા જેવો છે. આજે જે અસંતોષ પ્રવૃતિ રહ્યો છે તેનુ એક કારણ તો એ છે કે, છેલ્લાં વરસોમાં પ્રજાના પ્રાથમીક હકોનો વાણીસ્વાતંત્રના અને મીલકતના હકનો અને સભાઓ ભરવાના હકનો ઇન્કાર થયાના કેટલાક કીસ્સા બની ગયા છે. અને રાજસ્થાનોની સુધારણાનાં પ્રાથમીક પગલા તરીકે આ હકો મેળવવા અર્થે તમારે ઝહેમત ઉઠાવવી પડશે. રાજસ્થાનોમાં બંધારણસરનું જવાબદાર રાજતંત્ર સ્થાપવાની હીલચાલ દીવસે દીવસે મજબુત બનતી જાય છે. અને રાજાઓ તેમને પોતાને માથે ભારે જોખમ લીધા વીના અને સમગ્ર હીન્દની પ્રજાના સામાન્ય હીતને ગંભીર નુકશાન પહોંચાડયા વીના પ્રજાકીય સ્વતંત્રના બળોની અવગણના કરી શકશે નહીં.

---

## તપાસની આવશ્યકતા.

---

અત્યાર સુધી મેં સમગ્ર હીંદના સંઘ-બંધારણમાં રાજસ્થાનોનો સમાવેશ કરવાના સવાલ ઉપર તેમજ રાજસ્થાનના આંતરીક કારભારમાં જરૂરી સુધારાઓ દાખલ કરવાની તાતકાલીક જરૂરીયાત ઉપર, અને રાજસ્થાનોમાં બંધારણસરનું શાસનતંત્ર સ્થાપવાના વીષય ઉપર ચર્ચા કરી છે. રાજસ્થાનો અને સ્વરાજ્ય ભોગવતા હીંદુસ્તાનના તેમના ભાવી સ્થાન પરત્વેના સવાલોની સર્વ ગ્રાહી તપાસ થવાની તાતકાલીક જરૂર છે. આજ સુધી આવી તપાસ કદીએ કરવામાં આવી નથી, અને એમ માનવામાં

આવતું હતું કે હીંદની રાજવીઓ અને હીંદી સરકારની વચ્ચે સીમલા મુકામે થયેલી પરીષદના પરીણામે રાજસ્થાનોને લગતા સવાલો ભાવી હીંદના બંધારણના રાજસ્થાનોના ચોકકસ સ્થાનને લગતા સવાલો—અને હીંન્દ સાથે બંધારણસર રીતે તેમનું કઈ શરતોએ અને કેવી રીતે સંયોજન થઇશકે એ સંબંધમાં હીંદી વજીર ગંભીરપણે વીચાર ચલાવી રહ્યા છે. એમ સુચનાઓ થતી કે બ્રીટીશ હીંદને માટે હમણાં નીમાયેલા શાહી કમીશનને આ તપાસનુ કામ સોંપવું, પણ આખરે એમ દેખાયું કે આ કમીશન તો બ્રીટીશ હીંદના ઉકેલ માગી રહેલા ઘણાયે કુટ સવાલોની તપાસમાં પુરેપુરૂ ગુંથાઇ જશે, અને રાજસ્થાનોના સવાલો કે જે ઉલટા વધારે કુટ છે તેની તપાસ માટે જુદુજ શાહી કમીશન નીમાય એ ઇચ્છાજોગ છે. જુદા શાહી કમીશનની આ દરખાસ્તને મારા માનનીય અને સુવીખયાત મીત્ર નામદાર વી. એસ. શ્રી નીવાસ શાસ્ત્રીએ અનુમોદન આપ્યું હતું અને શાસ્ત્રીજીના હિંદી બંધારણની ઉતક્રાનતીને લગતા તમામ વીષયો ઉપરના અન્ય રાજકારણી અનુભવને કારણે તેમના સમર્થનથી એ દરખાસ્ત ખુબજ વજનદાર બની. પછી તો એમ લાગ્યું કે આ બન્ને કમીશનોની નીમણુંક એક સાથે થાય, અને પછી તેમની બન્નેની ભલામણોનું સમગ્ર હીંદને માટે સંઘબંધારણ ઉપજાવવાના આશયથી સંયોજન થાય એ ઉચીત છે. પણ આ દરખાસ્તોમાંથી એકેય નામદાર શહેનશાહની સરકારને સ્વીકાર્ય લાગી નથી. બ્રીટીશ હીંદને માટે તો ગવર્નમેન્ટ ઓફ઼ ઇન્ડીઆ એકટની કલમ ૮૪ અ. ની શરતો મુજબજ શાહી કમીશન નીમાઇ ગયું છે અને હીંદી રાજસ્થાનો સંબંધમાં થોડાજ દીવસ પહેલાં નામદાર વાઇસરોયે રાજકોટ મુકામે જાહેર કર્યું કે (૧) સંધીઓ, કરારો, સનદો અને શીરસ્તાઓને લઇને ઉત્પન્ન થતી ફરજોને ખાસ લક્ષમાં લેતાં, સાર્વભોમ સતા અને રાજસ્થાનો વચ્ચેના સંબંધો ઉપર અહેવાલ રજુ કરવા, (૨) રાજસ્થાનોના બ્રીટીશ હીન્દ સાથેના આર્થિક અને નાણાંવિષયક સબંધોના વીશાળતર સવાલની તપાસ કરવા, (૨) અને આ બધાના વધારે સતોષ જનક સમાયોગ માટે તેમને જરૂરી અગર ઇચ્છવા જોગ લાગે તેવી નવી ભલામણો કરવા એક નીષ્ણાત સમીતીની નીમણુંક કરવામાં આવશે.

આ સમીતીના સભ્યોની નીમણુંક હજી બહાર પડી નથી પણ આપણે સમજીજ લઇએ કે તે નૃપતીઓને અને તે રાજસ્થાનોની પ્રજાને આ સમીતી ઉપર પ્રતીનીધીત્વ આપવામાં આવે. તેની તપાસના મુદ્દાઓ પણ

એટલાજ અસંતોષજનક છે અને રાજસ્થાનોને લગતા વીશાળ સવાલો—કે જેની તમે વર્ષો થયાં ચર્ચા કર્યા કરો છો—તેનો તેમાં સમાવેશ પણ નહીં થાય. નામદાર વાઇસરોયે રાજકોટ મુકામે કરેલા ભાષણના શબ્દો ઉપરથી આપણે અટકળ કરી શકીએ છીએ. કે નીષ્ણાત સમીતી, રાજાઓની વીનંતીને પરીણામે, રાજસ્થાનોનો અને બ્રીટીશ હીંદની સરકારની વચ્ચેના 'નાણાંવીષયક અને બીજા સબંધોને લગતા કેટલાક વ્યવહારૂ સવાલો તપાસવાને' નીમાઈ છે અને તેને અત્યારના હીંદી બંધારણના સંબંધમાં રાજસ્થાનોની બંધારણીય સ્થીતી સાથે કંઇજ લેવાદેવા નહીં હોય. મને તો સ્પષ્ટ દેખાય છે કે બ્રીટીશ હીંદની સાથે રાજસ્થાનોને બંધારણીય સંબંધોમાં લાવવા અર્થના સવાલોની આખી હારમાળાની તપાસ ચલાવવાના સાંચા કામનો હજી વીચારજ નથી થયો. એટલે, સભ્યમંડલ અને તપાસના મુદ્દાઓની બાબતમાં સંતોષ આપે એવા કમીશનની નીમણુંક માટે આગ્રહ કરવાની આ પરીષદની ફરજ રહેશે. રાજસ્થાનોની પ્રજાને આ કમીશન ઉપર ઉચીત પ્રતીનીધીત્વ મળે એવી પણ આ પરીષદે આગ્રહભરી માગણી કરવી પડશે.

---

## આપણા વાલીઓ.

---

હવે મારે મારી સમાલોચનાની પુર્ણાહુતી કરવી જોઇએ. આખા સવાલના વીચારણામાં આપણે આપણા 'બ્રીટીશ વાલીઓ'ને નજ ભુલી શકીએ. તેઓ બ્રીટીશ હીંદમાં રાષ્ટ્રીય સ્વાતંત્ર્યના ઉદ્દેશને આગળ વધારવા જરાયે આતુર નથી અને સ્થાનોમાં બંધારણીય સુધારાઓને ઉત્તેજન આપવાની બાબતમાં તો તેઓ એથીયે વીશેશ બેદરકાર છે. લાંબા કાળથી બ્રીટીશ રાજપુરૂષો હીન્દમાં બ્રીટીશ અમલને નૈતીક રીતે વ્યાજબી ઠરાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે, અને તેમણે ફરી ફરીને જાહેર કર્યું છે કે હીંદના ૩૨ કરોડ હીન્દીઓ ઉપર શાસન કરવામાં ગ્રેટબ્રીટન એક પવીત્ર ફરજ બજાવી રહ્યું છે. તેમણે જાહેર કર્યું છે કે હીંદુસ્થાનની બ્રીટીશ નીતી કોઇ રીતે બ્રીટીશ હીતની દ્રષ્ટીએ નક્કી થતી નથી હીંદુસ્થાનું કલ્યાણ એ એકજ વસ્તુ એ નીતીના નીર્ણાયક તત્વ તરીકે કામ કરે છે. તેમણે વારંવાર કહ્યું છે કે હીંદુસ્થાનના લોકો રાજકારભારનો ભાર ઉપાડી શકે તેવા થાય

કે તરતજ તેમને તેમના દેશનો કારભાર સહર્ષ સોંપી દેવામાં આવશે. હીંદ સાથેના બ્રીટનના સંબંધનું સાચું માપ તો બ્રીટન પ્રત્યેના હીન્દના વર્તાવમાં જ રહેલું છે. લોર્ડ લીટન દલીલ કરે છે કે હીન્દુસ્થાનના આદર્શોની સફળતાનો આધાર તો, એ વસ્તુ ગ્રેટબ્રીટનના હીત સાથે સંગત છે કે નહીં તે પ્રશ્ન ઉપર રહેલો છે અને એમ કહી સુચના કરે છે કે હીંદુસ્થાન બ્રીટીશ હીતોનું મીત્ર અગ્રે વીરોધી થવાની તેમજ કોઇક દીવસ ગ્રેટબ્રીટનના શત્રુઓની સાથે મળી જવાની પણ સંભાવના રહે છે. આ સંદેહને દુર કરવાના આશ્રયથી, લોર્ડ લીટન માગણી કરે છે કે બન્ને દેશના રાજપુરૂષોએ મીત્રતાનુ સામાન્ય જાહેરનામું બહાર પાડવું, અને પછી બન્ને દેશોનાં રાષ્ટ્રીય હીતોની રક્ષા થઇ શકે તેવી શરતોની મચ્ચાઇપુર્વક તપાસ માંડવી, એ ઘણું તાજુબ કરનારૂં છે કે હીંદુસ્થાને તેના દરજ્જાનો સંપૂર્ણ સ્વીકાર કરવાની માગણી આગળ કર્યા પછીજ, તેના ગ્રેટબ્રીટન તરફના વર્તાવ સંબંધમાં સંદેહો અને શંકાઓ શરૂ થાય છે. હીન્દુસ્થાન મહા યુધનાં કારણોથી અજાણ હતું અને છતાં, હથીઆર સજવાનો પહેલવહેલો સાદ પડયો તે ઘડીથી હીન્દુસ્થાન હૃદયપુર્વક ગ્રેટબ્રીટનની પડખે ઉભું રહ્યું અને મહાન આફત વેળાની તેના પુત્રોની સંગીન સીધીઓ અને તેમનો સામાન્ય વર્તાવ વડા પ્રધાનથી છેડે સુધી ઘણીયે છટાદાર સ્તુતીઓનો વીષય બનેલાં છે. અને છતાં, આપણને હવે કહેવામાં આવે છે કે હીંદુસ્થાન બ્રીટનના દુસ્મનો સાથે વખતે મળી જાય લોર્ડ લીટનાં આ વચનોએ આ દેશના શાસન માટેની બધી નૈતીક જવાબદારી—કે જેના ઉપર આજ સુધી બ્રીટીશ રાજપુરૂસોએ ખુબ ભાર દીધા કર્યો છે—તેનો સ્પષ્ટ ઇનકાર છે અને એમ દેખાય છે કે જાણે હીંદના સ્વરાજ્યનો આપણો દાવો બ્રીટીશ અને હીંદી રાજપુરૂષોની વચ્ચેના સંતોષજનક સોદાની વ્યવસ્થા ઉપરજ અવલંબે છે. વસ્તુસ્થીતીને જરૂરીયાતોએ બ્રીટીશ રાજપુરૂષોને, તેમણે આજ સુધી લીધેલા અતી ઉચ નૈતીક દ્રષ્ટીકાણને તીલાંજલી આપવાને મારગે હડસેલ્યા છે.

આપણા વાલીઓનો એક વીશેષ વર્ગ એવો પણ છે કે જે સ્વરાજ્યનો દુર્દીન જેટલો દુર હડસેલી શકાય તેટલો દુર હડસેલવા માગે છે...અને હીંદુસ્થાનની સામાજીક સ્થીતીને અત્યંત ગંદી રીતે વખોડવા અર્થે મીસ મેયોની નોકરી મેળવવામાં આવી છે. આપણા રાજકારણી આદર્શોની સાધનામાં આપણે આ પ્રકારનાં અજ્ઞાનનાં, સ્વાર્થનાં, જુઠાણાંનાં, બદબોઇનાં સામયીક પ્રદર્શનોની સામે ઝુબેશ માંડવીજ રહી છે.

# ઉપસંહાર.

સજ્જનો, આ વર્ષની તમારી મંત્રણાઓ અનેક અત્યંત મહત્વની છે. સ્વરાજ સ્થાપનાની બ્રીટીશ હીંદની રાષ્ટ્રીય લડત અત્યંત પ્રબળ અને વેગવતી થતી જાય છે, અને ચાલુ રાજ્ય વ્યવસ્થાનાં મુળમાં ફેરફાર કરાવવાનો આપણે આગ્રહ રાખીએ છીએ. લોર્ડ લીટને નીચે લખ્યા ત્રણ સુત્રોમાં હીંદના ભાવી શાસનના આપણા આદર્શો સંક્ષેપમાં વર્ણવ્યા છેઃ—

૧. હીંદને કોઇ પણ વીદેશી શાસનથી મુક્ત રાખવાનો અમારો મનોરથ છે.

૨. હીંદને તેના પોતાના પ્રજાજનોના બનેલા અને તેની પોતાની સરકારનું શાસન સ્વીકારના લશ્કરથી સુરક્ષીત રાખવાની અમારી અભીલાષા છે.

૩. હીંદના પોતાના પ્રજાજનોએ ચુંટેલી પાર્લામેન્ટને જવાબદાર કારોબારી મંડળ હીંદનું શાસન કરે એ જોવાની અમારી આકાંક્ષા છે.

બ્રીટીશ વર્તમાનપત્રોમાં આપણા રાજકીય ધર્મના ત્રણ અગત્યના આદર્શોના આવા સાચા અને સ્પષ્ટ ઉલ્લેખ માટે આપણે આપણે લોર્ડ લીટનના રૂણી છીએ; આ આદર્શોને સાચા દીલથી ન સ્વીકારે અને તેને સિદ્ધિ કરવા પોતાનું બધું હીર ન ખરચી નાંખે એવો એક નરેંદર કે એક આદમી હીંદી રાજસ્થાનોમાં વસતો હોય, એ માન્યતા મને નામંજુર છે. આખા હીંદના દરેક વર્ગના પ્રજાજનોમાં હીન્દની રાજકીય ભાગ્યવીધાતાની વીશાળ દ્રષ્ટી પ્રગટી ચુકી છે. અને આ મુખ્ય મુદા વાષે બ્રીટીશ હીન્દના અને હીન્દી રાજસ્થાનોના પ્રજાજનોમાં જરાયે મતભેદ હોઇ શકેજ નહિ, સ્વતંત્ર, સમર્થ, સંગ્રથીત. સ્વયંશાસી અને સ્વાશ્રયી હીન્દ એ આપણું ધ્યેય અને આપણો આદર્શ છે, તેથી આપણા આદર્શોથી રાજસ્થાની પ્રજાઓને માહીતગાર કરવા માટે તમારી સેવા અમુલ્ય નીવડશે. અને બ્રીટીશ હીન્દના રાજકીય વીકાસ સાથે રાજસ્થાનોને એકતાર કરવા આ પરીષદ ભારે ઝહેમત ઉઠાવી રહી છે. હીન્દી રાષ્ટ્રીય મહાસભા, મુસ્લીમ લીગ. નેશનલ-લીબરલ ફેડરેશન, હીન્દુ મહાસભા અને બ્રીટીશ હીન્દની અન્ય રાજકીય સંસ્થાઓ અત્યારે હીન્દની નુતન રાજવ્યવસ્થાના પ્રશ્નની સમક્ષ કરવા તત્પર થઇ છે, અખીલ હીન્દ મહાસભા સર્વપક્ષીઓ દેશભરના જુદા જુદા રાજકીય પક્ષોની સલાહ અનુસાર એક યોજના નક્કી કરવા મહાસભાની

કાર્યવાહક સમીતીને સત્તા આપી છે. નવાબંધારણમાં હીન્દી રાજસ્થાનોનું સ્થાન અનિશ્ચિત રહેવા દઇને કેવળ બ્રીટીશ હીન્દને માટે યોજના ઘડી આ સમીતી અને અન્ય રાજકીય સંસ્થાઓ સંતોષ નહી માને, એવી હું સાચા દીલથી આશા રાખું છું. નહીતર ભારે આ મંગળ વર્તશે, તેથી આ પરીષદની કાર્યવાહક સમીતી જરાય ઢીલ વિના બ્રીટીશ હીન્દની રાજકીય સંસ્થાઓનો સહકાર મેળવે, અને અખીલ હિન્દની નુતન રાજ વ્યવસ્થા નક્કી કરવામાં તેમને સાથ આપે એ અત્યંત ઇચ્છનીય છે.

---

## સબજેકટસ કમીટી નેમવા બાબે ચુંથણાં.

---

પ્રમુખશ્રીના ભાષણ બાદ સબજેક્ટસ કમીટી માટે પસન્દ કરવામાં આવેલા સભ્યોનાં નામ પ્રોફેસર અભયંકરે વાંચી સંભળાવ્યાં હતાં જે સંખ્યા લગભગ ૫૦ જેટલી હતી.

મી૦ ગુલામહુસેન સુનાવાળા —આ પસંદગી કયે ધોરણે થઇ છે?

એક અવાજ—ગુજરાતના દેશીરાજ્યોના પુરતા પ્રતિનિધિઓ સબજેક્ટસ કમીટીમાં કયાં છે?

શ્રી૦ પોપટલાલ ચુડગુરે આ વિષે ખુલાસો કરતાં જણાવ્યું કે હિન્દના દેશી રાજ્યોના ગરૂપ પાડીને આ નામો પસન્દ કરવામાં આવ્યાં છે, આ આ ઉપરાંત બીજા સભ્યોનાં નામ પણ ઉમેરી શકાશે.

શ્રી૦ મણીલાલ મહેતા—જુદા જુદા રાજ્યોના ગરૂપ પાડીને તેમાંથી પ્રતિનિધિઓ ચુંટવા જોઇએ.

---

## રાજાઓની આપખુદીમાંથી છુટીને આગેવાનોની આપખુદીનો ભોગ થવા માગતા નથી.

---

વડોદરાવાળા પ્રોફેસર ડાહ્યાભાઇ એલ, પુરોહિતે જણાવ્યું કે સબજેક્ટસ કમીટી માટેના પ્રતિનિધિઓની પસંદગી આગેવાન કાર્યકર્તાઓની આપખુદી મુજબ કરવામાં આવે છે તે અમે માગતા નથી. એક બાજુ જ્યારે રાજાઓની આપખુદી સત્તામાંથી આપણે છુટવાની કોશીષ કરી રહ્યા

છીએ ત્યારે તે લડતમાં અમે આગેવાનોની આપખુદી ચલાવી લેવા માંગતા નથી અમે તો કહીએ છીએ કે આ ચુંટણી બન્ધારણ પુર્વકજ થવી જોઇએ. કોઇએ તઇયાર કરેલી યાદી જેમને તેમ પસાર કરવી જોઇતી નથી.

શ્રી૦ પ્રમુખ મને ખુશાલી ઉપજે છે કે આ પરીષદમાં સંખ્યાબન્ધ દેશીરાજ્યોના પ્રતિનિધિઓ આમ ઉલટ લઈ રહ્યા છે, હું સબજેક્ટસ કમીટીના સભ્યોની સંખ્યાની હદ વધારીને ૧૦૦ ઠરાવું છું.

અત્રે બીજાં ઘણાં નામો જુદાં જુદાં રાજ્યોના પ્રતિનિધિઓ તરફથી આવી લાગ્યાં હતાં જેની સંખ્યા લગભગ ૧૫૦ ઉપરાંત હતી.

આ ઉપરથી આખી સભાને સબજેક્ટસ કમિટીમાં ફેરવી નાખવાની સુચના થતાં પ્રમુખશ્રીએ તે દરખાસ્ત રજુ કરી હતી,

જે બાદ મત લેવાતાં વધુમતીથી તે પસાર થયેલી જાહેર કરવામાં આવ્યું તે પહેલાં મી૦ ગુલાબશંકર ધોળકીયા આ દરખાસ્તને સામે થઇને વિવેચન કરવા માટે ઉભા થતાં સભામાં ભારે ઉંહાપોહ થઇ રહ્યો.

શ્રી૦ લક્ષ્મિદાસ તેરસી—પ્રમુખ સાહેબ આપની દરખાસ્તપર મત લેવાયા છે અને દરખાસ્ત પસાર થઇ ગઇ છે. એટલે હવે કોઇથી પણ સુધારો કે વિરોધ કરી શકાયજ નહિ, અને તેથી હું આ વકતાના ભાષણ સામે વાંધો ઉઠાવું છું.

ડો૦ ધનસ્યામ વહોરાએ જણાવ્યું કે પ્રમુખશ્રી તરફની દરખાસ્ત સામે કંઇજ ટીકા થઇ ન શકે.

અત્રે પ્લેટફોર્મ પરથી સન્માનીત સદસ્યની ટીકીટ સાથે 'પ્રગતિ' ના તંત્રી મી૦ પરધુભાઇ પ્રમુખશ્રીએ કરેલી દરખાસ્ત પસાર થયા પછી કોઇથી ટીકા ન થઇ શકે તેવી મતલબનું હિંદમાં બોલતા હતા તેવામાં ધ્રાંગ્રવાલા મી૦ કાશીરામ માણેકેશ્વર ઠાકુરે પ્રમુખશ્રીને પુછ્યું કે આ બોલનાર કયા સ્ટેટના પ્રતિનિધિ છે? અને તે જો પ્રતિનિધી કોઇ દેશી રાજ્યના ન હોય તો તેમને બોલવાનો શો હક્ક છે? આ સવાલ ઉભો થતાં મી૦ પરધુભાઇ બેસી ગયા હતા.

છેવટે પ્રમુખશ્રીએ પ્રતીનિધિઓ અને સ્વાગત મંડળના સભ્યોની બનેલી પરીષદને સબજેક્ટસ કમીટીમાં ફેરવી નાંખવાનું જાહેર કરીને સબજેક્ટ કમીટીની બેઠક રાતના ૮ ૩૦ કલાકે મલવાનું ઠરાવી પરીષદની બેઠક રાતના લગભગ ૭॥ બજે રવીવારે બપોરના ૧૨ વાગ્યા પર મુલતવી રહી હતી.

# બીજા દીવસની બેઠક.

## પરીષદની આવતી બેઠક માટે અજમેરનું આમંત્રણ.

અખીલ ભારત દેશી રાજ્ય પ્રજા પરીષદની બીજા અને છેલ્લા દીવસની બેઠક રવીવાર બપોરે. માધવબાગમાંના ભવ્ય મંડપમાં દીવાન બહાદુર રામચંદ્રરાવના પ્રમુખપણા હેઠળ મળી હતી.

સવારે મળેલી સબજેક્ટસ કમીટીનું કામ છેક લગભગ ૧૧ વાગ્યા સુધી ચાલુ રહેવાથી પરીષદની બેઠક ૧૨ વાગ્યા ને બદલે ૧૨-૩૦ કલાકે શરૂ કરવામાં આવ્યું હતું

પ્રમુખ શ્રી બાર વાગ્યાના અમલે મંડપમાં પધારતાં બોયસ્કાઉટોએ આવકાર અને સલામી આપી હતી, પરંતુ બેઠકનો ટાઇમ ફેરવાયેલો હોવાથી તેઓ શ્રી પાછા જઈને એક વાગ્યાના અમલે પધાર્યા હતા.

## મંડપ છોડી ગયેલો એક ડેલીગેટ.

બપોરના ૧ કલાકે પરીષદનું કાર્ય સંગીત સાથે શરૂ થયું હતું, જે બાદ પ્રમુખશ્રીએ જણાવ્યું કે ઠરાવો હજી છપાય છે અને થોડા વખતમાં આવી લાગશે પરંતુ તે અરસામાં આપણે આપણું કાર્ય શરૂ કરી દઈશું.

વાડાસીનોરનો એક ડેલીગેટ—તો અર્ધો કલાક બેઠક હજી મુલતવી રાખો.

પ્રમુખ—કામ હજી ઘણું છે. તેમ બનશે નહી.

વાડાસીનોરનો ડેલીગેટ—ઠરાવ રજુ થાય તે પહેલાં અમને વીચારવા તેની નકલ જોઈએ.

એક અવાજ—ન ગમતું હોય તો ચાલી જાઓ.

આથી તે ડેલીગેટ પોતાના પક્ષનું માપ કાઢયા વીનાજ એકલો પરીષદ મંડપ છોડી ગયો હતો અને તે પછી શાંતીથી પરીષદનું કામ શરૂ થયું હતું.

મી૦ રંગીલદાસ કાપડયાએ કોનફરસની ફતેહ ઇચ્છનારા સંદેશ વાંચી સંભળાવ્યા હતા જેમાં મદરાસ ખાતે મળનારો દેશી રાજ્ય પ્રજાપરીષદના જનરલ સેક્રેટરીનો સંદેશો પણ હતો.

---

## દેશી રાજ્ય પ્રજાપરીષદની કાયમી સંસ્થા.

---

પ્રોફેસર અભયંકરે નીચલો ઠરાવ કબુલ કર્યો હતો.—

હીંદનાં અનેક દેશી રાજ્યોની પ્રતીનીધીઓની આ સભા દેશી રાજાની પ્રજા માટે "અખીલ ભારત દેશી રાજ્ય પ્રજાપરીષદ' નામની કાયમી સંસ્થા સ્થાપવાનો ઠરાવ કરે છે અને તેનું કાર્યાલય હાલમાં મુંબઇમાં રાખવાનું મુકરર કરે છે.

ઉપલો ઠરાવ રજુ કરતાં પ્રોફેસર અભયંકરે જણાવ્યું કે આ સંસ્થા સ્થાપવાનો હેતુ આવતા વરસ દરમ્યાન કાર્ય ચાલુ રાખવા માટેનો છે. દેશી રાજ્યોના પ્રજાના નામે, ગમે છે વયકતી કામ ન કરી શકે પરંતુ એક મધ્યસ્થ સંસ્થા સ્થાપીને તે સંસ્થાએ આપણી પરાષદની લડત ઉપાડી લેવાની જરૂર છે, એટલુંજ કહી હું આ દરખારત રજુ કરૂ છું.

મી૦ રંગીલદાસ કાપડીયાએ આ ઠરાવનો ગુજરાતી સાર સમજાવ્યો હતો અને તેમ કરતાં તેમણે જણવ્યું કે અખીલ ભારતનાં દેશી રાજ્યોના પ્રશ્નોને કોંગ્રેસ પણ હાથ લગાડયો નથી.

એક અવાજ—પ્રમુખ સાહેબ, આ કોંગ્રેસ સામે ટીકા થાય છે.

પ્રમુખ તે તો માત્ર ગુજરાતીમાં સમજ આપે છે.

મી૦ રંગીલદાસ-હું કંઇ કોંગ્રેસની સામે આપેક્ષ કરતો નથી પરંતુ એટલુંજ જણાવવા માગુ છું કે હીંદના દેશી રાજ્યોના પ્રશ્નો પર ચર્ચા ચલાવવા માટે એક પણ મધ્ય સંસ્થા નથી તેથી આવીજ સંસ્થાની જરૂર છે કે જેથી આપણે આપણી લડત આગળ ધપાવી શકીયે એટલુંજ કહી હું મારૂ બોલવું પુરૂ કરીશ.

બાદ મત લેવાતાં ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

---

# પ્રજાને જવાબદાર રાજયતંત્ર આપવાની માંગણી.

પ્રોફેસર ડાહ્યાભાઇ પુરોહીતે નીચલો ઠરાવ રજુ કર્યો હતોઃ—

અખીલ ભારત દેશી રાજ્ય પ્રજાપરીષદનુ ;મુખ્ય ધયેય દેશી રાજ્યોમાં પ્રજાપતીનીધીતવ ધરાવતી સંસ્થાઓ દવારા. પ્રજાને માટે પોતપોતાના રાજકર્તાઓના છત્ર નીચે પ્રજાને જવાબદાર રાજતંત્ર પ્રાપ્ત કરવાનું છે.

ઉપલો ઠરાવ રજુ કરતાં તેમણે જણાવ્યું કે હું સને ૧૯૧૧ માં આયરલેંડમાં ગયો હતો અને એક શાળાની મુલાકાત લીધી. હતી. ત્યાં અભ્યાસ કરતી છોકરીઓ અને છોકરાઓ એવું ગીત ગાતા હતા કે અમારી પ્રજાનાં આંસુથી ભીંજાયેલી જમીન ક્યારે સુકાશે? અમે તે વીશે પુછ્યું તો તેમણે કહ્યુ કે આ જમીન તો ત્યારેજ સુકાશે કે જ્યારે અમને હોમરૂલ ( સ્વરાજ્ય ) મળશે ગમે તેટલું રાજ્ય સારૂ હોય તો પણ આપણું પોતાનુ સ્વરાજ્યજ ઉત્તમ છે. પ્રજાનું કલ્યાણ પ્રજાનું જવાબદાર રાજયતંત્ર સ્થપાય તોજ થઇ શકે છે.

આગળ ચાલતાં પ્રો૦ પુરોહીત દાખલા દલીલો સમજાવવા લાગ્યા હતા અને ત્રણ ત્રણ વખત પ્રમુખશ્રીએ ઘંટડી વગાડી ચેતવણી આપવા છતાં પણ તેમણે પોતાનું બોલવું ચાલુજ રાખ્યુ હતું.

## પ્રમુખશ્રીની ચેતવણી.

અત્રે પ્રમુખશ્રીએ ચેતવણી આપી કે પંદર ઠરાવો આજની પરીષદમાં રજુ થનાર છે. માટે ઠરાવ રજુ કરનારા તેમજ ટેકો આપનારાઓએ પોતાના ભાષણ માટે માત્ર પાંચજ મીનીટ લેવી, કારણ કે આ પરીષદની બેઠક સાંજના ૬–૩૦ કલાકે ખતમજ કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે.

બાદ મી૦ ડી. વી. ગોખેલેએ ઉપલા ઠરાવને મરાઠીમાં ટેકો આપ્યો હતો.

મી૦ જયશંકર વ્યાસે હીંદમાં ટેકે આપ્યો હતો.

# શ્રી અમરતલાલ ત્રીવેદી.

શ્રી. અમરતલાલ લલ્લુભાઇ ત્રીવેદીએ ગુજરાતીમાં આ ઠરાવો વાંચી સંભળાવતા જણાવ્યું કે દેશી પ્રજાના દુઃખો અતીશય છે. આ સઘળાં દુઃખોનું નીવારણ કરવા માટે અને દેશી રાજ્યોની પ્રજાના હકો માગવા માટે આપણે આપણી લડત ચલાવીને આ ઠરાવમાં જણાવ્યા મુજબના પ્રજાપ્રતીનીધીત્વ વાળા રાજતંત્ર પ્રાપ્ત કરવું જોઇએ.

રા૦ સુંદરલાલ બક્ષીએ ઉપલા ઠરાવને ટેકો આપ્યો હતો, રા૦ કનૈયાલાલે હીંદમાં આ ઠરાવ ઉપયોગી હોવાનું જણાવીને ટેકો આપ્યો હતો.

બાદ મત લેવાતાં ઠરાવ પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

## રચનાતમક કાર્યક્રમ.

શ્રી. અમરતલાલ ઠક્કરે નીચલો ઠરાવ રજુ કર્યો હતો:

પ્રજાની સ્થીતી સુધારવા માટે સ્વાશ્રયયુક્ત પ્રયત્નો એજ શ્રેષ્ઠ અને અસરકારક સાધન છે.એવો આ પરીષદનો વીશ્વાસ છે અને તેથી ઠરાવ કરે છે કે રાજ્યોમાં ખાદી, મદ્યપાન નીષેધ અને દલીતોધ્ધારનું તેમજ સ્થાનીક સ્વરાજની સંસ્થાઓની સ્થાપનાનું કાર્ય શરૂ થવું જોઇએ.

શ્રી અમરતલાલ ઠક્કરે આ ઠરાવ રજુ કરતાં જણાવ્યું કે ગામડાઓની પ્રજાની સ્થીતી સુધારવા માટે ગ્રામ્ય પંચાયતો અને સ્થાનીક સ્વરાજ્યની સ્થાપના કરવાની જરૂર છે. આ કાર્યમાં કોઇ પણ રાજ્ય કે રાજા આડે આવી શકે તેમ નથી, તેથી કોનફરન્સમાં લાંબાં થોડાં ભાષણો કરવા કરતાં આવી એકાદ બે સંસ્થાઓ સ્થાપીને જો રચનાતમક કાર્ય કરી બતાવીશું તો કંઇક સંગીન કાર્ય કર્યું લેખાશે એટલુંજ કહી હું આ દરખાસ્ત રજુ કરૂં છું.

## શ્રી જમનાલાલ બજાજ.

શ્રી જમનાલાલ બજાજે ઉપલા ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે અત્રે પધારેલા ડેલીગેટોને હું જણાવીશ કે તમો આ કોન્ફરન્સમાં આ ઠરાવ પસાર કર્યા પછી દેશી રાજ્યોમાં જઇને આ ઠરાવમાં જણાવ્યા

મુજબનું રચનાત્મક કાર્ય ઉપાડી લેશો અને મને લાગે છે કે આ રચનાત્મક કાર્યમાં કોઈ પણ રાજા આડે આવશે નહિ. એટલુંજ કહી હું આ ઠરાવને ટેકો આપું છું.

---

## શ્રી બરજોરજી ભરૂચા.

---

શ્રી બરજોરજી ફ્રામજી ભરૂચાએ આ ઠરાવને ટેકો આપતા જણાવ્યું કે આ પ્રસંગ આપ સર્વની કસોટીનો છે. રાજાએ અને પ્રજાઓની તેમજ ચર્ચા કરનારાઓની કસોટીનો છે, આપણે દર રહવારે ઉઠીને બે પાંચ ઓનીટ સ્મરણ કરીએ છીએ તે એટલાજ માટે કે આપણે પ્રભુને આપણાં કાર્યો માટે શું જવાબ આપીશું. આપણા દેશી રાજાઓ શું કરતા હશે! છેલ્લા પાંચ દીવસથી અફઘાન શાહ મુંબાઇમાં પધાર્યા હતા તે નામદારે પણ હિન્દુ મુસ્લીમ એકતા અને સ્વદેશની મજબુત હીમાયત કરી હતી. કેટલા માણસો આજની સભામાં કાપડમાં સંપુર્ણ અહિંસા પાળનારા તઇયાર છે?

અત્રે સભામાં કેટલાક હાથ ઉંચા થયા હતા.

બીજી વાત એ કહેવા માગું છું કે પારસીઓએ દારૂ પીવો અને પીવડાવવો બંધ કરવો અને ત્રીજી વાત અસ્પશ્યતા દુર કરવાની છે બોલો તમે તઇયાર છો? [કેટલાક તરફથી હા હાના અવાજો અને તાળીઓ.]

---

## શ્રી મણીલાલ કોઠારી.

---

શ્રી મણીલાલ કોઠારીએ ઉપલા ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે કાંતવાના રચનાત્મક કાર્યક્રમ દેશમાં ચાલુ રહ્યાથી આજે ૫૦ લાખ સીઓ પછી વીધવા હોય કે સધવા ને મધ્યમી બહેનો કાંતીને પોતાનું ગુજરાન ચલાવી રહી છે અને મહાત્મા ગાંધીની જય પોકારી રહી છે. આવો રચનાત્મક કાર્યક્રમ જો હાથ ધરવામાં આવે તો તેની આડે કોઇ પણ રાજા આવતાજ નથી આજે પણ ખાદીનું કાર્ય દરેક દેશી રાજ્યમાં ચાલે છે અને મેવાડ અને બાંસવાડામાં થઇ રહ્યુ છે. મેં શેઠ જમનાલાલ બજાજ વગેરેએ રજપુતાનામાં ફરીને ખાદી વેચી છે અને મેવાડનરેશ, તેમના પાટવી કુમાર, કીશનગઢ નરેશ, પોલીટીકલ એજંટ અને તેમનાં બાઇસાહેબે પણ ખાદી ખરીદીને ઉતમ સર્ટીફીકેટો લખી આપ્યાં છે અને દેશી રાજ-

ઓને આ ઉદ્યોગને ટેકો આપવાની હીમાયત કરી હતી, હું તો એટલે સુધી કહેવા તઇયાર છું કે રાજાને નેમવા કે ઉઠાડી મેલવાનો હક્ક પ્રજાનો છે, કારણ પ્રજાના દુઃખોની કહાણી સાંભળીને હું તો કહું છું કે પ્રજાની મરજી આવા રાજાને ઉઠાડી મેલવાનો હક્ક આપણો છે અને તે હક્ક મેળવવા માટે આપણે મજબુત કોશીશ કરી જોઇએ.

બાદ મત લેવાતાં ઠરાવ પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

---

## શહેરી તરીકેના પ્રાથમીક હકોના રક્ષણની જરૂર.

---

શ્રીમતી અતીયા બેગમે નીચલો ઠરાવ રજુ કર્યો હતો:—

અનેક રાજ્યોમાં પ્રજાના સંઘ-સ્વાતંત્ર્ય સંમેલન-સ્વાતંત્ર્ય, વાણી-સ્વાતંત્ર્ય, લેખન-સ્વાતંત્ર્ય જેવા શહેરી તરીકેના પ્રાથમીક હકો તેમજ જાનમાલની સલામતી લઇ લેવામાં આવેલ છે એમ આ પરીષદ ખાત્રી પુર્વક માને છે અને એ હકકોનો જાહેરનામાથી સ્વીકાર થવા સાથે યોગ્ય કાયદાથી તેનું રક્ષણ થવું જોઇએ એવો પોતાનો આગ્રહ ભર્યો મત દર્શાવે છે.

શ્રી મણીલાલ કોઠારીએ ઉપલા ઠરાવને ટેકો આપ્યો હતો અને તેમ કરતાં દેશી રાજ્યોમાંની સભાસબંધીની સ્થીતીનો ખ્યાલ આપ્યો હતો અને ઠરાવમાં જણાવ્યા મુજબના પ્રાથમીક હકો મેળવવાની મજબુત હીમાયત કરી હતી.

બાદ મત લેવાતાં ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

---

## રાજકાજમાં પ્રજાનો અવાજ દાખલ કરવાની હીમાયત.

---

પંડીત નીરંજન શર્માએ નીચલો ઠરાવ રજુ કર્યો હતો:—

આ પરીષદ રાજકર્તાઓને આગ્રહપુર્વક જણાવે છે કે:—

(અ) દરેક રાજ્યમાં સ્થાનીક કારભારના પ્રદેશમાં તેમજ ખાતા, ગામ અને સામાન્ય વહીવટના નીયમન માટે ચુંટણીના ધોરણ અનુસાર પ્રતીનીધીત્વવાળી સંસ્થાઓ સ્થાપવી જોઇએ.

(બ) રાજ્યનું બજેટ પત્રક પ્રજા પ્રતીનીધી સભા સમક્ષ રજુ કરવું જોઇએ.

રાજ્યની મહેસુલને રાજકર્તાઓના અંગત ખર્ચથી જુદી રાખી તેઓનું સીવીલ લીસ્ટ પણ પ્રજા પ્રતીનીધી સભાના મત માટે રજુ કરવું જોઇએ.

ઉપલો ઠરાવ રજુ કરતાં પંડિત શર્માએ જણાવ્યું કે રાજાઓ રાજ્યની મીલકતને પોતાની મીલ્કત સમજીને પોતાની મરજી મુજબ તેનો ઉપયોગ કરી રહ્યા છે અને તે માટેજ આ આપણી ઓછામાં ઓછી માગણી છે અને રાજાઓ આપણી આ માગણીઓ એક વર્ષની અંદર નહીં સ્વીકારે તો પછી આવતે વરસે આવી આવી નહીં પરંતુ બીજીજ માંગણીઓ આવશે.

મી૦ મહાસુખભાઇ ચુનીલાલે ઉપલા ઠરાવને વધુ ટેકો આપ્યો હતો. અને તેમ કરતાં દેશી રાજાઓએ આ માગણીઓ સ્વીકારીને પ્રજાને સંતોષવાનો તેમણે મજબુત આગ્રહ કર્યો હતો.

મી૦ એમ એ. પીનાજીવાળાએ ઉપલા ઠરાવને ટેકો આપતાં દેશી કાર્ય કરતાઓ પોત પોતાના પગપર ઉભા રહી કાર્ય કરવાનો આગ્રહ કર્યો હતો.

---

## મી૦ સાણે.

---

વડોદરા પ્રજા મંડળ વાળા મી૦ સાણેએ ઉપલા ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે આ ઠરાવમાં બહુ અગત્યની વાતો છે તે રાજાઓ અને પ્રજાઓ માટે સમાન અગત્યની છે આપણે આ પરીષદ મારફતે રાજાઓને ચેતવણી આપીએ છીએ કે જો તમારે તમારી ગાદીઓ સલામત રાખવી હોય તો તમારે આ ઠરાવ સ્વીકારી અને જો તેમ કરશો તો તમારી ગાદી સુરક્ષીત રહેશે.

બાદ ઠરાવ પસાર થતો હતો.

શ્રી રામનારાયણ ચૌધરીએ નીચલો ઠરાવ રજુ કર્યો હતો—

આ પરીષદ જાહેર કરે છે કે દેશી રાજ્યોની પ્રજાને પોતાના રાજતંત્રના સ્વરૂપ તેમજ સ્થીતીનો નીર્ણય કરવાનો અને તેમાં પોતાને યોગ્ય લાગે તેવા ફેરફાર કરવાનો સ્વાભાવીક હક છે.

હૈદ્રાબાદવાળા મી૦ રાઘવેંદ્રરાવે ઉપલા ઠરાવને ટેકા આપેલ હતો અને તેમ કરતાં તેમણે જણાવ્યું કે આપણે આવી શક્તી કેળવવી જોઇએ કે જેથી આપણે આપણી સ્વતંત્રતા રાજાઓ પાસેથી પાછી મેળવવી જોઇયે કે જે સ્વતંત્રતા આ દેશી રાજાઓએ છીનવી લીધી છે. હું તો માનું છું કે સઘળા દેશી રાજ્યો નષ્ટ થવાં જોઇએ. આ ઠરાવ અગત્યનો છે માટે તે ઠરાવને આપ સર્વ ટેકો આપશો.

બાદ ઠરાવ પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

## હીંદના ભાવી બંધારણમાં દેશી રાજ્યોની પ્રજાનું સ્થાન.

સ્વાગત સમીતીના ચેરમેન રાજા બહાદુર ગોવીંદલાલ શીવલાલ મોતીલાલે નીચલો ઠરાવ રજુ કર્યો હતો:—

આ પરીષદ આગ્રહ કરે છે કે હીંદમાં સત્વર સ્વરાજ્ય પ્રાપ્ત કરવા માટે દેશી રાજ્યોને બ્રીટીશ હીંદ સાથે બંધારણપુર્વકના સંબંધમાં લાવવા જોઇએ. તેમજ દેશીરાજ્યોની પ્રજાને અખીલ હીંદના ભાવી બંધારણમાં નીશ્ચીત સ્થાન અને અસરકારક અવાજ મળવાં જોઇએ.

ઉપલા ઠરાવના ટેકામાં રાજાબહાદુર શ્રી. ગોવીંદલાલે જણાવ્યું કે દેશી રાજ્યોની પ્રજાને હીંદના ભાવી બંધારણમાં ચોક્કસ સ્થાન અને અસરકારક અવાજ બ્રીટીશ શહેનશાહત પ્રજાની માફક હોવો જોઇશે. અને તેજ હેતુથી આ ઠરાવ રજુ કરવામાં આવ્યો છે. હું આશા રાખું છું કે આપ સર્વ ટેકો આપશો.

પ્રોફેસર કલાભાઇ પુરોહીતે ઉપલા ઠરાવને ટેકો આપતા જણાવ્યા કે અત્યાર સુધી દેશી રાજ્યની પ્રજા અને બ્રીટીશ પ્રજાનો ભેદ ભાવ હતો, પરંતુ આપણે તો 'યુનાઇટેડ સ્ટેટસ ઓફ ઇંડીયા' માગીએ છીએ અને તેજ હેતુનો આ ઠરાવ છે.

મત લેવાતાં ઠરાવ પસાર થયેલ હતો અને બેઠક મળવા પાછી સાંજે મળી હતી.

## સ્વરાજ્ય પ્રાપ્તીની વીરોધી ચલવળ સામે વીરોધ.

વીશ્રાંતી પછી બેઠક પાછી મળતાં મૈ. અભયંકરે નીચલો ઠરાવ રજુ કર્યો હતો:—

દેશી રાજકર્તાઓને હીંદી સરકારથી અલગ બ્રીટીશ શહેનશાહ સામે કરારોનો સીધો સંબંધ હોવાની જે દલીલ રજુ કરવામાં આવે છે તે પાયા-વગરની તેમજ અખીલ હીંદમાં સ્વરાજય પ્રાપ્તીની વીરોધી છે એમ આ પરીષદ જાહેર કરે છે.

ઉપલા ઠરાવને પ્રા. પુરોહીતે ટેકો આપ્યો હતો અને ડા૦ ઘનસ્યામ વહોરાએ વધુ ટેકો આપ્યા બાદ મત લેવાતાં ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

---

## દેશી રાજ્યની પ્રજાના અધીકારો અને સ્વતંત્રતા સામે ભય.

---

શ્રી. અર્જુનલાલ શેઠીએ નીચલો ઠરાવ રજુ કર્યો હતો:—

રાજા મહારાજાઓની વીનંતી ઉપરથી અને દેશી રાજ્યોની પ્રજાને લક્ષમાં રાખ્યા વીના તથા તેમના પ્રતીનીધીત્વની વ્યવસ્થા કર્યા વીના હીંદી પ્રધાનની કાઉન્સીલ તરફથી નીષ્ણાતોની એક સમીતી નીયુક્ત કરવામાં આવી છે તે લક્ષમાં લઇને આ પરીષદ એવો અભીપ્રાય જાહેર કરી છે કે આ સમીતીની તપાસને પરીણામે પ્રજાના અધીકારો અને સ્વાતંત્ર ગંભીર જોખમમાં આવી પડવાનો સંભવ છે તેમજ તેમના બોજાનાં અઘટીત વધારો થવાનો સંભવ છે, આ સંજોગમાં તે સમીતીએ કરેલા નીર્ણયો પ્રજાને સર્વથા અસ્વીકાર્ય થઇ પડશે

ઉપલા ઠરાવના સમર્થનમાં પંડીત અર્જુનલાલ શેઠીએ જણાવ્યું કે બ્રીટીશ સરકારના પ્રતાપેજ બ્રીટીશ હીંદની પ્રજા અને દેશી રાજ્યની પ્રજા જેવો ભેદ રહેવા પામ્યો છે. મારી તો એવી સલાહ છે કે જ્યારે સાયમન કમીશન આવે અથવા તો સર બટલરના પ્રમુખ પણાવાળી કમીટી હીંદમાં આવે ત્યારે દરેકે દરેક શહેર અને ગામડાઓમાં હડતાળ પાળવી અને તે રીતે પોતાનો વીરોધ જાહેર કરવો. એટલુંજ કહી હું આ દરખાસ્ત રજુ કરૂં છું.

---

## શ્રી પથીકજી.

---

શ્રીયુત વીજયસીંહજી પથીકે ઉપલા ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે કેટલાક ગવરનર અને વાઇસરોયની મીઠી મીઠી વાતોથી સરકારે નીમેલી કમીટીથી કંઇક ફાયદો થશે એમ માને છે. પરંતુ જેઓ દેશી રાજ્યોના અભ્યાસી છે, તેઓ સારી રીતે સમજી શકશે કે આ કમીટી પ્રજાનું કંઈ હીત કરી શકે તેમ નથી. દેશી રાજ્યોની પ્રજાને મહા દુઃખ છે. ઈડરના મહારાજાના કૃત્યોની વાતો મેં સાંભળી છે કે ત્યાંની પ્રજા પણ ઘણી દુઃખી છે, અને ત્યાંના રાજા પોતાની મરજી મુજબ ગમે તેમ સ્વછંદ પણે વરતી રહ્યા છે. આવી સ્થીતીમાં પ્રજાના અધીકારો અને સ્વતંત્રતાપર વધુ ઘાવ પડે તેમ છે, તેથી આપણને આ ઠરાવ કરવો પડે છે.

---

## રા૦ મોતીચંદ કાપડીઆ.

---

રા૦ મોતીચંદ ગીરધરલાલ કાપડીયાએ વધુ ટેકો આપતાં જણાવ્યું કે દેશી રાજ્યોના સંબંધમાં સરકારે નીમેલી કમીટી દેશી રાજ્યની પ્રજાને કંઇ ફાયદો નથી. આ કમીટીમાં નીમાયેલા બધા અંગ્રેજ છે. એટલુંજ નહિ પરંતુ અહીંના દેશી રાજ્યોના કોઈ પણ અનુભવી નથી તેમજ અત્રેના દેશી રાજ્યોના અનુભવી કોઇ હીંદને સામેલ કરવામાં આવ્યો નથી જેથી લાગે છે કે દેશી રાજ્યોની પ્રજાને કંઇ હીત સચવાય તેમ નથી તેમજ આ ઠરાવ અત્રે રજુ થાય છે એટલુંજ કહી હું આ ઠરાવને ટેકો આપી મારી બેઠક લઉંછું.

મી૦ ગીરજાશંકર બી. ત્રીવેદીએ ઉપલા ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે સાઇમન કમીશન અને સરકારે હાલમાં નેમેલી કમીટી બે જુદી જુદી સંસ્થાઓ છે, સાઇમન કમીશન આખા હીંદના સંબંધમાં છે, જ્યારે આ કમીટી દેશી રાજ્યના સંબંધમાં છે. હું તો ચાહું છું કે આ કમીટી આગળ આપણે આપણો અવાજ રજુ કરવો જોઇએ.

બાદ મત લેવાતાં આ ઠરાવ પસાર થયેલા જાહેર કરવામાં આવ્યો હતો.

---

## બ્રીટીશ દરમ્યાનગીરીનો સવાલ.

શ્રી. પોપટલાલ ચુડગર અંગ્રેજીમાં બોલવા જતાં સભામાંથી 'ગુજરાતી ગુજરાતીના અવાજો થઇ રહ્યા હતા. પરંતુ શ્રી. ચુડગરે આ ઠરાવની અસર મંડળની બાહેર લાગતા વળગતાઓપર કરવાની હોવાનું જણાવીને અંગ્રેજીમાં બોલવું કરવાનું ચાલુ રાખ્યું હતું. અને તેમણે નીચલો ઠરાવ રજુ કર્યો હતો.

આ પરીષદ આગ્રહ પુર્વક જાહેર કરે છે.

(અ) દેશી રાજ્યોના આંતરીક વીષયોમાં દરમ્યાનગીરી કરવાની હીંદી સરકારની હાલની રાજનીતી કોઇ પણ ચોક્કસ સીદ્ધાંતો ઉપર રચાએલી નથી.

(બ) આવી દરમ્યાનગીરી સામાન્ય રીતે પ્રજાના હકોના સંરક્ષણ અને વીકાસને માટે કરવામાં આવી નથી.

(ક) આવી દરમ્યાઆનગીરી જે સીધાંતોને અનુસરીને કરવામાં આવે છે તે સીધાંતોને સ્પષ્ટ અને નીયનબધ્ધ કરીને પ્રસીધ કરવા જોઇએ.

## શ્રી, પોપટલાલ ચુડગર.

ઉપલા ઠરાવ પર બોલતાં શ્રી. પોપટલાલ ચુડગરે જણાવ્યું કે હાલમાં દેશી રાજાઓ પોતપોતાની મરજી મુજબ વરતન ચલાવી રહ્યા છે અને તેમના સ્વેચ્છાચારી વર્તનમાં બ્રીટીશ સતાવાળાઓ દરમીઆનગીરી માટે ના પાડે છે. તે એમ જણાવીને કે દેશી રાજ્યના આંતરીક વહીવટમાં સરકાર માથું મારી શકતી નથી આથી નવાનગરના જામસાહેબ ના૦ વાઇસરોયની પધરામણી પાછળ લાખો રૂપીઆ ખરચી શકે છે અને પ્રજાને ગમે તેવી રીતે રીબાવી શકે છે, જો બ્રીટીશ દરમીઆનગીરી દેશી રાજ્યોના સંબંધમાં ઉઠાવી લેવામાં આવે તો અમે દેશી રાજાઓ સામે ભમારૂં ફોડી લઇશું કારણ કે તે સ્થીતી ઉભી થતાં પ્રજાને પોતાના હક મેળવવા માટે રાજાઓ સામે ઝઝુંજ પડશે એટલે કે હીંદી સરકારની દેશી રાજ્યોના આંતરીક વીષયોમાં દરમીઆનગીરી કરવાની હાલની રાજનીતિ કોઇ પણ ચોક્કસ સીદ્ધાંતોપર રચાયેલી ન હોવાથી આપણે આવી દરમીઆનગીરી જે સીધાંતોને અનુસરીને કરવામાં આવે છે તે સીધાંતો સ્પષ્ટ કરવાની આ ઠરાવ રજુ કરીને માંગણી કરીએ છીએ.

## શ્રી મણીશંકર શામજી.

શ્રી. મણીશંકર શામજી ત્રીવેદીએ ઉપલા ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે આ મુદ્દાપર સ્વર્ગસ્થ મનસુખલાલ રવજીભાઈ મહેતા . (તાલીઓ) સાથે મેં ચર્ચા ચલાવી હતી, અને તેઓએ સ્પષ્ટ કહ્યું કે દેશી રાજા અને પ્રજા વચ્ચે જો કોઈ અથડામણુ કરાવનાર હોય તો તે બ્રીટીશ પોલીટીકલ ડીપાર્ટમેન્ટ છે પણ બ્રીટીશ દરમીઆનગીરી અવ્યવસ્થીતપણે આપણે રહેવા દેવા નહી દઈએ. કે જે સુધારો શ્રી. દયાસંકર ભટે એક સુધારો રજુ કરવા જણાવયું હતુ. પ્રમુખે કાનુન બહાર ઠરાવ્યો હતો.

બાદ મત લેવાતા ઠરાવ પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

## પ્રજામત કેળવવા માટે કાર્યવાહક સમિતિની સ્થાપના.

શ્રી. ગોરધનદાસ લાધાભાઈએ નીચલો ઠરાવ રજુ કર્યો હતો:—

પરીષદના ધ્યેય સંબધી પ્રજામત કેળવવા તથા વ્યવસ્થીત કરવા. પરીષદના ઠરાવોને સફળ કરવા, ભંડોળ એકત્રીત કરવા તેમજ પરીષદના ધ્યેયને અનુકુળ હોય તેવું બંધારણ તઈયાર કરી તેને પરીષદની આવતી બેઠક સમક્ષ રજુ કરવા તથા દેશી રાજ્યની પ્રજા અનેક સંસ્થાઓ સાથે સહકાર કરવા માટે આ પરીષદ નીચેના ૭૫ સભ્યોની એક કાર્યવાહક સમતી ૧૭ થી વધારે નહી તેટલી સંખ્યામા બીજા સભ્યોને વધારવાની સત્તા સાથે નીમવાનો ઠરાવ કરે છે.

ઉપલા ઠરાવના ટેકામાં બોલતાં શ્રી ગોરધનદાસે જણાવ્યું આપણેજ રાજાઓને સુધારવા જોઈએ અને પ્રજા મંડળ સ્થાપવા જોઈએ અને લોકમત કેળવવાની ખાસ જરૂર છે. એટલે વધુ વિવેચન નહીં કરતાં હું આ ઠરાવને રજુ કરૂં છું,

## શ્રી મણીલાલ કોઠારી.

શ્રી. મણીલાલ કોઠારીએ કાર્યવાહક સમીતીના સભ્યોનાં નામો વાંચી સંભળાવ્યાં હતાં અને જણાવ્યું હતું કે આ નામોના સંબંધમાં કોઈને કંઈ

હોયજ નહીં એમ હું માનું છું. આપણે દેશી રાજ્યોમાં લોકમત કેળવવાનો છે અને તેજ હેતુ આ કમીટી સ્થાપવાનો છે, આ કમીટીની બેઠક આજે (સોમવારે) બપોર પછી થશે અને કાર્યવાહકોની ચુંટણી થશે અને તે કમીટી આ સંબંધમાં યોગ્ય ગોઠવણ કરશે અને સાથે સાથે જાહેર કરશે કે પ્રજા હવે જાગ્રત થઇ છે, આ કમીટી ભંડોળ એકઠું કરવા માટે પણ કોશેશ કરશે. આ પરીષદના કાર્યને ફતેહમંદ બનાવવા માટે મજબુત કાર્ય કરનાર શ્રી. પોપટલાલ ચુડગર આ ફંડમાં ભરાયેલા નાણાંની ટીપ રજુ કરશે માટે તે લીસ્ટમાં જે ભાઇઓએ પક્ષમાં આપીને નામ નોંધાવ્યા ન હોય તેઓએ નાણાંની મદદ કરીને પોતાના નામ નોંધાવવાં એટલુંજ કહી હું મારી બેઠક લઇશ.

બાદ મત લેવાતાં ઠરાવ પસાર થએલો જાહેર કરવામાં આવ્યો હતો.

---

## ફરજયાત વેઠની રૂઢી.

---

મી૦ જગજીવન ઉજમસીએ નીચલો ઠરાવ રજુ કર્યો હતોઃ—

દેશી રાજ્યોમાં ચાલતી ફરજીયાત વેઠની પ્રથા અમાનુષીક અને નીંદયતા ભરેલી છે અને તેથી આ પરીષદ રાજકર્તાઓને આગ્રહ કરે છે કે તેઓએ તે સત્વર દુર કરવા સાથે કોઇ મનુષ્યની પાસે ફરજીયાત વેઠ નહી કરાવવામાં આવે તેવું જાહેરનામું પ્રગટ કરવું; અને વધારામાં ગુલામી જેવા રીવાજો અને રૂઢીઓ દુર કરવા આ પરીષદ રાજકર્તાઓને આગ્રહ કરે છે.

મી૦ જગજીવન ઉજમસીએ આ ઠરાવપર બોલતાં જણાવ્યું કે દેશી રાજ્યની પ્રજા પર ફરજયાત વેટનો ત્રાસ એક યા બીજા રૂપમાં હોય છે. ખેડુતોપર આ બાબતમાં ઘણો ત્રાસ છે અને આવા ત્રાસથી ખેડુતોની ઉપજમાંથી તેઓની પાસે કંઇ રહેતું નથી અને રાજ્યની ત્રીજોરીમાં સઘળી રકમ ચાલી જાય છે.

---

## રા. નર્મદાશંકર ઠાકર.

---

ઉપલા ઠરાવમાં રા. નર્મદાશંકર જેઠીરામ ઠાકરે જણાવ્યું કે દેશી રાજ્યોમાના ૯૦ ટકામાં આ વેઠની રૂઢી ચાલુ છે. અમારા ઘડકરનોજ

દાખલો આપીશ કે એક અમલદારને ત્યાંના લગ્ન પ્રસંગે એક ખેડુતને ત્યાં તેના એકના એક દીકરાની ભયંકર માંદગી છતાં તે છોકરાના પીતાને વેઠમાં લઇ જવામાં આવ્યો હતો. અને ત્રાસને પરીણામે તે પીતા પુત્રનો મેળાપ પણ થઇ શક્યો નહતો. આવા વેઠના ત્રાસને તાકીદે દુર કરવા માટે આપણે ફરી બંધ થવું જોઇએ.

બાદ મત લેવાતાં ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

## રાજકુમારોને અપાતી અવીચારી અને અયોગ્ય શીક્ષણ પદ્ધતી

રા. છોટાલાલ જે. સુતરીયાએ નીચલો ઠરાવ રજુ કર્યો હતોઃ

રાજકુમાર કોલેજોમાં કુમારોને હાલ અપાતાં શીક્ષણની પદ્ધતી તેઓને પ્રજાકીય ભાવનાથી અલગ રાખનારી હોવાથી તે પદ્ધતી અવીચારી અને અયોગ્ય છે એવો આ પરીષદનો અભીપ્રાય છે.

ઉપરો ઠરાવ રજુ કરીને મી૦ સુતરીઆએ જણાવ્યું હતું કે હાલમાં રાજકુમારોને અપાતી કેળવણી પ્રજાકીય ભાવનાથી અલગ રાખનારી છે તે રાજાઓના હાલના વર્તનપરથી જણાઇ આવે છે.

સ્વામી પરમાનંદે ઉપલા ઠરાવને વધુ ટેકો આપતાં રાજકુમારોને રાષ્ટ્રીય વીદ્યાલયો દ્વારા શીક્ષણ આપવાની હીમાયત કરી હતી.

બાદ મત લેવાતાં ઠરાવ પસાર થયો હતો.

બાદ પ્રમુખસ્થાનેથી નીચલો ઠરાવ રજુ થયો હતોઃ—

આ પરીષદ કુંવર મદનસીંહ અને મી૦ મેનકરના મરણ માટે ખેદ પ્રદર્શીત કરે છે.

આ ઠરાવ સર્વેએ ઉભા થઇને પસાર કર્યો હતો.

બાદ નીચલો ઠરાવ પણ પ્રમુખપદેથી રજુ થતાં પસાર કરવામાં આવ્યો હતો.

રાજા મહારાજાઓ પ્રતી વર્ષે ઘણો લાંબો સમય પોતાના રાજ્યોમાં બહાર વ્યતીત કરે છે, અને પરીણામે રાજ્ય લક્ષ્મીનો બહોળો વ્યય કરીને પ્રજા તથા રાજ્યના ભારમાં વરૂધી કરે છે એવી જે પરીસ્થીતી પ્રતીદીન વધતી જાય છે તે તરફ આ પરીષદ ચીંતા અને ભયની ભરેલી લાગણીથી નીહાળે છે.

## રીસેપશન કમીટીનો આભાર.

બાદ પરીષદની રીસેપશન કમીટીનો આભાર માનનારો ઠરાવ પરીષદના પ્રતીનીધીઓ તરફથી મી૦ છોટાલાલ સુતરીઆએ રજુ કર્યો હતો.

ઉપલા ઠરાવને રા૦ પરધુભાઇએ ટેકો આપ્યો હતો, જે બાદ મત લેવાતાં ઠરાવ પસાર થયો હતો.

## રચનાતમક કાર્ય માટે ઉઘરાણું

બાદ રા૦ ચુડગરે રચનાતમક કાર્યક્રમ માટે એકઠી કરવામાં આવેલી રકમના અવાજોથી તે બીનાને વધાવી લેવામાં આવી હતી. તે પછી શ્રી. ચુડગરે વધુ સંગીન મદદ માટે જુસ્સાદાર અપીલ કરી હતી અને જણાવયું કે ૫૬૧ રાજયોમાં ચાલતા અતયાચારો અને જુલમના દાખલા એકઠા કરીને એક પુસ્તક બનાવવાનો વીચાર છે કે જે પુસ્તકની સીધી સાથેજ આપણે આપખુ સતાનો અંત લાવી શકીશું, પંરતુ તે માટે ઘણા પઇસાની જરૂર પડશે. તમો સર્વે નાણાંનો વયય ઘણી રીતે કરો છો. સાત કરોડની પ્રજાને ગુલામગીરીમાંથી છોડવવા માટે તમે તમારાથી બને તેટલું આપો એવો મારો આગ્રહ છે. મને લાગે છે કે જો દેશી રાજયોના ભાઇઓ આ બાબતમાં તાકીદે પગલાં લેવા માંડશે તો ત્રણ મહીનામાં આપણે આ કાર્ય માટે જરૂર એક લાખ રૂપીઆ એકઠા કરી શકીશું.

અત્રે બે ગ્રહસ્થોએ રૂ. ૧૦૦ ની રકમો આપવાનું જાહેર કર્યું હતું અને મી૦ સાનેએ ત્રણ મહીનાની અંદર રૂ. ૩૦૦) ની રકમ એકઠી કરી આપવાનું માથે લીધું હતું.

શ્રી મણીલાલ કોઠારીએ વધુ આપીલ કરતાં હાજર રહેલાઓને આ કાર્ય માટે બનતી આરથીક સહાય આપવાનો મજબુત આગ્રહ કર્યો હતો કે ચોપડાભાઇને કહેવા માગું છું કે મને તો આ પરીષદની બેઠક ખતમ થતાં પહેલાંજ મોટી રકમની મદદની જરૂર છે અને તે કારય માટે ભાઇઓ અને બહેનોને યથાશકતી સહાય આપવાની હું અપીલ કરૂં છું. અત્રે નાણાંની મોટી રકમો આવવા લાગી હતી. અત્રે શ્રી કોઠારીને શ્રી ચુડગરે જણાવ્યું કે રૂ. ૧૦૦૦૦ ની રકમ થતાં સુધી સ્ટેજ પરથી ઉતરવાનું નથી.

અત્રે ઇડર પ્રજાકીય મંડળના સેક્રેટરી મી૦ લજ્જારામ ભટ્ટે લખી મોકલાવ્યું કે આ ફાળામાં આ મંડળ રૂ૦ ૫૧) આપે છે. આ બીના શ્રી

કોઠારીએ જાહેર કીધી હતી, આ ઉપરાંત નીચેથી રકમો પણ મળેલી જાહેર કરવામાં આવી હતી.

રૂ. ૫૦૧) નગીનલાલ માણેકલાલ; રૂ. ૨૫૧) ડુંગરસી ગુલાબચંદ. આ ઉપરાંત નાની મોટી રકમો આફંડમાં મળી હતી, જે રકમ લગભગ રૂ. ૧૪૩૫ જેટલી થવા ગઇ હતી.

શ્રી. કોઠારીએ અત્રે ભરાયેલી રકમ માટે હાજર રહેલાઓનો આભાર માનીને હજી આ કારયમાં વધુ મદદ આપવાની અપીલ કરી હતી.

રીસેપશન કમીટીના ચેરમેર રાજાબહાદુર ગોવીદલાલ હાજર રહેલાઓનો અને માધવબાગના ત્રસ્ટીઓનો ઉપકાર માનનારો ઠરાવ રજુ હતો. જે પસાર થયો હતો.

તે પછી મી૦ કાનજી બુધદેવે માધવ બાગના વહીવટકર્તાઓને મુંબાઇનાં અને દેશાવરનાં વર્તમાનપત્રોનો, ભુખતરસ અને અગવડ વેઠી કામ કરતાં સ્વયંસેવકોનો અને હાજર રહેલ સરવેનો આભાર માનયો હતો.

## આવતી પરીષદ માટે અજમેરનું આમંત્રણ

શ્રીયુત વીજયસીહજી પથીકે આવતી પરીષદ અજમેરમાં ભરવા માટેનુ આમત્રણ કીધું હતું જેતાલીઓના અવાજે વચ્ચે સ્વીકારવામાં આવયું હતુ

## પ્રમુખશ્રીનો ઉપકાર.

શ્રીએનીપ્રસાદ દાલમીયાએ પ્રમુખ શ્રીનો ઉપકાર માનવાની દરખાસ્ત રજુ કરી પ્રમુખશ્રીએ આ પરીષદને ફતેહમંદ રીતે પાર ઉતારવા માટે દેખાડેલી કુનેહનાં વખાણ કર્યાં હતાં.

રા. મોહનલાલ દલીચંદે વધુ ટેકો આપ્યો હતો અને પ્રમુખ દી. બા. રામચંદ્રરાવ રાજમાન્ય અને પ્રજામાન્ય હોવાનું તેમજ કાયદાના અથંગ અભ્યાસી હોવાનું વર્ણવીને પરીષદનું કાર્ય સફળ રીતે પાર ઉતારવા માટે તેઓશ્રીનો ઉપકાર માન્યો હતો.

ઇંદોરવાળા મી૦ ભગવાનદાસે અને પ્રોફેસર અભયંકરે વધુ ટેકો આપતાં સાત કરોડની પ્રજાના પ્રતીનીધી તરીકે પ્રમુખશ્રીને મદ્રાસ ખાતે

આવતાં અઠવાડીયામાં મળનારી હીંદી રાષ્ટ્રીય મહાસભાની બેઠકમાં દેશી રાજ્યોનો સવાલ રજુ કરવાનો તેમજ તે કાર્યમાં બની શકે તેટલી લાગણી હોય છે.



# હિંદી નેશનલ કોંગ્રેસ.

## રીસેપશન કમીટીના ચેરમેનનું ભાષણ

મદ્રાસ ખાતે આજ ભરાયલી ૪૨ મી હિંદી નેશનલ કોંગ્રેસની રીસેપશન કમીટીના ચેરમેન મી. સી. એન. મથુરંગ મુડલીઆરે આપેલું ભાષણ નીચે મુજબ છેઃ—

બંધુ ડેલીગેટો બાનુઓ અને ગૃહસ્થો

સ્વાગત કમીટીના વતી આજે હું તમોને ૪૨ મી રાષ્ટ્રીય હીંદી મહાસભાની બેઠકમાં હાજરી આપવા માટે તમારૂં અંતઃકરણ પુર્વકનું સ્વાગત કરૂં છું. આજે આપણે અસાધારણ સંજોગો વચ્ચે મળીએ છીએ આપણે સ્વરાજની લડતના ચોકકસ તબકકે પહોંચ્યા છીએ. અને કોંગરેસ સમક્ષનું મુખ્ય કાર્ય આદરશની સીધા ઉતાવળે થાય તેટલા માટે આપની પ્રવરૂતીઓને નવીન દીશાએ વાળવાનું છે. આપણી સમક્ષના પ્રશ્નનો તોડ દેશ ભક્તભરી આતુરતા અને હીંમત સાથે કરવા અને એક રાષ્ટ્રીય કાર્યક્રમ કે જેના લીધે સ્વીકાર થાય એટલુંજ નહી પણ જે સ્વરાજ્ય માટેની કુચ દરમીઆન આપણને આગળ લઇ જાય તે ઘડવા તમોને આમંત્રણ કરૂં છું.

કેટલાક વરસો થયા એ સંગીન કારયક્રમની ઘેરહાજરીને લઇને હીંદી નેશનલીસ્ટોની રાજદ્વારી પ્રવરૂતીઓ છીનભીન બની નબળી થઇ છે. અસહકાર જેમ ધીમો પાછો ખેંચી લાવતો ગયો તેમ તેની વળતી અસર આપણા અસહકાર જાહેર જીવનને તે લગભગ નાબુદ થાય તે હવે ભયમાં આણી મેલ્યો પણ ઇશ્વરનો આભાર માનો કે આજે આપણે એવી તો હાકલ કરી શકયા છીએ કે જે રાષ્ટ્રવાદનો પડકાર નહી સાંભળી શકનારના કાને અથડાયા છે તે હાલ સ્ટેચ્યુટરા કમીશનના બહિષ્કારની છે, ક્વચીત નજરે પડતી એકતા અને તેથી પણ ક્વચીત જણાતા ઉત્સાહ સાથે આજે આખી પ્રજા તેનો બહિષ્કાર કરવા એક અવાજે દ્રઢતા સાથે બહાર પડી છે

બ્રીટીશ પ્રજાએ જાણવું જોઇએ કે આ સઘળી લાગણી અંતીમ વીચારના રાજદ્વારીઓને ફક્ત પ્રચાર કાર્ય અંગે જનમી નથી, મહાન મોડરેટ પક્ષ જે અત્યાર સુધી આપણા રાજદ્વારી ક્ષત્રમાં ચુસ્ત કોનઝરવેટીવ રહયો છે તે આ બાબતના સંબંધમાં કોંગ્રેસના પડખે ઉભો છે.

આ પ્રસંગે કમીશનનો બહીષ્કાર કરવા આપણે કયા અગત્યના કારણે લગભગ એકમત થયા છીએ તે તરફ તમારૂં ધ્યાન ખેંચીશ. પહેલું લડાઇ દરમ્યાન જાહેર થયલા સીધાતો હેઠળ અને અપાયલા વચનો અનુસાર આપણને કેવું અને કેટલી હદ સુધીનું સ્વરાજ્ય જોઇયે છે તેનો નીર્ણય કરવાનો હક આપણો છે. આગેવાન બ્રીટીશ મુત્સદીઓના ગંભીરપણે અપાયલાં વચનો અને હેરાતો છતાં ૧૯૧૯ ના હીંદી સુધારાના કાયદાના પ્રસ્તાવના હીંદના આત્મનીર્ણયના હકનો સ્વીકાર નહીં કરીને તેનું અપમાન કરવામાં આવ્યું હતું. આ એક દગો છે કે જેને હીંદનો સંયુક્ત અવાજ વખોડી કહાડતો રહ્યો છે. ઓલ-બ્રીટીશ કમીશનની નેમણુંક કરીને તે અનર્થકારક કરવો તે અનર્થકારક સીદ્ધાંતનો સ્વીકાર કરવો તે સ્વમાન ગુમાવવા માન સરખું છે. બીજું કમીશનની નેમણુંકના સંજોગો વડીધારાસભાએ ૧૯૨૪ માં જે રાષ્ટ્રીય માંગણી કરી હતી અને જે પછી ૧૯૨૫ માં રજુ થઇ છે તેને ધીકારભર્યો અસ્વીકાર સુચવે છે વડીધારાસભાની માંગણી આમ શા કારણે ઉડાવી દેવામાં આવી છે તે જણાવવામાં આવ્યું નથી. પ્રજાના ચુંટાયલા પ્રતીનીધીઓનું એટલે કે આખા પ્રજાનું તે એક અપમાન છે, ત્રીજું કમીશનમાં હીંદીઓનું એક સંગીન પ્રમાણ રાખવાની લીબરલોની મધ્યમ માગણીની પણ અવગણના કરવામાં આવી છે. હું આ સમજાવવા ચાહું છુ કે આપણે કોંગ્રેસમેનો આપણું ભવીષ્યનું બંધારણ નક્કી કરવા એક કોનસ્ટીટ્યુઅન્ટ કનવેનશનથી કંઇ પણ ઓછું સ્વીકારશું નહીં અને તે કવેનવેન્શનમાં આ દેસમાંના પોતાના લાભો જાળવવા બ્રીટનના પ્રતીનીધીઓ આપણા બરોબરી આવી જેમ ચર્ચા કરવા રહેશે. કમીશનમાં હીંદીઓનો ગમે તેમ સમાવેશ કરવામાં આવે તેથી કોંગ્રેસ કે જે સ્વનીર્ણયના સીધાંતમાં માને છે તેને સંતોષ મળશે નહીં. ૪ થું, કમીશનનો છેકજ બહીષ્કાર થવો જોઇએ. કેમ કે ઈંગ્લંડ અને સંસ્થાનો વચ્ચેના સંબંધના નીયામક રીવાજો વીરૂધના સીદ્ધાંતો હીંદને લાગુ કરવા સરખું છે. બ્રીટીશ શહેનશાહતની પ્રજાઓમાં શું આપણે, આપણને હલકા પડવા દેશું ? દ્રઢતા સાથે 'નહીંજ' એજ આપણો જવાબ છે. કેનેડા, ઓસ્ટ્રેલીઆ અને દક્ષીણ

આફ્રીકાનો આતમ નીર્ણયનો હક આપ્યો હતો, અને એક અગત્યના અપવાદ સીવાય પાર્લામેન્ટે તે ખરડાઓ જેમના તેમ સ્વીકાર લીધા ત્યારે હીંદને એકલાને જુદું બંધારણ સ્વીકારવા સારૂ ફરજ પાડવી જોઇએ ? તે હીનતા સુચવે છે અને આપણે તેથી તેનો વીરોધ કરવો જોઇએ. અને વધુમાં કહેવાનું કે હીંદની પ્રતીષ્ઠા અને રાષ્ટ્રીય સ્વમાન માટે આ જરૂરનું છે કે બહારની સત્તાઓ અને વગસમ, પછી તે ગમે તેટલા મજબુત હોય તેમને હીંદને કેવો અમલ જોઇએ છે તે ફરમાવવા ન દેવું. આપણને ફરમાવવાનો બ્રીટીશ પાર્લામેન્ટનો હક સ્વીકારવો તે આપણું સ્વમાન ગુમાવવા બરોબર છે અને સુધરેલી દુનિયામાં તેથી આપણે હલકા પડશુ એ વાત એક બાજુ એ મેલીએ તો પણ તે આપણાં જાહેર જીવનને નુકશાન કરી નીચું ઉતારી મેલશે. વધુમાં આ તદ્દન સ્પષ્ટ છે કે આ કમીશનમાં આપણે ભાગ ન લેવાથી આપણી રાજદ્વારી પ્રગતિ જોખમમાં મેલાશે નહીં. બ્રીટીશ પાર્લામેન્ટના ઉધત કોનઝરવેટીવો કે જેના પક્ષમાં મી૦ રામસે મેકડોનલ્ડ ની આગેવાની હેઠળના લેબરાઇટો ભળ્યા છે અને જે મજુર પક્ષના હીંદના મીત્રો તરીકેના દાવાનો અંત આવ્યો છે, તેમણે આપણા મુકદમા વીષે પોતાનો મત આગમચથી બાંધી મેલ્યો છે, અને આવી કહેવાતી તપાસમાં મદદ કરીને આપણી બુદ્ધીનું નીયમન કરાવવાની ચોકખી ના પાડી દેવાથી આપણે કશું ગુમાવવાનું નથી. બહીષ્કારના કાર્ય કરમનો પ્રજાએ જે સ્વીકાર કર્યો છે તેમાં શામેલ થવા તેટલા માટે હું કાંઇ પણ આંચકો ખાતો નથી.

હીંદના પ્રમાણીક મીત્રોને બ્રીટીશ અમલના વારસા જેવા ચોકસ ધરગથુ સવાલો સંબંધી આપણી વલણ વીષે જે કેટલીક ગેર સમજુતી થઇ છે, તે વીષે એક બે બાબતો કહીશ. લઘુમતીઓ અને ખાસ હીત ધરાવનારાઓ કે જેમને સ્વારથીઓ તરફથી ચાહીને અવળે રસ્તે દોરવવામાં આવ્યા છે, તેમને હું ખાતરી આપું છું કે સ્વતંત્ર અને પ્રજાકીય અમલ ધરાવતા હીંદમાં તેમના લાભોનું હાલના કરતાં વધુ સંરક્ષણ થશે, હીંદ દલીલોનું આશ્રયસ્થાન રહ્યું છે. અને લઘુમતીઓ સાથે ઉદારતા સાથે વર્તવું એ અમારો સ્વભાવ છે. લઘુમતીઓનું સંરક્ષણ એ સ્વરાજ્ય હીંદમાંની રાજદ્વારીની નીતીનું પહેલુ સુત્ર રહેશે. બીજુ બ્રીટન હીંદમાં સુલેહ જાળવી શકે છે અને પ્રજાને ન્યાય આપે છે એ સુચનાનો આપણે ઇનકાર કરવો જોઇએ, આ નાજુક પ્રશનોનો વ્યાજબી અને માન ભરી રીતે તોડ ઉતારવાની આપણી શક્તી તથા આપણો હક જાહેર કરવો જાઇએ. આમ ભય જેવી દલીલ સીવાય સ્ટેચ્યુટરી કમીશન સાથે સહકાર માટે દલીલ નથી.

કમીશનનો બહીષકાર કે જેણે સદભાગ્યે સઘળા પક્ષોને એકમીત્ર કર્યાં છે તે એક નકારાતમક કાર્યક્રમ છે, આ લાભ દાયક વાતાવરણનો લાભ લઈ આપણે આપણા દેશબાંધવોને સામાન્ય રીતે માન્ય થાય તેવી રીતીઓ અને નીતીઓ અખત્યાર કરવી જોઈએ. સ્વરાજ્યનાં બંધારણનો એક સ્વીકારાયલો ખરડો જેમાં હીંદી પ્રજાની આકાંક્ષાઓ સ્પષ્ટ હોય તે વીષે પ્રજામત કેળવી શરૂઆત કરવાની જરૂર છે. આવો કાર્યક્રમ દેશ સમક્ષના મુદાઓ સ્પષ્ટ કરશે અને સઘળા પક્ષોને સ્વરાજય માટેની માગણી અસરકારકપણે કેમ આગળ કરવી તેના મારગો સુચવશે. ઉપરાંત તેથી આપણા બળનું સગઠન થઇ પ્રચારકારય એવા જોસથી કરાવશે કેજેથી સ્વરાજ માટેની ધગશ દરેક હીંદીના મનમાં પ્રગટ થઇ એકત્ર પ્રયત્ન અંતે આપણને સ્વરાજ પ્રાપ્ત કરાવી આપશે.

બંધુઓ, હું હવે હીંદ માટેના સ્વરાજયની કોઇપણ યોજનામાં મુખ્ય સ્વરૂપો વરણવીશ આ પહેલાં આપણે આ જણાવા દેવું જોઇએ કે જો પાર્લામેંટની હાલત છે તેવી ઉવત વલણ રહી તો હીંદને શહેનશાહતથી છુટુ પાડવા માટેનું પ્રચાર કાય મોટા પાયાપર આરંભવું જોઇશે. હીંદી રાષત્રતવના અસરકારક એ કરારનો જયારે પણ વખત આવશે ત્યારેની હીંદી મહતવાકાક્ષા ઇંગલંડના રાજાનું નામનુ પણ વડપણ નહી રાખતા સ્વતંત્ર પ્રજા સત્તાથી આગળ વધશે, અંગ્રેજ મુતસદીઓએ આ વાત ધ્યાનમાં રાખવી ઘટે છે. તેમણે આપણને નીરાશ બનાવવા જોઇતા નથી. હજી દેશનો સંગીન મત શહેનશાહતમાં રહી છુટાપણું મેળવવાનો છે. પણ આ પરમાના સરખા ચાલુ વરતાવ શહેનશાહતમાં વધુવાર રહેનાર સામે નીરણય કરવાની અમને ફરજ પાડશે. પાર્લામેંટ આ વાત એકદમ પીછાણવી જોઇએ કે હીંદમાં તેમજ આયરલેનડમાં સઘળી સતા પ્રજા તરફથી મેળવવી જોઇએ અને નહી કે વહાઇટ ડોલ તરફથી આ વીષેની ખાતરીની ગેરહાજરીમાં બ્રીટીશ પ્રજાના ભાગીદાર તરીકેનુ આપણું બંધારણ રચવાનો વીચાર ત્યજવો જોઇશે,

બીજુ, હું હકોના વીસ્તરૂત જાહેરનામાની મુખ્ય જરૂર પર ભાર મેલવા ચાહું છું કે જે જાહેરનામુ આપણા બંધારણનું અંગ બનશે. સમાનવરતાવ અને કાયદા દવારા જુલમાટમાંથી છુટાપણાં માટે શહેરીઓના હકો માટેની સ્પષ્ટ જામીનગીરી રહેવી જોઇએ. ધરમ કે જાતીના ભેદ

સીવાય સઘળા વરગો રાજદ્વારી નજરે સમાન હોવા જોઇએ. હીંદી પ્રજાકીય એ સર્વ શહેરીઓને આતમવીકાસની સમાન તકો આપવી જોઇએ જાહેર વ્યવસ્થા કે નીતીને નુકશાન કરતા ન હોય તેવાં વ્યકતીગત કામો અને મતો માટે માન રહેવું જોઇએ, કેળવણીને લગતી સવળતાઓ રહેવી જોઇએ. પ્રાથમીક કેળવણી મુફત અને ફરજીઆત અને માધ્યમીક કેળવણી મુફત આપવાની સવળ થવી જોઇએ. વધુમાં હીંદી સરકારની ધારમીક તટસ્થતાના કારણે રાજયનો કોઈ ધર્મ હોવો ન જોઇએ બ્રીટીશ ન્યાયની ખ્યાતી અને તેમાં રહેલી જામીનગીરીને લઇને હકોના જાહેરનામાની જરૂર ન હોવા વીષે એક આગેવાન હીંદી મુત્સદીના મતના સંબંધમાં જણાવવાનું તેમ ઇંગ્લાંડમાં વાસ્તવીકપણે છે પણ આયરલેન્ડ કે જ્યાં પણ બ્રીટીશ ન્યાયની ખ્યાતી સ્થપાઇ છે ત્યાં પણ હકોનું જાહેરનામું બંધારણમાં દાખલ કરવામાં આવ્યું છે. આપણે તેથી આયરલેન્ડ કે જેને પણ આપણી માફક બ્રીટીશ અમલ હેઠળ ખમવું પડયું છે તેનો દાખલો લેવો જોઇએ.

બીજું મારા નમ્ર મતે હીંદ માટે આપણે એક વડીલ સતાના ધોરણે સ્વરાજય સ્થાપવું જોઇએ. ફેડરલ અમલ બીજે ભલે બંધએસ્તો હોય છતાં હીંદને તે માફક આવે તેમ નથી વળી તેથી રાષ્ટ્રત્વની સંગઠીત થતી જતી શકતીઓ છીનભીન થઇ જશે. જો કયાંક સ્થાનીક લાગણી કે આકાંક્ષા આગળ કરવામાં આવશે તો તે વીષે ઘટતું કરી શકાશે, ભાષાના ધોરણે અમલે માટેના પ્રબંધની સ્થાનીક જરૂરીઆતોને પુગી વળાશે તે સ્થાનીક ભકતીનો પણ પુરતો ઉત્તર વાળશે તેજ વેળાએ એક મજબુત મધ્યસ્થ સરકાર રાષ્ટ્રત્વને સાબુત રાખશે અને હીંદને દુનીયાની પ્રજાઓમાં ઉંચે આણશે

હું હવે મતાધિકારના અગત્યના પ્રશ્ન પર તમારૂં ધ્યાન ખેંચીશ, આપણે પ્રજાત્વની જરૂરીઆતને અનુસરતા પ્રતીનીધીત્વના સીધાંતો યોજવા જોઇએ કલકતા ખાતે મળેલી મહાસભા સમીતીએ આ આંતર કોમાય વીવયનો સુંદર તોડ ઉતાર્યો છે. આ ઠરાવો સ્વીકારવા હું તમોને ભલામણ કરીશ. ખાસ લાભો માટેનું પ્રતીનીધીત્વ જો કે પ્રજાકીય સીદ્ધાંતને અનુસરતું નથી છતાં પણ હીંદના વીચીત્ર સંજોગો જોતાં આપણે થોડા વખત માટે એકલા પછાત વર્ગોને ખાસ પ્રતીનીધીત્વ આપવું જોઇએ, હીંદી અંગ્રેજો અને યુનીવરસીટીઓ અને વેપારી ચેંબરો વતી આગળ કરતાં આ

સંબંધીના દાવા સાથે મારી દીલસોજી નથી તેમના લાભો જો પ્રજાથી જુદા હશે તેનું સંરક્ષણ ધારાસભાઓ કરશે.

તેવી બંધારણના સંબંધમાં સમજુતીપર આવવાનો માર્ગ પણ હું સુચવીશ. મહાસભાએ હીન્દ માટેના બંધારણનો નીર્ણય કરવા સઘળા પક્ષો અને હીત ધરાવનારાઓના પ્રતીનીધીઓનું એક કન્વેનશન બોલાવવા વહેલા પગલાં લેવા જોઈએ. તે કનવેનશન જે પણ યોજના ઘડે ;અને તે જો કોંગ્રેસની ખાસ બેઠક બહાલ રાખે તો તે સંયુક્ત હીન્દની માગણી બનશે આ બંધારણની માગણીનો અમલ કરાવવા પુરતી બહાલી મેળવવી જોઇશે.

'સ્વરાજ માટેની લડત લડવાના પ્રથમ પગથીઆં તરીકે' આપણે સઘળા પક્ષોને એકત્ર બનાવવા જોઇએ કોમી સહકાર અને સંપની લડત કોંગ્રેસે જોસથી ઉપાડી લેવી જોઇએ. આગેવાન કોમો વચ્ચે એકતા નથી અંત્યજ વરસની સ્થીતીને આપણા વીરોધીઓ મોટું રૂપ આપે છે અંગ્રેજોના આક્ષેપનો જવાબ આપવાને બદલે આપણે આપણા હીત સારૂ એ કારણ દુર કરવું જોઇએ. અત્યાર સુધી થયલા પ્રયત્નો અને આવેલા પરીણામ અતી ઉત્તેજક છે. મહા સમીતીના મુંબઇ અને કલકત્તા ખાતેના નીર્ણયો સર્વમાન્ય બન્યા છે. આ કાર્ય આગળ ધપાવવું જોઇએ. તેજ રીતે બ્રાહ્મણ અને અબ્રાહ્મણ વચ્ચેની ગેરસમજુતી, ગયાની બુદ્ધીસ્ટ ચળવળ અને શીખો વચ્ચેના મતભેદો દુર થવા જોઇએ. હું આશા રાખું છું કે આ પ્રશ્નોનો મુત્સદીભરી રીતે તોડ ઉતારવામાં આવશે. તેથી કોંગ્રેસની પ્રતીષ્ઠા પણ વધશે અને તે કોમ કોમ વચ્ચેના ગેરસમજુતી દુર કરાવનાર માનવંત લવાદનું સ્થાન પ્રાપ્ત કરશે.

ઉપરાંત દેશમાં ઉચ્ચ આર્થીક આદરસોના પ્રચારની જરૂર છે. કાંગ્રેસના કાર્યકર્તાઓએ ખેડુતોને રાજદ્વારીજ નહીં પણ આર્થીક સંદેશો પણ પુગાડવો જોઇએ, ખેડુતને ખેતીની આધુનીક રીતીઓના અને સહકારના લાભો સમજાવવા જોઇએ. ખેડુતો વઇજ્ઞાનીક રીતો અખતીયાર કરતાં ખેતી ખીલી દેશને ઘણો લાભ મળશે ઉપરાંત સુખશાંતીના સીદ્ધાંતોનો કોંગ્રેસે પચાર કરવો જોઇએ, ખાસ કરીને દારૂની બદી ઓછી કરવાના અને રાજની મદદ વીના તે નાબુદ કરવા મજબુત પ્રયત્નો થવા જોઇએ. કેળવાયલા અને દેશભકત શ્રીમંતોએ પોતાની બુદ્ધિ અને ધનનો ઉપયોગ

દેશની અઉદ્યોગીક ખીલવણીનું ઉમદા કામ આગળ વધારવા પાછળ કરવો જોઇએ. દેશનું ધન વધારવા ઉપરાંત બેકારીના સવાલના પણ તેથી તોડ કરી શકાશે. કોંગ્રેસે આમ આરથીક સવાલનો નીરણય કરવા એક બોર્ડ નીમવી જોઇએ.

આ સુધારો કરવા ઉપરાંત કોંગ્રેસને કામની એક બીજી બાજુ પણ તપાસવી રહે છે કેટલાક વરસો થયાં બ્રીટીશ અને પરદેશી માલ બહીષ્કાર કરવાની નીતીથી આપણે જાણીતા છીએ. મારી

ખાત્રી છે કે સ્વરાજ્ય માટેની આપણી માગણીની પાછળ કોંગ્રેસ સઘળા બ્રીટીશ માલનો બહીષ્કાર એકમતે ઠરાવશે. પણ તે ઉપરાંત પણ આપણે એક વધુ પગલું લેવાનું છે, હીંદી બનાવટના માલ સાથે હરીફાઇ કરતાં સઘળા પરદેશી માલનો આપણે બહીષ્કાર કરવો જોઇએ. બ્રીટીશ માલથી હલકો યુરોપ અને અમેરીકાનો માલ ખરીદવાથી હીંદને આર્થીક રીતે કાંઇ મેળવવાનું નથી કોંગ્રેસે આ બહીષ્કાર યોજના અનુભવીઓની કમીટી નીમાવી જોઇએ. કે જેથી બ્રીટીશ માલ લેવાની ના પાડવી જોઇએ અને બીજે પણ પરદેશી માલ બહીષ્કાર કરવાથી આપણું આર્થીક હીત સરસે.

ખાદી વીષે મારે ખાસ કહેવું છે કે મહાતમાજી અને તેમના ગોઠીયાઓનો ખાસ આભાર માનશો કે તે હીલચાલ સમક્ષ પણ મજબુત રીતે આગળ વધતી રહી છે. દેશના હીતઇસીઓ તેના વીકાસને આવકાર દાયક ગણશે. મહાત્માજીના માનીતા કાર્યક્રમમાં દેશનો વીશ્વાસ દીન પ્રતીદીન વધતો રહે છે. કાંતનારાઓની મંડળીએ સુંદર વ્યવસ્થા કરી છે, તે સાથે રાજદ્વારી કામ જોડવું જોઇએ. તેમણે ખાદીનેજ વળગી નહી રહેતાં દેશમાં બનતી બીજી ચીજો ખપાવવા માટેનો પ્રચાર પણ આદરવો જોઇએ. આથી દેશી ઉદ્યોગને ટેકો મળે એસોસીએશનની નાણાં સંબંધી હાલત પણ સુધરશે. મહાતમાજીને આસુચના પર લક્ષ આપવા તેમને અપીલ કરૂં છું.

મંજુર સંગઠ્ન પણ એક અગત્યની બાબત છે; કોંગ્રેસે નીર્ણયપણે મજુરો અને ખેડુતોને પડખે ઉભુ રહેવું જોઇએ. કોંગ્રેસે મજુર કોંગ્રેસસાથે સહકાર કરી તેમની સ્થીતી સુધારવા પગલાં લેવાં જોઇએ, તેમની મદદથી સ્વરાજનું કાર્ય ઘણું આગળ વધશે.

હું હવે કોંગ્રેસની સંસ્થાપર તમારૂં ધ્યાન ખેંચીશ મારે આ કબુલવું જોઇએ, કે કોંગ્રેસ જેવા એક મહાન મંડળનું કાર્ય આગળ ધપાવવાને

જોઇએ, તેવું અસરકારક નથી. દેશ આખામાંથી વ્યાપક જવાબ મળે તે રીતે તેનું કામ વધારવું જોઇએ, બાહોશ અને પ્રતીષ્ઠીત કાર્યકર્તાઓને બધે મોકલી પ્રજાને સ્વરાજ્યની લડતના સંબંધમાં રાખવી જોઇએ. પ્રચારકોનું ચારીત્ર એટલું તો ઉંચુ હોવું જોઇએ, કે પ્રજા તેમને સાચા દેશ સેવકો માનેજ ત્યારેજ સ્વરાજ માટેનું અદવીતીય પ્રચાર કાર્ય આરંભાશે. પોતાના હકો પ્રત્યે એક દેશ જાગૃત અને એકત્રીત થતાં સ્વરાજ નહી આપવા ઇચ્છનારાઓના હાથમાંથી તે છીનવી લેવું સ્હેલ થઇ પડશે.

મદરાસની કાઉનસીલની સભ્ય તરીકે મેં મેળવેલો અનુભવ હું હવે તમો સમક્ષ મેલી એક અગત્યની બીના સુચવીશ, ગઉહાતીનો કારયક્રમ અવયવહારૂ જણાયો છે, તે ચોકસ નહી હોવાથી કાઉનસીલમાની કોંગ્રેસ પારટીની નીતીને તેશીથીલ બનાવી રહ્યા છે. કાઉનસીલોના સંપુરણ બહીષકારના મહાતમાજીના અસલ કારયક્રમમાં મારે વીશ્વાસ છે. પણ ગમેતેમ પણ તેમની નીતી આજે પ્રજાકીય રહી નથા. કાઉનસીલ માટેની ચુટણીમાં ભાગ લીધા પછી ત્યાં જઈ આપણે શું કરવું એ મુખ્ય પ્રશન છે. મી૦ શ્રીનીવાસ આયંગરના મત સાથે હું સંપૂર્ણપણે મલતો થાઉ છું કે ચુંટાયલા સભ્યોએ પોતાની બેઠક કાયમ રહે તે શીવાય ત્યાં હાજરી આપવી જોઇએ નહીં કારયક્રમ ખામી વાળો છતા તે સઉથી ઓછો વાંધાભર્યો છે પણ જો આ મત સાથે મળતાં થઈ શકાય તેમ હોય તો હું એક વયવહારૂ કારયક્રમ ઇચ્છું છું. ગઉહાતીનો નીષેધ દુર થવો જોઈએ તે સીવાય અન્ય કોઇ મારગ નથી તેમ થયે કોંગ્રેસમેનો વધતામાં વધતો લાભ મળે તેજ કાઉનસીલોમાં કામ કરશે. આ પગલું લીધા પહેલાં કોંગ્રેસમેનોએ પુરતો વીચાર કરવો જોઇએ અને પ્રતીયોગી સહકારના નામે ઓળખવામાં આવે તેમ છે આનો અરથ અસહકારની અસલનીતીના છેવટ માટે તઇયાર છે. હાલની સ્થીતીની જરૂરીયાતના અંગે આ ગંભીર પગલુ લેવું કે કેમ તેનો વીચાર કરવાની આપણી ફરજ છે. એક તરફથી આપણે સ્ટેચ્યુટરી કમીશનને બહીષકાર કરવા નીકળ્યા છીએ તો શું આપણે બીજાનો અંત આવે એના પરીણામો પર કોંગ્રેસવેળાએ વીચાર કરવાના છે. ના ૯૨૦ નો જુસ્સો જાળવી રાખવાની હું તમોને અપીલ કરૂં છું બંગાળાના નજરકેદીઓને યાદ રાખજો, સહકારનો વીચાર કર્યા પહેલાં લોરડબરકનહેડની તુમાખી ધ્યાનમાં રાખજો કેમકે અસહકાર નથી કરતા તો સહકાર ઉભો રહે છે.

બંનેનુ શંકરપણુ અરાજકતામા પરીણામ પામ્યું છે તો આપણે માટે એકજ મારગ છે. અને તે એ કે કાઉનસીલોમાં જવું પણ ત્યાં બેસવું નહી.

બંધુઓ તમોએ પ્રમુખની કરેલી ચુંટણી માટે હું તમોને હવે ધન્ય-વાદ આપું છું આના કરતાં વધુ સારી પસંદગી ભાગોથી થઈ હોત આવતા આખા વરસ દરમ્યાન દેશ સ્વરાજયની લડતમાં ઝીપ લાવશે અને તેને ફતેહમદ બનાવવા સર્વ કોમનો સહકાર જોઇશે. ડો૦ અનસારી તેવા સહ-કારના ચીનહરૂપ છે. હીંદમાં જાહેર જીવનનો તેમને જે અનુભવ છે અને દરેક પ્રજાવરગના તેઓ જે વીશ્વાસ ધરાવે તે જોતાં તેઓ સ્વરાજના ધયેયે આપણને લઇ જશે એવી હું આશા રાખું છું " વંદેમાતરમ."



# મદ્રાસ ખાતે ભરાયેલી ૪૨ મી હિંદી નેશનલ કોંગ્રેસના પ્રમુખ ડા૦ અનસારીનું જુસ્સાદાર ભાષણ.

---

## પ્રતીનીધીઓ બાનુઓ તથા ગૃહસ્થો

સ્વતંત્રતા માટેની જે લડત આપણે લડી રહયા છીએ તેના આવા બહુજ અગત્યના તબકકે કોંગ્રેસનું પ્રમુખપદ મને આપી આપે મારા ઉપર જે વિશ્વાસની લાગણી જાહેર કરી છે તે બદલ હું આપ બધાનો આભાર શબ્દોથી માની શકવા શકતીમાન નથી. મદરાસની આ કોંગ્રેસ મને પચીસ છવીસ વરસ પહેલાના એ દીવસોની યાદ આપે છે કે જયારે હું વીદયારથી અવસ્થામાં હતો અને ઉલટ તથા ઉમંગ ભરયા દીલથી આવાજ પ્રજાકીય સંમેલનના દર્શન કરી શકયો હતો એ વખતે મને સ્વપ્ને વટીક આવેલું નહી કે આવાજ એક મોટા સંલનમાં આજ શહેરમા પ્રમુખપદ મારે લેવું પડશે. કે જેના પ્રમુખપદે અગાઉ દેશના નામાંકીત નેતાઓ બીરાજી ગયા છે તે વખત કરતાં આજે આપણી રાંપત્રીય લડતનું જોર ઘણુંજ વધી ગયું છે. લોકો રાજનીતીની નજરે ઘણાજ જાગ્રત થયા છે અને લડત લડવાનું જોર પણ તેઓનું ઓરબી વધ્યું છે જયારે એ સવાલ કે જેનો નીવેડો આજે આપણે વર્ષો થયા કરવા માગીએ છીએ તે પણ બહુજ ગુંચવણ ભર્યો થતો જાય છે તેની સાથે પ્રમુખનું કાર્ય પણ બહુજ નાજુક અને કઠણ બનતું ગયું છે. તેથીજ મેં એવા વીશ્વાસથી આ કામની જુમેદારી ઉઠાવી છે. કે આપ સહુ મને ઉદારતાથી મારી ભુલો માટે માફી બક્ષી મને આ કઠણ કાર્ય પાર ઉતારવામાં બનતી દરેક મદદ કરશો.

---

## મજુર પક્ષના ઇંગ્રેજ પ્રતીનીધીઓનું સ્વાગત

---

જુદા જુદા દેશોના રાજકીય સવાલોનો એક બીજા સાથેનો સંબંધ તથા હીંદ દેશની આર્થીક અને રાજકીય પરતંત્રતાને લીધે સાધારણ રીતે

દુનીઆના માણુસ માત્રની શાંતીથી થતી ઉન્નતી ઉપર અને ખાસ કરીને ગ્રેટબ્રીટનના મજુરો ઉપર આવનારા સંકટનું ભાન ધીમે ધીમે લોકોને થઇ રહ્યું છે તેમજ જે વખતે સામરાજવાદી (ઇમપીરીઆલીસ્ટ) અથવા મુડીવાદીઓની આપણા ઉપર ચલાવવામાં આવતી લુંટ તથા આપણી પરતંત્રતા કાયમ કરવા આપણા દેશની વીરૂધ જે જુઠી વાતો ફેલાવી રહયા છે અને તેનાથી જુદુ કલંક આપણને લગાડી રહયા છે એવા વખતે આપણી અંદર આજે દરીઆપારના પ્રતીનીધીઓની હાજરી એવી આશા આપે છે કે બીજા દેશોના સામરાજયવાદીઓ અને મુડીવાદીઓથી દુઃખ પામતા લોકો સમજવા લાગ્યા છે કે બધાના એક સરખા દુશમનને હરાવવાને માટે આપણા બધામાં બહુજ ગાઢો સહકાર જોઇએ અને આપણે સહુની સાથે મળીને લડત લડવી જોઇએ. એવાં મીત્રોનું આજે રાષત્રીય મહાસભા તરફથી તથા હીંદ દેશના વતનીઓ તરફથી અંત;કરણ પુર્વક સ્વાગત કરીએ છીએ.

પ્રજાનેં રક્ષણ કરવાનો દાવો અને લડાઇ પહેલાં શાહીવાદ યુરોપની રાજનીતીનો હાંક પીછોડો કરનારો આજકાલનો રાષત્રસંઘ એ બધી વસ્તુઓ એકજ ભાવનાના જુદા જુદા રૂપ છે, જયાં સુધી એ વસતુઓ સીધાંતો તરીકે ચાલુ રહેશે તયાં સુધી પ્રજાનું કષ્ટ દુર થનાર નથી, આ જગતમાં ફેલાઇ રહેલા મોટા રોગની દવો ભારત દેશ પાસે છે. કારણ કે શાહીવાદની ઇમારતનો પાયો એ પોતેજ છે. ભારતને સ્વતંત્રતા મળશે કે તરતજ એ આખી ઇમારતના કકડા ભુકકા થઇ જઇ જમીનદોસ્ત થશે. એશીયાની સ્વતંત્રતા અને આખી દુનીયાની શાંતીનો મુખય આધાર સ્વતંત્રાને પોતાની મેળે રાજય કરતા ભારત દેશ ઉપર છે,

---

## કોંગ્રેસની નીતી શું છે, ?

---

પણ હીંદ સ્વતંત્રતા કેવી રીતે મેળવી શકે એજ એ અગતયનો સવાલ છે. એક પેઢીથી પણ વધુ વખત પહેલાં તો અહીના નેતાઓ સરકાર સાથે સંપુરણ સહકાર કરવાનો ઉપદેશ આપયા કરતા હતા, એ નીતીની નીશફળતા જયારથી એનો જનમ થયો તયારથીજ સીધ થઇ

હતી, એકજ મુદ્દરા લેખ રાખવા વાળા સમુહોમા સહકાર થઇ શકે છે. પણ જ્યાં લક્ષ બીંદુ અથવા મુદ્દરાલેખ જુદો જુદો હોય છે તેમાં સંહકાર રહી શકતો નથી આવી સ્થીતીમાં સહકારનો અરથ એજ થઇ શકે કે નબળો પક્ષ પોતાના સારામાં. સારા ઉદેશોને બળવાન પ્રયછાઓને બર લાવવા માટે છોડી દે. અગાઉ મરહુમ : ઉદાર મતવાદી ( લીબરલ ) હીંદી પ્રધાન અને હીંદ દેશની સ્વતંત્રતાની લડત તરફ સહાનુભુતી ધરાવવા માટે પ્રખયાત થયેલા મી. મોંટેગયુંએ પોતાના રીપોર્ટ માં આ બે દેશોના લક્ષબીંદુઓ વચેનો ભેદ જેવી ખુલલી રીતે બતાવયો છે તેવી રીતે બીજા કોઇ પણ ઠેકાણે એ ભેદ બતાવવામાં આવયો નથી એ રીપોર્ટ જે સને ૧૯૧૯ માં સરકારે બહાર પાડેલા કાયદાનો આધાર છે જે ધીમે ધીમે જોખમદાર સરકાર મળવાનો વાયદો છે, અને ભવીષયને માટે બહુજ મોટી આશા આપે છે. પણ સાથે સાથે સ્પષ્ટ કહી દે છે કે અમને એ વાત પોતાની મેળેજ પુરવાર થયેલી માલમ પડી છે કે બ્રીટીશ એમપાયરની અંદર બીજા દેશોની માફક ભારતનું રાજતંત્ર સંપુરણ પ્રજાસતાક અને જવાબદાર બનશે. નહી કે જ્યાં સુધી એના રહેવાસીઓ કે જેનું એ પ્રતીનીધી છે તે લોકો પોતે તેવા રાજતંત્ર માટે યોગય બની શકે, અમે કહી શકતા નથી કે એ વખતે ભારતના રાજતંત્રની જોખમદારી બીજા દેશો જેવી રહેશે કે નહી. ભારતના રાજયતંત્રનો વીકાશ બીજા દેશોની અવસ્થા ઉપર રહેશે અને તેના ઉપર શહેનશાહતની જવાબદારીનો બહુજ મોટો પ્રભાવ પડશે,

---

## હીંદ સાથે ઇંગલંડ સમાન દરજજાથી વર્તવા તઇયાર છે, કે ?

---

પરંતુ આંપણા રાજકર્તા પચ્છાત પડેલી કોમો ને સભય બનાવવાની વાતો કરવાનો છોડી દે તો તેઓ જાણવા પામે કે સ્વતંત્ર અથવા મીત્ર ભારત દેશ પરતંત્ર અને અસંતોષી ભારતને બદલે તેમનો સારો ધરાક થઇ શકે એમ છે, સારાંશમા જો તે લોકો સમજી લે કે તેમની સભયતા અને સંસકરતીથી સારી નહી તો પણ સમાનતા વાળી બીજી પણ સભયતા અથવા સંસકરુતી હોઇ શકે છે તથા જો તે રાજકર્તાઓ અને પ્રજાનો

વિચાર કરવો છોડી દે અને આપણી સાથે સમાન દરજ્જાના સંબંધથી વર્તવા તઇયાર હોયતો સહકાર કરવાના સંબંધમાં આપણે ફરીથી વીચાર ચલાવી શકીએ.

---

## કાઉનસીલોમાં લડત,

---

અસહકારના માર્ગમા અડચણો આવવાનો ખબર પડ્યા પછી તેની જગાએ એક બીજી નીતી હસ્તીમાં આવી, એ નીતીનો ઉદેશ એ હતો કે ધારાસભાઓ ઉપર અધીકાર જમાવવો અને ત્યાં દખલગીરીઓ કરી સરકાર ઉપર લોકોની ઇચ્છાઓને તાબે થવા ફરજ પાડવી પણ એ નીતીના હીમાયતીના ધ્યાનમાં એ વાત રહી નહી કે ૧૯૧૯ ના કાયદાની રુએ સરકારે કાયદો ઘડી જે વાડ બાંધી લીધો હતી તેને લીધે એ રીતે કરવામાં આવતો એવોજ વિરોધ નકામો થઇ પડતો હતો અને એ જાતની દખલ ગીરી તદન અશક્ય થઈ પડી હતી એ લોકોએ અસહકારના હીમાનીઓ પાસે જાણી લેવું જોઇતું હતું કે જે લડત રાજ્યબંધારણની વીરૂધની છે તે ધારાસભાઓમાં જઇને ચલાવી શકાય એમ હતી નહી બળની પરીક્ષા

## એકત્ર માટેની અરજનો ઉદાર જવાબ.

---

મારે માટે વધુ આનંદની અને સંતોષની વાત એ છે કે કોંગ્રેસને ફરીથી એકત્ર કરવાની જે અરજ મેં ગુજારી હતી તેનો બહુજ ઉદારતાથી જવાબ વાળવામાં આવ્યો છે. આજે આપની વચે હીંદના જાણીતા અને અનુભવી વીરલાઓ હાજર જોઇ મને ભારે આનંદ થયો છે. કે જેઓને હીંદ દેશની મુક્તીની લડત સાથે ન તુટી શકે એવો ગાઢો સંબંધ છે, આ બીરાદરોને તથા તેમની સાથેના બીજા કાર્યકર્તાઓને હું અંતઃકરણ પુર્વક કોંગ્રેસની અંદર આવકાર આપું છું અને તેજ સાથે એવી આશા તથા પ્રાર્થના કરૂં છું કે આગળની માફક ભવીષમાં દેશને એ લોકોની સેવાઓનો પુરેપુરો લાભ મળશે.

---

## હીંદનો બ્રીટીશ શહેનશાહત સાથેનો સંબંધ.

થોડા દીવસ પહેલાં મેં જે ખુલાશો જાહેર કર્યો હતો તેમાં હાલના રાજકાર્ય મામલામાંની મુખ્ય મુખ્ય વાતો વીષે ઇશારો કરી તેના સઉથી સારા ઉપાયો યોજવા માટે મેં મારો અભીપ્રાય આપ્યો હતો, તેથી હું આજે આપ સઉની સમક્ષ બહુ મોટું ભાષણ કરવા માગતો નથી. પરંતુ ટુંકમાં હું એ બધી વાતોનો ઉલ્લેખ કરવાની જરૂર જોઉં છું કે જે બાબતોનો આપણા રાજકીય કાર્યક્રમ સાથે સીધો સંબંધ છે. આપણા દેશના સઘળા રાજકીય વીચારવાળા લોકો માને છે કે આપણી લડતનું મુખ્ય કારણ હીંદ દેશની મુક્તી છે, કે જે દેશમાં બધાંને પોતાની ઉનંતી કરવા માટે એક સરખો અવસર મળશે, સઘળા વીભાગોને અથવા સઘળી જાતના લોકોને સરખે ઇન્સાફ મળશે તથા તેમના હકોનું રક્ષણ કરવામાં આવશે, કે જેથી સઘળી પ્રજાઓ શાંન્તી તથા સહકારથી રહેશે, હીંદવાસીઓનો દાવો આજ છે. તેઓને એનાથી બીજું કાંઇ વધારે કે ઓછું જોઇતુ નથી. બીજા સ્વતંત્ર દેશોના લોકોને જે જાતના હક છે અને તેમનું ત્યાં જે સ્થાન છે તેવુંજ સ્થાન તથા તેવાજ હકો આપણા દેશના લોકોને મળે એજ આપણી માગણી છે. બ્રીટીશ શહેનશાહતની અંદર જો એવું સ્થાન મળતું હોય તો પછી હીંદ તેનાથી અલગ પડવા માગતું નથી. પણ જો તેની સાથેનો સંબંધ આપણા દેશની મુંક્તીના રસ્તામાં આડે આવતો હોય તો તે સંબંધ તોડી નાખવામાં આપણે જરાયે આનાકાની કરશું નહી. મહાતમા ગાંધીજીના શબ્દોમાં કહીએ તો બની શકે તો શહેનશાહની અંદર અને જરૂર પડે તો તેની બહાર પણ."

## શાહી અને મુડીવાદીઓ તરફના હુમલા,

આપણી વીપતીઓ હું જે છે તેના કરતાં ઓછી બતાવવા માંગતો નથી. તે તો બહુ છે પણ તેમાં શાહીવાદીઓ (ઇમપીરીઆલીસ્ટ)ના હુમલાઓ અને મુડીવાદીઓ (કેપીટલીસ્ટો)ના વધતા જતા લોભથી પેદા થતા દુઃખોથી બીજું એકે દુઃખ વધારે નથી. આખી દુનીયાના આજે દુઃખો અને વીપતીઓના મુખ્ય કારણો આજ છે. શાહીવાદીઓની ઇચ્છાઓ બર લાવવાને

માટે અને આખી દુનીયાના કાચા માલને એક હાથ કરી યુરોપના કારખાનાવાલાઓના મોંઢાં ભરી તેમાં બનેલો માલ આપણા બજારમાં વેચવાને માટે આજે શહેનશાહત કાર્ય કરી રહ્યું છે, અને તેમ કરીને પ્રજાઓની સ્વતંત્રતા છીનવી લઇ રહી છે.

રાજકીય નીતીમાં નીપુણ અથવા રાજકર્તાઓ પોતે સભ્ય હોઇ બીજાને સભ્ય બનાવવાના ડોળની અને ગોરી ચામડીની પ્રતીષ્ઠાની વાતો ગુમાનથી કરે છે પણ દક્ષિણ આફ્રીકાવાળો આગેવાન શાહીવાદ સેસીલ રોડસે કહ્યું છે કે "માણસ માત્રનું હીત એ બહુજ સારી વાત છે, પણ તેની સાથે જો દરેક વર્ષે પાંચ રૂપીઆનો પણ લાભ થયા કરે તો તે લાભ માણસ માત્રના હીત કરતાં વધારે સારો છે." આ અભીપ્રાયથી એ લોકોની જેવી પોલ ખુલ્લી પડી છે તેવી બીજા કશાથી પણ ખુલ્લી પડી નથી. શાહીવાદના મોટા પુજારી જોસેફ ચેમ્બરલેને સાફસાફ કહી દીધું છે કે "સામ્રાજ્યના એટલે તો રોજગાર" આપણા દેશના સંબંધમાં તો તે બહુજ સફાઇથી કહે છે કે "એ દેશ તો અમારો સઉથી મોટો અને ઉદાર ધરાક છે કે જેના જેવો બીજો કોઇ ધરાક છેજ નહી,

---

## દુનીયાભરની શાંતિ હીંદની સ્વતંત્રતા ઉપર છે.

---

આ પરોપકારી લુટાણાનો ઇતીહાસ આફ્રીકાથી માંડીને ચીન સુધી લોહીના અક્ષરોથી લખાવો છે. પોલાદી ચોકઠું મુંગી કરોડોની કરવામાં જો આપણોજ વીરોધી પરીક્ષક હોય તો પછી ફતેહની આશા પહેલેથીજ છોડી દેવી જોઇએ, વ્યવહારીક અનુભવથી એ પણ સીધ થયું છે કે જે જે પ્રાંતોમાં ધારાસભા પક્ષવાળાઓની બહુમતી હતી. ત્યાં પણ એ નીતી તદ્દન નીષ્ફળ નીવડી છે. એમાં તો સંદેહ નથી કે એ લોકો સુધારાઓની પોલ ખોલવામાં સફળતા પામ્યા અને સરકારને તેના વીશ્વાસુઓથી ધારાસભાનાઓને ભરાતી રોકી તે ઉપરાંત સરકાર તરફથી પોતાની એકહથુ સત્તાથી તથા બળ જબરીથી કરવામાં આવેલા કામો પ્રજા તરફના પ્રતીનીધીઓની સંમતીથી થયા છે એ જાતનો સરકાર તરફનો ઢાંક પીછેડો દુર કરી સ્પષ્ટ બતાવી આપ્યું કે પ્રજાના પ્રતીનીધીઓ આવાં કામોની સદંતર વીરૂધ છે, પણ તેનાથી આપણા કામમાં વીશેષ મદદ મળી નહી તેમ આપણા છેવટના હેતુની પાસે પણ આવી પહોંચાયું નહી ઉલટું તેની કીમત બહુજ

મોટી આપવી પડી. એનાથી તો કેટલાક યોગ્ય પુરૂષોનું ધ્યાન વાસ્તવીક રીતે રાજકીય નજરે અગત્યના સવાલોથી દુર થઇ બીજી બાજુ જતું રહ્યું એમાં સંદેહ નથી કે રાષ્ટ્રીય ભાવનામાં આવેલી મંદીના આવે વખતે જે ધારાસભાનો કાર્યક્રમ નક્કી કર્યો હતો તે તો ફક્ત પરીક્ષા માટે હતો. આપણે તેનો અખતરો કરી જોયો. પણ તેનાથી આપણો ઉદેશ જો બર આવ્યો નહી. તો હીમત હારવાની જરાયે જરૂર નથી. અનુભવ પ્રમાણે નીતીમાં ફેરફાર કરવાની ખાસ જરૂર છે.

---

## છેવટની "ગોલ"–સઘળાઓ એકમત છે.

---

છેવટના હેતુના સંબંધમાં જરાયે મતભેદ નથી. આપણે બધા ઇચ્છીએ છીએ કે ભારત દેશ સ્વતંત્ર અને પ્રજાસતાક બને, એ ઉદેશની સીદ્ધી માટે આપણે કોઇ પણ એક નીતી સદાને માટે અપનાવી લીધી નથી અથવા તો કોઇ ખાસ કાર્યક્રત સદાને માટે છોડી ન દેવાનો સમજી પકડી રાખ્યો નથી. કોઇ પણ જાતની નીતી હોય અથવા કાર્યક્રમ હોય પણ આપણે જોવું જોઇએ કે તે આપણી સામાજીક અને રાજકીય અવસ્થાને માટે યોગ્ય છે કે નહી. વ્યવહારૂ છે કે નહી, અને નક્કી કરેલા વખતની અંદર તેનાથી ધારેલું પરીણામ આવી શકશે કે નહી. નીતી અથવા કાર્યક્રમની પરીક્ષાની આ એકજ રીત છે. છેલ્લાં ૪૦ વરસમાં કોંગ્રેસે ત્રણ પ્રયોગો કર્યા છે અને એ ત્રણે પ્રયોગોથી આવેલા પરીણામો પણ આપણી સામેજ છે. ૩૫ વરસ સુધી આપણે લાગલાગટ સહકાર કર્યો તે પછી દોઢ વરસ સુધી અસહકાર કર્યો અને તે પછી ચાર વરસ સુધી ધારાસભાઓની અંદર અંડાગો લગાવી દખલગીરીની રાજનીતી અખત્યાર કરવાની કોશેશ કરી હવે આપણે એ ત્રણે નીતીઓના ગુણ દોશો ઉપર વીચાર ચલાવી શકીએ છીએ સહકારથી તો કાંઇ પણ વળ્યું નહી. ધારાસભાઓની અંદરના કાર્યક્રમથી પણ કંઇ પરીણામ ન નીપજ્યું. અસહકારથી પણ જે આશા રાખવામાં આવી હતી તે પણ સદેહ વીના મફળ થઇ નહી પણ એ દોષ એ નીતીનો ન હતો. એનું કારણ તો આપણી અશકતી હતી. તેનાથી જેટલા આપણે ઉંચા ચઢવાનું માચ્યું હતું તેટલા ઉંચે ચઢી શકયા નહી, અસહકારે આપણને દગો નથી દીધો, પણ આપણે અસહકારને દગો દીધો છે. સાચી વાત છે કે પહેલી લડતમાં અમને બહુજ મોટો ધક્કો લાગ્યો અને હું તો એમ

પણ માનું છું કે દેશની હાલની દશામાં જયારથી આપસ આપસના કોમી ઝઘડાઓને કારણે પ્રજામાં અવીશ્વાસ અને એક બીજા પ્રત્યે દવેષના વાગણી પેદા થઇ છે, આખો દેશ પરસ્પર વીરોધી રાજકીય વીચાર ધરાવનારાઓથી અને ઝઘડા કરનારા સમુહોથી ભરાઇ ગયો છે ત્યારે એકદમ અસહકારની શરૂઆત કરવી અશકય છે, પરંતુ ભારત દેશની રાજનીતીમાં અસહકારનો જે ભાવ આવી ચુકયો છે તે હવે કદી જશે નહી. છુપી શક્તીના રૂપમાં તે સદા રહેવાનોજ. મેં બીજી જગ્યાએ કહ્યું છે કે "મારો સદાને માટે એવો નીશ્ચય થયો છે કે અસાધારણ અને જેનો ખ્યાલ પણ ન આવે એવા બનાવોને છોડી દઇ આપણે આતમસંયમ, આતમ,—સંઘટન તથા આપણા પગ ઉપરજ ઉભા રહેવાની શકતીય અને આજના જેવી ચળવળોથી કે જેમાં કોઇને કોઇ પ્રકારે અધીકારીઓની મદદ વગર આપણા પોતાનાજ પ્રયત્નથી કરેલા કાર્યનો સંબંધ હોય તેનાથી આપણી સ્વતંત્રતા ફરીથી મેળવવી પડશેજ. મારો ચોકસ વીશ્વાસ છે કે મોટી જંગી લડાઇના નઇતીક અને આર્થીક દબાણુથી હાલ ભારત પોતે પોતાની સંભાળ લેઈ રહ્યો છે અને એ ઝઘડાઓમાથી તે નવીન જીવન અને નવીન જુવાની મેળવી બહાર નીકળી પોતાનું નકકી કરેલું સ્થાન પ્રાપ્ત કરી લેશે."

## ભવીષ્ય માટે તૈયારી.

હવે સવાલ એ થાય છે કે એ નવું જીવન તથા નવી જુવાની મેળવવાના કાર્યમાં આપણે કેવી રીતે મદદગાર બની શકીએ અને ભવીષ્યની લડતને માટે કેવી રીતે તઈયારી કરી શકીએ મારો તો આગળ વીશ્વાસ છે કે એ કાય દેશમાં એક્તા સ્થાપ્યા વીના કરી શકાશે નહી. દેશમાં એક્તા કોંગ્રેસમા એકતા અને ધારાસભાઓમાં એક્તા જે આપણે આપણી લડત ચાલુ રાખવી હોય તો કર્યા વીના છુટકોજ નથી. મતભેદ તો પડશેજ. ભેદ તો પહેલેથીજ છે અને છેવટ સુધી રહેશે. આપણે એજ શીખવું જોઇએ કે એ કઇ અવસ્થા છે કે જેનાથી આ મતભેદો ઉપર ભાર મુકવાથી દેશને હાની થાય છે. આપણે વ્યકતગત આગ્રહ અને લોક હીતની વાતોનો ભેદ પાડવો જોઇએ તથા સાધારણ જનતાના હીત માટે એક વ્યકતીના લાભનું બલીદાન આપતાં શીખવું જોઇએ.

# દેશમાં એકતા

આપણા દેશની હાલની રાજકીય નીતીની સ્થિતીમાં હિન્દુઓ અને મુસલમાનો વચ્ચેનો શરમ ઉપજાવે તેવા ઝઘડાઓથી વધારે દુઃખદાઇ બીજી કોઇ વસ્તુ છેજ નહી જે દુખજનક મારા મારીમાં જે નિષ્ઠુરતાથી માનવોની હત્યા અને માલમીલકતનો નાશ થાય છે તેને વખોડી નાખવા માટે કોઇ પણ ભાષા વધારે કઠોર બની શકતી નથી એક પણ દીવસ એવો જતો નથી કે જ્યારે આપણે દેશમાં કંઇને કંઇ જાતની કોમી ઝઘડાની આગની ખબર સાંભળતાં નહી હોઇએ, આ આગ હોલવાય છે તો પાછળ હીંસા અને દેષને મુકી જાય છે કે જેનાથી આખો દેશ એક બીજાનો નાશ કરવા પાછળ જુદા જુદા વીભાગોમાં વહેંચાઇ જવા માગે છે. એનાથી કોંગ્રેસની લોકપ્રીયતા પણ ઘટી ગઇ છે, કોઇ પ્રાંતોમાં તો એને બીજું શ્થાન એટલે કોમી સંસ્થાઓનું શ્થાન ખાસ કરીને મારા મારી કરવા માટે ઉત્સુક સંશ્થાઓને પહેલું શ્થાન આપવામાં આવે છે. આવી દશાને વધારે વખત સુધી ટકાવી રાખવી એ ઠીક નથી. એ સવાલનો નીકાલ સદાને માટે કરવો પડશે અને એને માટે કોંગ્રેસ સીવાય બીજી કોઇ યોગ્ય સંશ્થા નથી.

હિન્દુ—મુસલીમ સવાલનો નીકાલ કરતી વખતે આપણે તેના લક્ષણોને જુદાથી રોગ સમજી બેસવાનું નથી જે રાજકીય ને ધાર્મિક ભેદોથી બન્ને કોમોનો એક બીજા સાથેનો સંબન્ધ તુટુ તુટુ થઇ ગયો છે તે તો એક

મોટા ગંભીર ઝઘડાનું ફક્ત બહારનુ રૂપ છે. આ રૂપ ફક્ત હીન્દનું નથી તેમજ ઇતિહાસથી અજાણ્યા પણ નથી, જીવનના સંબન્ધમાં જુદા જુદા દ્રષ્ટી બીન્દુઓ રાખવાવાળી બંને સંસ્કૃતિઓ વચ્ચેના મારામારી એ આ પ્રશ્નનું મુળ કારણ છે. એ રોગની દવા એજ છે કે બન્ને સંસ્કૃતિઓનો જીવતા રહેવાનો હક કબુલ રાખવામાં આવે. સહીષ્ણુતા અને પરસ્પર માનની લાગણી વધતી જાય અને રાષ્ટ્રીય સંસ્થાઓ સ્થાપી બંને કોમોના યુવાનો એક સાથે રહી બન્ને ભયાતાઓના મુળ ભાવો સમજીને તથા સંસ્કૃતીઓને અનુસરી દોસ્તી અને સારી લાગણી ઉત્પન્ન કરવામાં ઉત્સાહ આપવામાં આવે, પરીસ્થિતી એવી છે કે વીક્ષીત ભાયાતના પુત્રોને યુરોપની સંસ્કૃતનો અભ્યાસ તો કરવોજ પડે છે પણ આપણા પાડોશી ભાઇની સંસ્કૃતીના સંબન્ધમાં તે કંઇ પણ જાણતા નથી. આ ભયકર

મુર્ખતા દુર કરવાના પ્રયત્ન આ વખતે કરવાની જરૂર છે. એક બીજાના ગંભીર ભાવોનું અધીક જ્ઞાન અને એકબીજાની ભાવનાઓ પ્રત્યે સહાનુભુતી ઉત્પન્ન થવાથી જુદા જુધા પ્રતિનીધીત્વ, ગઉવધ અને મસજીદની સામે વાજાંના સવાલોનો પોતીકી મેળેજ નીવેડો આવશે અને ઇતિહાસ માટે ફક્ત એની વાતોજ રહેવાની.

આ સમયે હું એ સવાલને છોડી શકતો નથી કે જે આપણી સમક્ષ ખડો થયો છે, મુળ વાતો એવી છે કે જેને હીન્દુ અને મુસલમાન બન્નેએ સમજી લેવી જોઇએ, એમણે ભુલવું ન જોઇએ કે એ બધા ભારતવાસીઓ છે જેમને ભારતમાંજ રહેવું પડશે અને ભારતમાંજ મરવું પડશે.પરમાત્માએ તેમની સરજત એવી રીતે ઘડી છે કે તેઓ કોઇ પણ રીતે જુદા પડી શકશે નહી. અગર જો મારો કોઇ હીન્દુ ભાઇ એમ સમજે છે કે ૭ કરોડ મુસલમાનોથી હિન્દુઓની સરજત જુદી પડી શકે એમ છે તો તે મોટા ભરમમાં પડયા છે અને એ ભરમ જેટલો, જલદીથી દુર થાય તેટલો જલદી દેશને લાભ છે. એવીજ રીતે જો મારો કોઇ મુસલમાન ભાઇ પચીસ કરોડ હીંદુઓ પર સતા જમાવવાનું સ્વપ્નુ જોઇ રહયો હોય તો તે મુર્ખોના સ્વર્ગમાં વીહાર કરી રહયો છે અને તે જેટલી જલ્દીથી આંખ ખોલી પોતાનું સ્વપ્નુ દુર કરશે તેટલી જલ્દીથી મુસ્લીમ સમાજ અને દેશને લાભ થશે, જે સ્વરાજને માટે આપણે ઝઘડા કરી રહયા છીએ તે ન તો હીંદુ રાજ તથા ન તો મુસ્લીમ રાજય થશે. તે તો ભેગું રાજય થશે અને તે વખતે સઘળી કોમોના હકોનું રક્ષણ કરવામાં આવશે ચાલુ ઝઘડા કરતાં રહેવું એ મનુષય સમાજની સ્વભાવીક અવસ્થા નથી. કોમી કાર્યકર્તાઓ પોતાની કોમની આર્થીક રાજનૈતીક અને કેળવણી વિષયક અવસ્થા સુધારવા માગે છે એની સાથે મારે કોઈ જાતની તકરાર નથી. પણ કોઇ પણ સમુહ કે રાષ્ટ્રની સાચી અને સ્થાયી ઉન્નતી ત્યારેજ થાય કે જયારે તેમાં શાંતી અને સારી લાગણી હોય ભયંકર કોમી ઝઘડાઓથી ત્રીજાનું હીત ભલે સચવાય, પોતના દેશનું ભલું તે થતુંજ નથી. હું તેથી ગુલામગીરીની બેડીઓ તોડવાનો પ્રયત્ન કરાવવાનું શષત્ર આપસઆપસમાં લડી શકતું નથી. એકી સાથે સ્વતંત્રતા અને કોમી તત્વનું નામ લઈ શકતા નથી કારણ કે એ બંને એક બીજાના દુસ્મનો છે કોઇ વીદેશી ગ્રહસ્થને આપણી લડતની સત્યતા ઉપર વિશ્વાસ બેસતો નથી કે જયારે આપણને ભાઇ ભાઈઓના ગળા કાપતો જોય છે, આપણી દેશભક્તી

પણુ બનાવટી માલમ પડવા લાગી છે. આપણા ભાઇઓ સાથે વીરોધ કરી તેના ઉપર અહીં તહીં થોડો ઘણો વીજય મળવાના પ્રયત્નથી આપણે અજાણપણે ત્રીજાને મદદ કરીએ છીએ. અને તેના ઇશારા ઉપર નાચીએ છીએ. શું આપણે બધા સાથે મળીને એક વખત ફરીથી એવું બળ નહી અજમાવી શકીએ કે જેથી આ શરમ ઉપજાવનારી ચળવળથી સદાને માટે આપણે છુટકારો મેળવી શકીએ ? સ્વાર્થ દષ્ટી પણ એમજ કહે છે કે ક્ષણીક અથવા તો એક વર્ગના લાભની આશામાં આખી સ્થીતી રાષ્ટ્રીય સ્વાર્થસ નુંકસાન ન કરવું.

## હીંદુ મુસ્લીમ મતભેદ,

જુદા જુદા એકતા કરવા માટે મળેલા સંમેલનોમાં કોમી વિરોધના જે કારણો જાહેર થયા છે તે બે જુદા જુદા પ્રકારમાં વહેંચવામાં આવી શકશે. (૧) રાજકીય, (૨) ધારમીક

(૧) રાજકીય મતભેદ–વધુ હવે અત્રે વીશેષ જણાવવાની જરૂર નથી કે વધુ મતીની કોમને પોતાના હકકો સાચવવાની જવાબદારી આપવા મુસલમાનો તઈયાર ન હોવાથી તેઓએ અલાહેલા મતદાર સંઘોની માંગણી કરી છે તેવા સઉ કોઇ જાણે છે, અત્રે એ પણુ કહેવું વ્યાજબી થશે કે આવી ગોઠવણીથી એવા માઠા પરીણામ આવ્યા છે કે ગઉહતીની કોંગ્રેસે ઓલ ઇન્ડીઆ કોંગ્રેસની વરકીંગ કમીટીને આ ઝઘડાનો ઉકેલ કરવાની આજ્ઞા કરી હતી. તે એવા શબ્દોમાં કે હીંદુ તથા મુસલમાન આગેવાનો સાથે મસલહત ચલાવીને હીંદુ–મુસ્લીમ ઝઘડાઓ નાબુદ કરવાના ઉપાયો શોધી કાઢવા અને તા. ૧૩–૩–૨૭ પહેલા તે ઉપાયો ઓલ ઇન્ડીઆ કોંગ્રેસ કમીટી સમક્ષ પોતાના રીપોર્ટ સાથેજુદું જુદું દર્શાવવામાં આવે છે. જો આ બીનામાં કોઇ ઉમેદવારની સફળતા હોય તો તેને પોતાના ધર્મવાળાના મત પર સાંપ્રદાયીક ઝઘડા અને ભેદભાર દગો પડે. હાલના નિર્ણયમાં લઘુમતીવાળાઓના પ્રતીનીધીઓનું સ્થાન બરાબર જાળવી રાખીને પ્રતીનીધીવાળા વીષયોના સંબંધમાં એમની બ્હીકને દુર કરી છે અને મીત્રાચારી તથા વીશ્વાસ વધારવા માટે નવી તક પણ આપવામાં આવી છે, સંયુકત હીંદને માટે આ સઉથી શ્રેષ્ટ શુભ ચીન્હ છે.

લોકોની સંખ્યા મુજબ પ્રતીનીધી ચુંટાવાના તત્વનો સ્વીકાર કરીને ન્યાય અને યોગ્ય પાયા પર નવી ચીન પ્રણાલી સ્થાપવામાં આવી છે.

તેમા થોડી સંખ્યાવાળાઓને વધુ અધીકાર આપવાથી તેમજ પંજાબ, બંગાળની વધુમતીને વધુ અધીકાર આપવાથી ઉભા થવા અસંતોષને પણ દુર કરવામા આવ્યો છે. તે સાથે એ પણ ગોઠવણ લઘુમતીવાળાઓના ખાસ લાભોના રક્ષણ માટે કરવામાં આવી છે કે જો તેઓમાં ૩-૪ સભ્યો પોતાના હીતના સંબંધમાં કોઇ બાબતમાં વીરોધ કરે તો તે પર વ્યવસ્થાપક સભામાં તે વીષે વીચાર પણ ન ચલાવવામાં આવે.

## કોંગ્રેસને કોમી બાબતોમાં ઉતરવાનો અધીકાર છે કે?

કેટલાક લોકોનું કહેવું એવું છે કે રાષ્ટ્રીય કોંગ્રેસને કોમી વીષયોનો નીર્ણય કરવાનો કંઇ અધીકારજ નથી, કહેવામાં આવે છે કે જુદા જુદા સંપ્રદાયો સાથે સંબંધ રાખવાવાળી રાજનીતીને લગતા અથવા તો ધાર્મીક બાબતો પર વીચાર ચલાવવાનો કોંગ્રેસને અધીકાર નથી હું તો કહું છું કે કોઇપણ કોમી સંસ્થા અગર તો આવી અનેક સંસ્થાઓ એકઠી થાય તે પણ તે કોંગ્રેસના અધીકારની બરાબરી નહી કરી શકે, તો પછી તેનાથી આગળ જવાની વાત તો દુરજ રહી. જુદી જુદી કોમી સંસ્થાઓના નીર્ણયોને માની લેવાને કંઇ હીંદની રાષ્ટ્રીય સંસ્થા કોંગ્રેસનું કામ નથી. આ એક એવી સંસ્થા છે કે જ્યાં આ વીષયો પર વીચાર કરી જુદી જુદી કોમોના ન્યાય કરી શકે. કોઇપણ વીષયમાં જુદી જુદી કોમો વચ્ચે ઝઘડા ઉભા થતા તેનો ઉકેલ જો નેતાઓ અંદર કરી લે તો કોંગરેસ તેવા આગેવાનને જરૂર આવકાર આપશે, પરંતુ જો તેઓ આપસઆપસમાં નીર્ણય ન કરી શકે તો હીંદની મુખ્ય અને સર્વ શ્રેષ્ઠ રાષ્ટ્રીય સંસ્થા કોંગરેસને તેમાં હાથ નાંખવોજ પડે. આ સ્થીતિમાં અસંતોષી થએલા સંપ્રદાય વાળાઓની ધમકીઓ અથવા તો તેમના સાહસની પરવા ન કરતાં કોમી સંબંધ સુધારવા અને કોમી શાંત્તી અને સદભાવનું રક્ષણ કરવાની ફરજ કોંગરેસે બજાવવીજ જોઇએ.

## ધાર્મીક મતભેદ

રાજદ્વારી મતભેદોના સંબંધમાં કોંગરેસે મુંબઇમાં સંતોષકારક નીર્ણય કર્યો હતો પરંતુ ધાર્મીક અને સામાજીક મતભેદોનો નીર્ણય કરવો

બાકી રહી ગયો અને સીમલામાં કોંગરેસના પ્રમુખે બંને કોમોના નેતાઓને અંદર અંદર સમજુતી કરવાની તક આપી હતી. ઘણા દીવસ સુધી વાદ વીવાદ ચલાવ્યા પછી પણ જ્યારે તેઓ કંઇ પણ સમાધાની પર આવી ન શકયા ત્યારે કલકતા ખાતે મળનારી અખીલ ભારતીય કોંગરેસ કમીટીની બેઠકનો સમય વીચારીને કોંગરેસના પ્રમુખે હીંદુ મુસ્લીમ નેતાઓને જાહેર આમંત્રણ કર્યું કે તેઓએ કલકતે આવીને કમીટીમાં હાજરી આપવી અને કમીટીએ મુંબઇમાં શરૂ કરેલા ભલાં કામને પુર્ણ કરવામાં મદદ કરવી આ કોશેશોનું પરીણામ પહેલાં મળેલા એકતા સંમેલને અને તે પછી ઓલ ઇન્ડીઆ કોંગરેસ કમીટીએ કરેલા નીર્ણયોમાં સ્પષ્ટ જણાઇ આવે છે.

## સુધી

(૧) અખીલ ભારતીય કોગ્રેસ કમીટી એવો નીર્ણય કરે છે કે દરેક વયકતી અથવા સમુહને સમજાવી પટાવીને બીજાઓને પોતાના ધરમની દીક્ષા આપવાનો અથવા તો ફરીને બીજાઓને પોતાના ધર્મમાં લેવાતી સ્વતંત્રતા રહેશે પરંતુ કોઇપણ માણસ યા જથો બળાત્કારથી કે છળકપટથી અગર તો લાલચ આપવા જેવા ઘેર ઉપાયોથી બીજાને પોતાના ધર્મમાં વટલાવી નહીં શકે અથવા તો બીજો કોઈ તેમ કરતો હોય તો તેને પણ આ ઉપાયોથી રોકી નહીં શકે. ઓછામાં ઓછી અઢાર વર્ષની ઉમર કરતાં ઓછી ઉમરવાળા માણસો બીજા ધર્મમાં વટલતા હોય તો તેવાઓનાં માબાપની મરજી સિવાય તેને વટલાવી નહીં શકાય, અથવા અઢાર કરતાં ઓછી ઉમરનો કોઇ નીરાધાર માણસ બીજા ધર્મવાળાઓનાં હાથમાં ફસાઇ જશે તો તેવાઓને તેના ધર્મવાલાઓને સોંપી દેવામાં આવે. ધર્મની અદલા બદલી અથવા તો ફરીથી પાછા પોતાના ધર્મમાં આવવાના સંબંધમાં તેવા માણસોના નામા જગા વખત કે વીધીની કંઇ પણ વાત છપાવવામાં આવશે નહી તેમજ તેવા પ્રસંગે આનંદોતસવના મેળાવડા કરવામાં આવશે નહી,

જ્યારે કોઇ વખત એવી ખબર મલશે કે કોઇને ખાનગી રીતે બળાત્કાર રજુ કરવા વળી આ કોંગ્રેસ ઓલ ઇંડીઆ કોંગ્રેસ કમીટીને સત્તા આપે છે કે તેણે આ રીપોર્ટ ઉપર વીચાર કરી જુદા જુદા પ્રાંતોના કોંગ્રેસમેનોને જરૂરી સુચનાઓ કરવી.

તે બાદ બન્ને કોમોના આગેવાનો સાથે કોંગ્રેસના પ્રમુખે વાતચીત કરી ઠેકાણે ઠેકાણે ફરીને પ્રચાર કાર્ય તથા બન્ને કોમોના સહકાર મેળવવાની કોશેશ શરૂ કરી. આખરે તેમણે દીલ્હીમાં કોનફરન્સની ગોઠવણ કરી. શ્રી. શ્રીનીવાસી આયંગરના દીલની નીખાલસતા. સત્યતા મહેનત અને ઉત્સાહનું એ ફળ મળ્યું કે મોટા મોટા રાજકીય મતભેદોનો ઉકેલ કરવાનો ઉપાય મળ્યો. તે પ્રસંગે મુસ્લીમ નેતાઓએ અવીશ્વાસ, શક અને સાંકડી કોમી લાગણી દાબી દઇને નવી મુસ્લીમ રાજ્યનીતીની સુચના કરવાનો સાહસ કર્યો, તે તેમનીં રાજકીય કુતેહ તથા દેશભક્તીની કદર કોંગ્રેસની વતી કરવાનીં હું મારી ફરજ સમજું છું. તા૦ ૧૫ મી મેની પોતાની બેઠકમાં કારોબારી કમીટીએ દીલ્હીમાં મળેલી તા૦ ૨૦ મીની મુસ્લીમ નેતાઓની કોનફરન્સના ઠરાવો ઉપર તથા હીંદુ મહાસભા તથા બીજી સંસ્થાઓના મત ઉપર તેમજ બંને કોમોના બીજા આગેવાનો વીગેરે પરના અભીપ્રાયો પર વીચાર ચલાવી તા. ૧૬-૩-૧૯૨૭ ના રોજ ઓલ ઇન્ડીઆ કોંગરેસ કમીટી સમક્ષ પોતાનો રીપાર્ટ રજુ યર્યો હતો તે કમીટીએ હાજર રહેલા બધા સભાસદો (જેમાં હીંદુ મહાસભાના પણ કેટલાક જાણીતા આગેવાનો હતા) ની સંમતીથી જે ઠરાવ પસાર થયો હતો અને જેને કારોબારી કમીટીએ પણ સંમતી આપી હતી છે તે કમીટીની રાજદ્વારી કુનેહની સંગીન પુરાવો હોઇ પ્રમુખના વ્યકતીત્વની અને બીજાઓને સમજાવવાની તેમની શકતીની ઉજવળ નીશાની છે.

(૧) જુદી જુદી ધારાસભાઓમાંના પ્રતીનીધીત્વને લાગેવળગે છે. ત્યાં સુધી રાજ્યબધારણની ભવીષ્યની કોઇ પણ યોજનામાં પ્રાંતીક તેમજ વડી ધારાસભા માટે ભેગાં મતદાર મંડળો સ્થાપવા.

ધારાસભાઓમાં બંને મોટી કોમોના વ્યાજબી લાભો સચવાશે એવી તેઓને ખાત્રી આપવા માટે હાલને માટે અને ઇચ્છવાજોગ હોય તો ભવીષ્યને માટે પણ પ્રાંતોમાં તેમજ વડી ધારાસભામાં બંને કોમોની વસ્તીના સંખ્યાના પ્રમાણમાં તેઓના પ્રતીનીધીઓ માટે ધારાસભાઓમાં બેઠક રીઝર્વ રાખવી, તે આવી શરતે કે કોઇ પણ પ્રાંતમાં એક કોમને વસ્તીના પ્રમાણમાં જેટલી બેઠકો માટે હક હોય તેના કરતાં વધુ બેઠક વધુમતીઓની તરફેણમાં (પંજાબમાં શીખોનો આવી વધુમતીઓમાં સમાવેશ થાય છે )અરસ પરસ સમજુતી અને સગવડથી આપી શકાશે અને આવી રીતે બંને કોમો માટે પ્રાંતીક ધારાસભામાં જે પ્રમાણે મુકરર થશે તેજ વડી ધારાસભા માટે પણ રાખવું.

## વાવ્ય સરહદ અને બ્રીટીશ બલુચીસ્તાનમાં સુધારા.

(૩ એ) બીજા પ્રાંતોના માફકજ ઉત્તર– પશ્ચિમ સરહદ પ્રાંતમાં તેમજ બ્રીટીશ બલુચીસ્તાનમાં સુધારાઓ દાખલ કરવાની મુસ્લીમ આગેવાનોની સુચના કમીટીના મતે વ્યાજબી છે.

## સીંધને છુટું પાડવાનો સવાલ.

(૩ બી) સીંધને મુંબઇ ઇલાકાથી જુદો પાડીને તેનો સ્વતંત્ર ઇલાકો બનાવવાની યોજના કોંગ્રેસ ભાષાના ધોરણે પ્રાંતોની નવેસરથી રચના કરવાના સ્વીકારેલા સીદ્ધાંતનીઅંદરજ સમાયેલી હોવાથી કમીટી માને છે કે તેનો અમલ કરવો.

## આતમીક વીશવાસ સ્વાતંત્રય.

(૪) ભવીષ્યના રાજઅંધારણમાં "કોનશ્યનર્સ"નાં છુટાપણાની ગેરંટી આપવી અને તેની આડે આવે એવા કાયદાઓ ઘડવાની સતા કોઈ પણ ધારા સભાને રહેશે નહી, "કોનશ્યનસ"નુ છુટાપણું એટલે ધારમીક રીત રીવાજો પાળવાનું તથા ધારમીક શીક્ષણ અને પ્રચાર ચલાવવાનું છુટાપણું (બીજાઓની લાગણીને માન આપીને) તથા બીજાઓના તેવા હકોની આડે નહી આવવુંએ હોય.

(૫) કોઇપણ ધારાસભામા લાગતીવળગતી કોમના સભાસદોની ૩ ૪ જેટલી વધુમતી વીરોધ કરશે તો તે ધારાસભામાં કોમ કોમ વચ્ચેની કોઇ પણ બાબતને લગતો ઠરાવ. બીલ કે સુધારો રજુ કરવામાં આવશે નહીં.

ધારાસભાની દરેક બેઠકની શરૂઆતમા બંને કોમોના સભાસદોની નેમેલી જોઇંટ કમીટી ઠરાવશે તેવી બાબતોને કોમ કોમ વચ્ચેની બાબત ગણવામાં આવશે.

આજ સુધીનો હીંદુ મુસ્લીમ સંબંધ સને ૧૯૧૬ ની લખનઉની સમજુતી મુજબનો હતો, પરંતુ આ (દીલ્હી) નો નીર્ણય તો એથી ઘણો આગળ વધી ગયો છે. તેની શરતો એવી તો સ્પષ્ટ અને સાફ છે કે તેની પર ટીકા કરવાની જરૂર નથી. તોપણ બધાએ સાથે મળીને આ સંબંધમાં વીચાર કરવા પર હું ભાર મેલવા માંગુ છું. આજ સુધીનો એક બીજા સાથની અથડાઅથડીનું મુખ્ય કારણ વટલાવવા કે સુધ કરવામાં આવ્યો છે જો તે માણસની ઉમર ૧૮ વરસ કરતાં ઓછી હશે તો તેવી સ્થીતીમાં એ સંબંધનો નીર્ણય પંચ મારફતે કરવામાં આવશે અને તે પંચ કાર્યવાહક સમીતી નકકી કરશે.

# ગાય અને વાજાં

અખીલ ભારતીય કોંગ્રેસ કમીટી નીચે લખેલા નિર્ણયને ગાય અને વાજાંના સંબંધમાં અચ્છી શમજુતીરૂપ માને છે અને કોંગ્રેસને અધીકાર આપે છે કે આ નિર્ણયોમાં બતાવ્યા મુજબ હિન્દુ એને મુસલમાનોમાં પ્રચાર કરે અને તે પ્રચારકાર્ય માટે એક ઉપસમીતી બનાવી દે.

વળી એ પણ ઠરાવ કરે છે કે આ ઠરાવને બહાલી આપવા માટે મદ્રાસખાતે મળનારી કોંગ્રેસ કમીટીની બેઠકમાં અને કોંગ્રેસમાં રજુ કરવો.

હીન્દુઓને છુટ છે કે કોઇ પણ વખતે કોઇ પણ મસજીદની આગળ ધારમીક અથવા તો બીજી કોઈ જાતનાં કામમાટે વાજાં વગાડે અથવા તો વરઘોડા લઇજાય પણ મસજીદની આગળ વરઘોડાને થોભાવવા નહીં અથવા તો કોઇ પણ જાતના દેખાવ કરવા નહીં અને મસજીદની આગળ ગાવા અને વગાડવાનાં ગીત અને સંગીત એવાં ન હોવાં જોઇએ કે તેના અવાજથી મસજીદની અન્દર બન્દગી કરવાવાળાઓને ચીઢાઇ જવાનું કે વધુ અડચણ કરતા હોવાનું સમજાય.

મુસલમાનો ગૌવધ કરવાને સ્વતંત્ર છે અથવા તો ખાવાને માટે જાનવરો મારવાના સંબંધમાં મ્યુનીસીપાલીટીઓના નીયમોનું પાલન કરીને તેઓ સ્વતંત્ર છે કે ગમે તે શહેરમાં યા ગામમાં એવી જગાએ ગૌવધ કરે છે કે જયાં જાહેર રસ્તો ન હોય, કોઈ પણ મન્દીરની નજદી ન હોય અથવા તો તે વધ એવી જગાએ ન હોય કે જયાંથી હિન્દુઓ આ દેખાવ જોઇ શકે.

બલીદાન અથવા તો કતલ કરવા માટે લઈ જવામા આવતી ગાયોનાં સરઘસ કહાડવાં નહીં યા તો દેખાવો કરવા નહી,

ગૌવધના સંબંધમાં હીન્દુઓની ગંભીર લાગણી ધ્યાનમાં લઇને મુસલમાનોને માટે એમ નકકી કરવામા આવે છે કે ગાયનું બલીદાન અથવા તો ગૌવધ એવા પ્રકારે કરવો કે જેથી શહેર કે ગામના હિન્દુઓનાં દીલ દુઃખાય નહી.

જયારે એમ જણાશે કે આ નિર્ણયની કોઇ શરત તોડવામાં આવી છે ત્યારે કાર્ય સમીતી માર્ફતે અથવા તો સાધારણ નીયમો મારફતે પંચ નીમીને તે સંબંધમા તપાસ ચલાવવામાં આવશે અને તે પંચનો નીર્ણય

ભેદનો નીર્ણયજ ગણાશે.

આ પહેલાં કોમી મતભેદ દુર કરવા માટે જે પ્રયત્ન કરવામાં આવે છે તે એટલા માટે સફળ નથી થયો કે એક કોમે બીજી કોમોના અધીકારો ઘટાડવા માગ્યા છે. પરીણામ એ આવ્યું કે એક બીજામાંથી અવિશ્વાસ અને શંકા દુર કરવા અને એકબીજાના ધર્મ પ્રત્યે માન ઉત્પન્ન કરવાને બદલે એ નીરણયોથી તો સાધારણ ઝઘડાઓ વધી પડયા. અખીલ ભારતીય કોંગ્રેસ કમીટીના ઠરાવનો આધાર એ પણ છે કે શાંતીમય સમાજ જીવન માટે દરેક કામ પોતાના હકોનો ઉપયોગ કરવાને માટે સ્વતંત્ર છે. હકો ઘટી જવાનો ભય દુર થયાબાદ બંને કોમોમાં ઉંચ ભાવના જાગ્રત કરવા અને સલેહશાંતી જાળવવાને ઉતેજન અપાય તો ખચીતજ આ કાર્યમાં સફળતા મળે. એક કોમ બીજી કોમની લાગણીનો વિચાર કરીને પોતાના કોઇ હકકનો ઉપયોગ કરવાનું પોતાની :મરજીથી છોડી દે તો તે પણ કંઇ નહી બનવા જોગ:નથી.

કોંગરેસે સારો રસ્તો દેખાડી દીધો છે અમારા રાજકીય નેતાઓએ રામબાણ રસ્તો બતાવ્યો છે. હવે અમો કોંગરેસવાળાઓની ફરજ છે કે આખા દેશમાં પુર જોશથી હીલચાલ કરીને આ નીર્ણયનો સાર હિંદુ અને મુસલમાનોને સમજાવવો અને આ નીર્ણયોને લોકપ્રીય બનવવા: મારા રાજકીય અભીપ્રાય મુજબ મારી તો દરેક હીન્દીને અંતઃકરણપુર્વકની પ્રાર્થના છે કે આ સૌથી ઉતમ કાર્યમાં કોંગરેસના હાથ મજબુત બનાવે.

---

## વર્તમાનપત્રોને અપીલ.

---

ખાસ કરીને મારી વિનંતી આ દેશનાં વર્તમાનપત્રોને છે કે આ સંબન્ધમાં તેઓ પોતાની જોખમદારીનો ખ્યાલ કરે. સાર્વજનીક અભીપ્રાય બનાવવા અને કોમકોમોના વ્યવહારને લગતું મહત્વનું કાર્ય બીજો કોઇ નથી કરી શકતો. આ શકતીવાન ભલાઇ અને બુરાઇ બન્ને કરી શકે છે અને મને દુઃખ સાથે કહેવું પડે છે કે આ કોમી સંકટને વખતે અમારાં વર્તમાનપત્રો અને ખાસ કરીને દેશી ભાષાઓમાં પ્રગટ થતાં પત્રોએ પોતાનું જોર ભલાઇ કરવામાં વાપર્યું નથી એટલુંજ નહી પરંતુ ચોકકસ અપવાદ બાદ કરતાં આ પત્રોએ ઉપદ્રવની આગ વધારી છે અને પોતાનું કર્તવ્ય બજાવવામાં ખેદજનક અભાવ દર્શાવ્યો છે અંગ્રેજોના પત્રોની વીરૂધ

હું કહીશ નહીં કારણ કે તેઓનો સ્વભાવજ પોતાના સ્વાર્થોની રક્ષા કરવાનો છે. પરંતુ શું અમે આપણા વર્તમાનપત્રો અને પત્રકારો પાસેથી એટલીએ આશા ન રાખીએ કે સમસ્ત સ્વદેશના ભારે કલ્યાણને માટે પોતાની શક્તીઓનો ઉપયોગ દેશના એકતા કરવા માટે કરે? આ દેશના સમાચારનો પ્રચાર કરવાવાળી સંસ્થાઓની વ્યવસ્થા પણ સંતોષજનક નથી સર્વેએ જાણવું જોઇએ કે અમારે માટે આ સવાલ જીવન મરણનો છે અને જે એક્તા માટે કોશેષ કરી રહ્યા છીએ તેપર ભારતના સારા ભવીષ્યનો આધાર છે.

હીંદુ મુસ્લીમ મતભેદનો સવાલ મેં આટલા વીસ્તારથી રજુ કર્યો છે તેનું કારણ એ છે કે સર્વ વ્યાપી રોગોની માફક આ રોગ પણ રાષ્ટ્રીય જીવનના સર્વ અંગોપર ઉડશે. હું જાણું છું કે હીંદુ મુસ્લીમ સવાલ એક મોટા સવાલનું એક અંગજ છે. એ પ્રશ્ન એ છે કે વધુમતીના અને પછાતોના અધીકાર ઉત્તરમાં શીખ અને દક્ષીણમાં અબ્રાહ્મણ તથા આખા હીંદમા દલીત કહેવડાવતો વર્ગ એ સર્વ પર આપણે પુરેપુરૂં ધ્યાન આપવું જોઇએ. શીખ અને અબ્રાહ્મણોના સંબંધમાં હું વીશેષ કંઇ કહેવા નથી માગતો પરંતુ અછુતોના સંબંધમાં બે શબ્દ કહેવા ઇચ્છું છું. અછુતપણું દુર કરવાનો સવાલ હજી પણ આપણા હીંદુભાઇઓનો પ્રશ્ન છે તેમજ દરેક હીંદવાસીને માટે તે સવાલ ગંભીર ચીંતા કરાવનારો છે. કેમકે ભયંકર સામાજીક અને રાજકીય અયોગ્યતાની નીચે કચડાયેલા આપણા આ ભાઇઓની જેમની તેમ હાલત્ત દેશોધારની લડતમાં અડચણ કર્યા વગર રહી શકે તેમ નથી.

---

## કોંગ્રેસમાં એકતા.

---

કોમી સલાહશાંતી સ્થપાય તે પછી વીચારવાનો બીજો અગત્યનો સવાલ કોંગ્રેસનાં સંગઠનનો છે. અસહકારની ચળવળને લીધે કોંગ્રેસપર પણ માઠી અસર થઇ છે. ૧૯૨૦ તથા ૧૯૨૧ મ હીંદમા પ્રત્યેક નગર તથા ગામમાં કોંગ્રેસ કમીટી હતી તેનો ઉત્સાહ ધીરે ધીરે કમી થઇ ગયો અને કોમી ઝઘડાઓ વધવા સાથે બધે ઉદાસીનતા પથરાઇ એટલુંજ નહી પણ કોઇ ઠેકાણે કોંગ્રેસ પ્રત્યે વીરોધ પણ જાગ્યો. હવે કોંગ્રેસના સભાસદ બનવા માટેના નીયમો એવા રાખવા પડશે કે સામાન્ય જનને પણ તે અનુકુળ પડે અને બધી કોમના લોકો કોંગ્રેસમાં વધુ સંખ્યામાં આવે. અબ્રાહ્મણોએ

ફરીથી અમારી સાથે ભળી જવાનો નીશ્ચય કર્યો છે અને તેનાં પ્રતીનીધીઓ અહીં હાજર છે તે જોઇ મને આનંદ થાય છે. પણ મુસલમાનો અને શીખોની સંખ્યા ઓછી જોયને દુઃખ થાય છે. જે પારસી કોમે કોંગરેસની બચપણમાં સેવા કરી હતી તે પારસી કોમ હવે બેદરકાર છે તે મને વધારે ખુંચે છે ખ્રીસ્તીઓ હજી સુધી કોંગરેસથી દુર રહ્યા છે તેમને પણ હું કહેવા માગું છું કે જો એ પ્રમાણે વેગળા રહેવાથી તમે પોતાના વર્ગનું વધુ ભલું કરી શકતા હો તો તેનો લાભ ભલે લો પણ વરસો સુધી મુસલમાનોએ અનુભવથી જોયું છે કે એમ વેગળા રહેવા કરતાં વધુ લાભ કોંગરેસમાં ભળવામાં છે. ફ્રીસ્તીઓ પણ એજ પ્રમાણે અમારી સાથે ભળવાથી પોતાના સમુદાયની વધારે સારી સેવા કરી શકશે માટે બધી કોમોના લોકોએ એકબીજા સાથે મીત્રતા બાંધી દેશસેવામાં એકત્ર થવું જોઇએ. કોંગ્રેસનાં દ્વાર બધા લોકોને માટે ખુલ્લાં છે. મુળ સીદ્ધાંત સીવાય બીજી બધી વાતો કરવી પડે તો તેમ કરીને પણ બધા લોકોમાટે કોંગરેસના દ્વાર ખુલ્લાં રાખવાં જોઇએ, મતભેદ તો રહેશે પણ તે મટાડવા હોય અગર તેને માટે જુંબેશ ચલાવવી હોય તો તે કામ માટેનું સ્થાન કોંગરેસ છે અને આપણી પ્રજાએ પાલવાની બધી રાજદ્વારી સંસ્થાઓ પણ કોંગરેસમાંથીજ જનમી છે. અત્યારે તો દરેક દળવાલા પોતાના મતની ઉપયોગીતા કોંગરેસને સમજાવે અને તેની બહુમતી પોતાની મતને અનુકુળ બનાવે એવી કોશીશને માટે અપાર અવકાશ અને સગવડ છે જો કોઇ કારણને લીધે અથવા કાંઇપણ કારણ વગર પણ અમુકજ મત સ્વીકારવા કે અમુક મત નજ સ્વીકારવાનો ઠરાવ કરે તો એ બહુમતીનુ શ્થાન લે એવી કોઇ બીજી સંસ્થા ઉભી કરવાનો ઉપાય ન સુજે ત્યાંસુધી માત્ર એકજ લોકત્વ મુલક અને વયવહાર ઉપયોગી સીદ્ધાંત એજ છે કે બહુમતનો નીર્ણય માન્ય રાખવો તેમને પોતાના મતના બનાવવાની લડત ચલાવવાનો વધુમતીનો અધીકાર એથી જતો રહેતો નથી; પણ એવા નાના મતભેદને લીધે સસ્થાનો ત્યાગ કરીને બીજી સંસ્થા બનાવવી ન જોઇએ સ્વતંત્ર દેશોમાં પણ એવા નાના મતભેદોને લીધે જુદી સંસ્થાઓ થાય છે તો આપણા મઉલીક હકો માટેજ લડવાનું છે તેમાં આપણને પાંગળા બનાવે એવી સંસ્થા કામની નથી ભારતના કેળવાયેલા વર્ગની જુમેદારી બહુ મોટી છે.તેમણે પ્રજાને તેમ સતાવાળાનું અને અધીકારોનું ગ્નાન આપવું જોઇએ. તેમાં જ્યારે નવી સંસ્થાને લીધે કાંઇ ગડબડ ઉભી થાય છે

ત્યારે ધ્યાન તેમાં જાય છે અને સમાજની સેવાનું ખરૂં કામ પડી રહે છે માટે આપણે આપણું બધું ધ્યાન વધુમાં વધુ અભીપ્રાયનાં અઇકયપર લગાવી દેવું જોઇએ. અને મતભેદોપર ધ્યાન આપવાનું છોડી દેવું જોઇએ. છેવટે વધારે બાબતોમાં આપણું અઇકય છે અને મતભેદવાળી બાબત થોડીજ છે એમ જોઇ શકશો.

## ધારાસભાઓમાં એકતા.

ધારાસભાઓ કે વ્યવસ્થાપક સભાઓમાં મને વીશ્વાસ નથી. પણ કોંગ્રેસના સભાસદોએ એમાં જવું હોય તો તે માટે કોંગ્રેસે અનુમતી આપી દીધી છે જઇને દેશની ઘણી સેવા કરી શકશે એમ ધણાને શ્રદ્ધા છે, તેમને હું કહું છું કે તમારી હાજરીનો લાભ કોંગ્રેસના દુશમનોને લેવા દેવો અને બીજા રાષ્ટ્રીય સમુહોને મળી એક વીરોધી દળ ઉભું કરવું કે જેમની સાથે હળીમળીને આપણે બધા વીરોધ કરી શકીયે. અત્યારે બધાં રાષ્ટ્રીય મંડળો એકજ અભીપ્રાય દરશાવે છે અને કોંગરેસની અંદર કામ કરનાઓ જે આશા કરે છે તેજ મારગે બીજી સંસ્થાઓ પણ કામ કરી શકે છે જો એ કોશેશમાં હલીમલીને કામ કરવા માટે એ આશાઓમાં કાંઇ ફેરફારની જરૂર લાગે તો કોઇપણ મંડળના પ્રતીનીધી અહી આવીને એવા ફેરફારની કોશેશ કરી શકે છે પણ અહી આવ્યા પછી તો આ કોંગરેસ જે મારગ નકી કરે તેનું પાલન ખરાં હૃદયથી કરવું જોઇએ.

## શાહી કમીશન.

અગાઉના સમયમાં આપણે રાજકરતાઓ પાસેથી વરદાન મેળવવાની આશા રાખતા હતા. પરમેશ્વરે બહુ દયા કરીને શાહી કમીશનરૂપી મોટું સરસ ઇનામ આપણે માટે મોકલી આપ્યું છે. ભારતવાસીઓની પ્રસીધ્ધ આશાઓની ઉપેક્ષા જે રીતે કરવામા આવી છે તેથી અમારામાંથી સઉથી વધુ આશાવાદીની પણ આંખ ખુલી ગઇ હોવી જોઇએ. આપણા મતભેદોને ભુલાવવા અને બધે અઇકય કરાવવા માટે સઉથી મોટું અને નીઃશંક કારણ આ છે. કમીશન વીશે ઘણું કહેવાઇ ગયું છે પણ મને લાગે છે કે એણે કામ કરવાની બાબતમાં બહુ થોડું કહેવાયું છે. કમીશનના

સભાસદોમાંથી ભારતવાસીઓને બહાર રાખ્યા તેથી આંતરીક અને નીરાશા આશ્ચર્ય થયું તે પ્રગટ થયું છે. હું સ્પષ્ટ રીતે કહું છું કે મારો અભીપ્રાય એવો નથી. મને એથી નીરાશા કે આશ્ચરય થયેલ નથી. મેં જેની વકી રાખી હતી તેજ બન્યું છે. સવાલ એ નથી કે કમીશનમાં હીંદુ લોરડ કે મુસલાન સરની નીમણુક થવી જોઇએ કે નહી. તેમ ભારતવાસીઓને સભાસદ એસેસર કે પરાયર્શ દાતા તરીકે આ કામમાં સામેલ કરવા જોઇએ કે નહી એ પણ સવાલ નથી. મુળ સીધાંતનો સવાલ જુદો જ છે. ભારતને કયારે અને કેટલો અધીકાર આપવો એનો નીર્ણય કરવાની સતા એકલી બ્રોટીશ સરકારની છે એમ કોઇ બુધીમાન કે આતમાભીમાની ભારતવાસી માની નહી શકે અમે પણ અમારી જરૂરીયાતોને બીજાઓને કરતાં વધારે સારી રીતે જાણીયે છીયે અને અમારાં ભવીષ્યનો નીર્ણય કરવાનો અતીમ અધીકાર અમારો છે. એ અમારો જનમસીધ હક છે. તે કોઇથી ઝુંટવી લેવાય એવો નથી. એ હક પર આધાર રાખીને કોંગરેસ વારંવાર એમ કહ્યું છે કે ભારતના ભાવી રાજઅધારણના મુળ સીધાંત નકકી કરીને પછી તેની પાર્લામેંટ પાસે તે માટેનો કાયદો ઘડાવવો એ કામ માટે ભારત તથા ગ્રેટબ્રીટનના પુર્ણ અધીકારવાળા પ્રતીનીધીઓની એક રાઉંડટેબલ કોનફરંસ ભરવી. આપણા રાષ્ત્રીય ગઉરવ અને અભીમાનની રક્ષા કરવા માટે ભારતવાસીઓ કેવળ આ શરતોએજ કમીશન સાથે સહકાર કરી શકે. જો ઇંગલાંડ આ શરતો ન સ્વીકારે તો કોંગરેસને માટે બીજો કોઇ માર્ગ નથી શીવાય કે કોંગરેસ એમ જાહેર કરે કે કમીસનર કમીનની માફક માફક આ કમીશનનો બહીષ્કાર કરવો અને તેની સાથે કોઇપણ પ્રકારનો સંબંધ ન રાખવો. હીંદની પ્રજાની સ્પષ્ટ રીતે જાહેર થયેલી ઇચ્છાનો અનાદર કરીને નીમાયેલાં કમીશન સાથે કોઇ પણ પ્રકારનો સબંધ અમે રાખી શકતા નથી

---

## સ્વરાજયની યોજનાની જરૂર.

શાહી કમીશનને લીધે અમારૂં ધ્યાન હીંદને માટે સ્વરાજ્યની યોજના ઘડી કાઢવાની જરૂર પ્રત્યે વળ્યુ છે. એમાંથી પાછા હઠી જવું ન જોઇએ એવી યોજનાથી જરૂરનો અનુભવ તો બહુ સમયથી થયેલો છે. મુંબઇમાં અખીલ ભારત કોંગરેસ કમીટીની કાર્ય સમીટીએ પણ એવો હુકમ ફરમાવ્યો હતો. કે ભારતના પ્રસીધ રાજદ્વારી નેતાઓની સલાહ મેળવીને સ્વ-

રાજ માટેની યોજના તઇયાર કરવી. એવી યોજના ઘડાઇ જશે તે પછી જુદી જુદી કોમના લોકોના મનમાં આ દેશનો અંતીમ રાજ્ય વયવસ્થામાં પોત્તાની કોમનું સ્થાન કેવું રહેશે તેનો સ્પષ્ટ ખ્યાલ આવશે તેથી જુદીજુદી રાજનીતીવાળા મંડળો કોગરેસમાં એકત્ર થશે અને પ્રજાને રાજ-સતા તથા તે મેળવવા માટેના માર્ગ વીશે લોકોને જ્ઞાન આપવામાં વધારે મદદ મળશે અને લોકોને પણ સ્પષ્ટ રીતે બતાવી શકશે કે હવે કઇ બાબદ માટે કેવી રીતે લડવાનું છે એથી સ્વરાજ માટેનાં યુધમાં આપણી શક્તી ઘણી વધી જશે. આ વાતની ઉપક્ષા આપણાથી થઇ ન શકે અને જુદા જુદા ધર્મોના અનુયાયી અને જુદી જુદી ભાષા બોલનારા બત્રીસ કરોડ લોકોને માટે સ્વરાજની યોજના ઘડવી અને તેને અમલમાં મુકવી લોકતંત્રના ઇતીહાસમાં અપુર્વ અને બહુ મોટો પ્રયોગ છે પોતપોતાની સીમાની અંદર પુરણ અધીકાર રાખવાળી દેશી રાજ્યોને લીધે આ કામ કરનારાઓની મુશકેલીઓ હજી પણ વધી જશે. આ યોજનાનું અંતીમ સ્વરૂપ ગમે તેવું બંધાય પણ આજ એક વાત તો કંઇક નીસ્ચય સાથે કહી શકાય છે કે એ યોજન ફેડરલ સ્ટેટ જેવા પ્રકારની થશે. આ-ઉપર હીંદના સંયુક્ત રાજયની સતા રહેશે, હાલનાં દેશી રાજ્યો આ સમુહથી સ્વતંત્ર અંગરૂપે રહી દેશ રક્ષા, પરરાજ્યો સાથેનો સંબંધ એને એવી જ બીજી સરવ સામાન્ય બાબતોમાં યોગ્ય અને ઉપયોગી ભાગ લેવા કરશે'

યોજના તઇયાર થયા પછી તેનાપર વીચાર કરવો અને પછી છેવટનું નીશચીતરૂપ ઘડવા માટે કોનગરેસના એક રાષ્ત્રીય કનવેનશન ભરવી જોઇએ અને તેમાં જુદા જુદા લાભ ધરાવનાર બધા વર્ગો તથા કોમી અને રાજદવારી મંડળોના પ્રતીનીત્રીયોને બોલાવવા જોઇએ.

---

## નજરબંદ કેદીઓ.

---

પરાધીનતા કરતાં વધારે મોટું દુર્ભાગ્ય કોઇ પણ રાજયને માટે હોઇ ન શકે સ્વતંત્ર લોકોમાં સર્વથી મોટો ગુણ દેશ ભકિતનો ગણાય છે પણ પરાધીન પ્રજાણાં એ ગુણને નીચ અપરાધનું રૂપ આપવામાં આવે છે. અમારા સાર્વજનીક કાર્યકર્તાઓમાં એવા બહુ થોડાજ સજ્જનો છે કે જેમણે કોઇ કોઇ વાર પોર્તાની દેશભકની માટે બીજા સાનાન્ય અપરાધી-

ઓની માફક જેલજાત્રા ન મોકલી હોય. શાંતી અને સુવ્યવસ્થાને નામે જે અંધાધુંધી અહીં ચલાવવામાં આવતી હતી તેનો ભોગ થઇ પડનારાઓ લોકોની મોટી સંખ્યા હોય એવો સંભવ ન ગણાય. પણ કોમાગાટામારના મામલાના કેદીઓ, પંજાબના લશ્કરી કાયદાના કેદીઓને એમાં ગણવા પડશે. જ્યાં દશ અગીયાર વર્ષના બાળકોને શહેનશાહની સામે યુદ્ધ કરવાના અપરાધના આરોપસર જન્મ પર્યંતની કાળાપાણીની સજા કરવામાં આવી હતી તેમને અને અસહકારના જમાનામાં જેમને તુરંગવાસની શીક્ષા થઇ હતી તેમને અકાલીઓની લડતના સમ્બન્ધમાં સજા પામનારાઓ શીખો તથા ૧૯૨૨ ના વરસમાં દંડની સજા પામનારાઓ અને કેદમાં પુરાયેલા મોપલાઓને પણ તેમાં ગણવા પડશે જો આટલાજ લોકોનેજ ગણીએ તો પણ તેમની સાઠ હજાર જેટલી મોટી સંખ્યા થાય. સાધારણ કોરટો, ખાસ કોરટો અને લશ્કરી અદાલતોમાં એ સાઠ હજાર લોકો વીષે એક પ્રકારની તપાસ ચાલી હતી પણ એ બધા કરતાં વધારે શોકની વાત એ કે સેંકડો આસામીઓની છે કે જેમને ભરજુવાનીમાં બીજા કાંઇ પણ અપરાધ વગર પોતાની જન્મભુમિપર પ્રીતી રાખવાના કારણે કાંઇ પણ બીજો વીચાર કર્યા વગર અને કાંઇ પણ આરોપ મુકયા વગર કેદ કરવામાં આવ્યા છે, એક પ્રાચીન કાનુન જેને ૧૮૧૮ નો ત્રીજો રેગ્યુલેશન કહેવામાં આવે છે તેના તથા ૧૯૨૪ માં બનેલા બંગલા ઓરડીનસ નામના જાપતાનાં આધારે ઘડાયલા 'બંગાલ ક્રીમીનલ લા એમેંટમેંટ એકટ ૧૯૨૪" નામના લાંબા પહોળા કાયદાની રૂયે એમને બંદીવાન કરવામાં આવ્યા છે. તેઓ ત્યા ધીરે ધીરે મૃત્યુની પાસે પહોચતા નજરે પડે છે. બંગાલના એ નજરકેદીઓની કહાણી મધ્ય યુગના ઇતીહાસના એક અંગ જેવી લાગે છે પણ એ બેમાં એક ફરક એ છે કે તે યુગમાં દુનીયાના લોકોમાં નીતીનું જ્ઞાન હાલના જેટલું ફેલાયેલું ન હતું અને વર્તન માટેની વીવેક મર્યાદા સમાજમાં હાલના જેટલી ઉંચા પ્રકારની ન હતી પણ બંગાલનો શોકપ્રદ નાટક વીસમી સદીમા બની રહ્યો છે કે જે વેળા ન્યાય અને ભલાંભુંડાં કામોના સંબંધમાં સંસારનું જ્ઞાન લોકોમ સદીઓના અનુભવથી વધેલુ છે. તેવે સમયે આ નજરકેદીઓની આવી દુર્દશા કરવાનું કામ એવા લોકોને હાથે થાય છે કે જેઓ ન્યાય અને નીતીની બાબતમાં પોતે બહુજ અદભુત હોવાનો દાવો કરે છે. એ નજરકેદ યુવકોને પોતાનીજ ન્યાયની કોરટોમાં પોતાનાજ ન્યાયાધીશો પાસે કાનુન પ્રમાણે તપાસ માટે ઉભા રહેવાની હીંમત પણ સરકારમાં નથી. તેનો સઉથી મોટો પુરાવો એ છે કે

સરકાર પોતે પોતાનું નૈતીક દીવાળું નીકળેલું કબુલ કરે છે, આ ક્રૂર અત્યાચારથી રાષ્ટ્રના હૃદયમાં જે કડવો સીધાંત આગના માફક જઇ વસી રહ્યો છે તેની શકતીની સરકારને ખબર આપવી એ જરૂરની છે એમ મને લાગે છે. બીજી સરકારોએ પણ અત્યારચારો માર્ફતે પ્રજાની સ્વતંત્રતાની ભાવના દબાવી દેવાની કોશેશો કરી છે. તેનો બદલો તેમણે કેવો મેળવેલો છે તે જો જોવું હોય તો રશીયા અને આયર્લેન્ડ તરફ નજર કરો. નાગરીકપણુ અને વ્યકતી સ્વાતંત્રયના એવા સર્વ સંમત સીધાંતોનો ફેલાવો રોજ રોજ એટલો ફેલાતો જાય છે અને બીજાને પોતાની શકતી તળે દબાવી નાંખતો આગળ વધે છે કે તે જોઇને આપણામાંથી સરળમા સરળ વ્યકતીઓને માટે પણ ભારતના ભવીષ્ય સંબંધી સરકારની ધારણાપર તથા તેને લગતા સીદ્ધાંતો વીશેની મોટી મોટી મીઠી મીઠી વાતોપર વીશ્વાસ રાખવાનું કઠણુ થઇ પડયું છે. આ યુવકોને છોડી મેલવાથી કોઈ કોઇ ઠેકાણે એમ અનુમાનો કરવામાં આવશે કે હીંદ અને ઈંગ્લંડ વચેનો ભાવી સંબંધ નકી કરવાની બાબદમાં સારી રીતે કામ લેવાનું સરકારે શરૂ કર્યું છે પણ અમારે કાંઇ એટલીજં કોશેશ કરવાની નથી કે એ યુવકોને છુટકારો મળી જાય આપણે તો એમ જોવાનુ છે કે ભવીષ્યમાં શહેરીઓપર આવી જુલમી રાજનીતીનો અમલ થઇ ન શકે તે માટે દેશના રાજબંધારણમાં એ આશ્રયની કલમ હોવી જોઇએ કે પ્રત્યેક પ્રજાજનને વ્યકતતરીકે રહેવાની ભાષણ કરવાની સભામાં ભરવાની અને વીચાર કરવાની તથા તે દર્શાવનારી સંપુર્ણ સ્વતંત્રતા રહેશે.

નજરબધીઓનો આ પ્રશ્ન સાથે નીકટનો સંબંધ છે ભારતના સ્વત્રવાદીઓ વીદેશમાં જઇને રહે તેમ? નેમન મના કરવામાં આવી છે તેમની સ્થીતી સાથે આ સવાલોને સંબંધ છે ગયા કાળમાં જે ઉપયોગી એમણે કામ કરેલુ છે તેને આપણે અત્યારે પસંદ ન કરીએ તોપણ જે અસ્વાભાવીક અવસથા એમણે એવી રીતે વરતવું પડયું હતું તે સ્થીતી અત્યારે તથી તેથી હવે તેમણે સ્વદેશ આવીને શાંતિપુર્વક દેશપેવા કરતાં અટકવાનું કાંઇ કારણ રહ્યું નથી.

નજરબંધ થયલાં કેદીઓને જ કષ્ટ પડે છે એમ નથી. સાધારણ શહેરીઓની પણ આવવા જવાની સ્વતંત્રતા ઝુંટવી લેવામાં આવી છે અને પાસપોર્ટ (પરવાના) આપવાના નીયમોની વીચીત્ર રીતનો ઉપયોગ કરીને તેમને દેશના બહાર જતાં તથા દેશમાં પાછા ફરતાં અટકાવવામાં

આવે છે. અમારા પર અમલદારીનો દોર ચલાવવા કાજે પાસપોર્ટ રૂપે એ હથીયાર સરકારને મળી ગયું છે. હીંદુસ્થાની સમસ્ત પ્રજાને નજરબંધી એનું ટોળુ બનાવી દીધું છે એમનાથી દેશ બહાર જઈ ન શકાય અને ભારતમાં ઘણાં સંતાનોને પરદેશથી પાછા ફરતાં પણ અટકાવવામાં આવે છે. સ્વાસથય, તંદરોસ્તી વ્યાપાર, અને મુસાફરીને માટે પણ પ્રસીધ્ધ નાગરીકોને દેશની બહાર જવાનો પરવાનો મળતો નથી. પાસપોર્ટ આપવો કે ન આપવો એ નકી કરવાના અધીકારનું સતથી ખરાબ ઉદાહરણ એ છે કે ખુદ બ્રીટીશ પાર્લામેંટના એક સભાસદ મી૰ શાપુરજી સકલાતવાલાને પણ હીંદમાં આવવાનો પરવાનો આપેલો તે રદ કરવામાં આવ્યો છે. ઈંગ્લંડની પ્રજામાંથી મતવાળાઓ જેમણે પોતાના વીશ્વાસ માટેના સઉથી સરસ પાત્ર તરીકે ગણે છે તેમને પણપોતાની જન્મભુમીમાં પગ મુકવાને માટે યોગ્ય ગણવામાં આવતા નથી. આવો જુલમ દુર કરવો જોઇએ. ગુલામગીરીની બેડીઓ તોડવી જોઇએ.

---

## હીંદ અને એશીયા,

---

મેં પ્રથમ જણાવયું છે તેમ આપણી મુખય ફરજ પ્રથમ હીંદને પોતાના પગ ઉભો કરવાનો છે. કહેવાની ભાગયેજ જરૂર છે કે આપણે આ કાર્ય પાર પાડવામાં આપણે આપણી શકતી તથાસિંઘઠન પરજ આધાર રાખવો જોઇએ. પણ આપણે જો આપણા આ સવાલને ફકત એક આપણે સ્થાનીક સવાલ તરીકેજ ગણવાનું છોડી દઈશું તો આપણું કાર્ય ઘણું સહેલું થશે. આ સવાલને ફકત એક હીંદી સવાલ તરીકે ગણવાની ભુલ આપણે ઘણા વખત આવી લાગયો છે, આ બાબતમાં વીશેષ જવાબદારી આપણા હીંદુ ભાઈઓ પર રહે છે. દુનીયાથી અલગ રહેવાની આ પ્રવરૂતીથા અગ્રેજો આ દેશમાં પોતાની સતા જમાવી છે. દુનિયા સાથેના આપણા સંબંધમાંનો ફકત ગ્રેટબ્રીટન સાંથેનો સંબંધ ટકી રહયો છે અને આપણે બ્રીટીશ ચશમાંથી દુનીયાને જોવા લાગયા છીએ.

એમ તો જરાએ શક નથી કે બહારમાં બનતા બનાવોથી મુસલમાનો કોઇ કોઇ વખત હીંદના લાભો તરફ બેદરકાર રહેતા હતા પણ બીજા દેશો ના બનાવો સાથેનો મુસલમાનોનો સંબધ ફકત ધામીક સ્વરૂપનો હતો તેથી દેશની પ્રવરૂતીનો પ્રવાહ હતો તેવોજ ચાલતો હતો પણ હવે આપણે દુનયાના બીજા દેશોથી અલગ રહીને આપણું અલગ જીવન ગાળી શકીએ

નહી શાસ્ત્રોની ખીલવણીના પરીણામે જુદા જુદા દેશોતદ્દન પાસે આવવા લાગયા છે તેથી હવે જો આપણે આપણાજ દેશના સવાલાપર લક્ષ આપીને બીજા દેશો પ્રતયે બેદરકાર રહીશું તો આપણને ભારે નુકસાન વેઠવું પડશે એશીયા અને યુરોપના ઝઘડામાં એશીયાને નીચે જોવું પડે છે તેનો સબબ એ છે કે જરૂરના પ્રસંગે આખો યુરોપ એક થઇને એશીયાના દેશોને અલગ અલગ રાખીને હરાવી શકે છે. યુરોપના શાહી દોરને તથા થાપણદારોના દોરને અટકાવવાનો એકજ ઉપાય છે અને તે એ છે કે પુર્વ તરફના બધા દેશોએ એકત્રીત થઇને તેની સામે :થવું. સારા નસીબે હીંદીઓની સ્થીતી એવી છે કે આપણામાંના. એક ભાગની સંસ્કરૂતીનો સબંધિ ચોના પુર્વ તરફના દેશો સાથે છે જયારે બીજા ભાગને સંબંધ કરી પશ્ચીમ તરફના દેશો સાથે આવે છે આપણા બધાઓના આરથીક સવાલો પણ લગભગ એક સરખાજ છે તેથી એશયાટીક પ્રજાઓના સંઘની દેશબધુ ચીતરંજન દાસની યોજના ફતેહમંદ નીવડે તેમ છે.

બ્રસેલ્સની શાહી દોર સામે વીરોધ કરનારી કોંગરેસ સામેલ થઇને તથા શાહી દોર સામેની લીગમાં જોડાઇ જઇને કોંગરેસ આ વીશેષમાં શુભ પહેલ કરી છે. ચીનની મદદે તબીબી મંડળ મોકલવાની યોજના કોંગ્રેસે રજુ કરી હતી તે અગતયની અને વહેવારી છે. પણ સરકારે પાસપોર્ટ આપવાની ના પાડવાથી આ મંડળ જઇ શકયું ન હતું

આ મંડળને પાસપોર્ટ નહીં આપવાનું સરકારે જે કારણ બતાવ્યું હતું તે ખરૂં નથી સામસામા લડતા બે પક્ષોમાંથી એકને તબીબી મદદ આપવાથી તટસ્થતાનો ભંગ થાય છે એ વાત ખરી નથી બલ્કે આવી મદદ એક તરફથી પ્રજાજ આપી શકે છે અને આ ધોરણેજ " રેડ ક્રોસ " તથા " રેડ ક્રેસનટ " ના મંડળો સ્થપાયાં છે. આ સબબ રજુ કરતી વખતે સરકાર ભુલી ગઇ હતી કે પંદર વરસ પહેલાં બ્રીટન તટસ્થ હતું તે વખતે તરકીમાં આવું તબીબી મંડળ મોકલવાને રજા આપી હતી.

---

## રાષ્ટ્રીય તનદોરસ્તી.

---

અત્યારસુધી રાજકીય પક્ષોની એકતાં તથા કોમી ઝઘડાઓ વીગતવાર વીવેચન કરીને મેં આપની ધીરજની કસોટી કરી છે. તેનું કારણ એ છે કે આ વીષયો આપણા દેશના હીત માટે ખાસ અગત્યના છે. પણ બીજા એક

વીષયપર પણ હીંદનું ભલું ઇચ્છનારાઓએ વીશેષ લક્ષ આપવાની જરૂર છે. કહે છે કે પ્રજાની તંદરોસ્તી ના સવાલનો સમાશ રાજકીય વીષયમાં થઇ શકતો નથી અને તેથીજ કોંગ્રેસે તે તરફ વીશેષ લક્ષ આપ્યું નથી પણ આપણા ભવીષ્યના પ્રજાકીય જીવન સાથે આ સવાલનો એટલો નજીકનો સંબંધ છે કે કોંગ્રેસે વગર ઢીલે તે ઉપાડી લેવા જોઇએ. સઉ કોઇ જાણે છે કે હીંદીઓની તંદરોસ્તી દીનપરદીન બગડતી જાય છે અને છેલ્લાં પચાસ વરસમાં તો તે બહુજ બગડી છે. વધુ ઉંડાણમાં ઉતર્યા વગર જો આપણે આ પેઢીના જુવાનીયાઓના શરીર આગલી બે પેઢીઓના જુવાનીયાઓનાં શરીરો સાથે સરખાવીએ તો જણાશે કે આપણી અધોગતી થાય છે. જુની પેઢીઓના માણસો વખતે મગજની શકતીમાં કાંઇક પછાત હોય તોપણ તેઓમાં વધારે સાહસ હીમત અને ઓછી બીમારી હતી. તે પણ ચીનની પ્રજાઓ સાથે આપણી સરખામણી કરીએ તોપણ આપણી અધોગતી થતી હોવાનું સ્પષ્ટપણે જણાશે.

ગરમ મુલકોમાં શરીર જલદી થાકી જાય છે તથા નબળુ બને છે. તેથી પશ્ચિમના દેશોના જેટલાજ કલાક કામ કરવાથી ગરમ દેશોમાં શરીર વધારે થાકી જાય છે, પણ પશ્ચિમના દેશ કરતાં હીંદમાં વધારે કલાક કામ કરવું પડે છે. પુરતો વીસામો નહી મળવાથી હીંદીઓ ગુમાવેલી શકતી પાછી મેળવી શકતા નથી અને તેથી તેઓ દીવસે દીવસે નબળા થતા જાય છે.

આપણી સમાજીક બદીઓથી બધાઓ એટલા બધા વાકેફ છે કે તે વીશે વીશેષ વીવેચન કરવાની જરૂર નથી. સ્ત્રીઓમાં પદડાઓનો રીવાજ, બાળવીવાહ સાંકડી કોમી હદ વગેરેથી સમસ્ત પ્રજાને ભારે ભોગવવું પડે છે. આપણી સામાજીક રૂઢીઓથી આપણી માનસીક તથા બુદ્ધીની ખીલવણી અટકી પડે છે અને ખાસ કરીને બાળકોપર તેની ભારે માઠી અસર થાય છે. પરીણામે આપણી સંનતીની શારીરીક હાલત વધુને વધુ બગડે છે.

આખા દેશની પ્રજાનો ૩–૪ ભાગ ખેતી તથા કારખાનાઓમા મજુરી કરે છે. તેઓની આથીક હાલત તદન કફોડી હોય છે. તેઓને બેહદ કામ કરવું પડે છે, મજુરી ઓછી મળે છે, સારો ખોરાક મળતો નથી તેમજ કપડાં પણ મળતાં નથી, રહેવાના સારાં મકાનો તો હોયજ ક્યાં? તેથી રોગોની સામે ટકી રહેવાની તેઓમાં જરાએ તાકાદ હોતી નથી. દર વરસે લાખો માણસો મરકી, કોલેરા, મેલીરીયા વગેર ચેપી રોગોના ભોગ થઇ પડે છે.

દારૂની બદી પણ પ્રજામાં વધતી જાય છે અને તેના પરીણામે આપણી શારીરીક હાલતજ નહીં પણ આખી સમાજ્યના પડી ભાંગવાની ધાસ્તી રહે છે શરાબી મુસલમાનોના ધર્મમાં મનાઇ કરવામાં આવી છે અને હીદુઓં તેને પાપ ગણે છે. જો સરકારે આ બદી અટકાવવાની કોશેશ કરી હોત તો તે આટલી બધી વધતે નહી. પણ સરકારની દીલસોજીની વાત તો બાજુપર રહી પણ જેઓ આ બદી અટકાવવાની કોશેશ કરે છે, તેઓનાં માર્ગમાં સરકાર અનેક વીધનો નાખે છે. સમાજ સેવા કરવા બહાર પડેલા હજારો જુવાનીયાઓને જેલ જાત્રા કરવી પડી છે. આપણી રાજકીય સ્વતંત્રતા છીનવી લેવામાં આવી છે. તેના બદલામાં સરકારે આપણને દારૂ પીવાની તથા બીજાને પાવાની સ્વતંત્રતા આપી છે અને કાયદો તેનું રક્ષણ કરી રહ્યો છે. પ્રજાની તંદુરસ્તી બગડે. ગુન્હાઓ વધી પડે, ખેડુતો તથા મજુરોની કામ કરવાની તાકાદ ઘટે તેઓના બાળબચ્ચાંઓ ભુખે મરે તોપણ સરાબનું વેચાણ અટકાવવું નહી, કારણ તેમ કરવાથી બજેટમાં ખોટ પડશે શું આપણે સરકાર પાસેથી એટલી પણ આશા ન રાખી શકીએ કે તે બજેટમાંની ખોટ બીજી રીતે પુરી કરીને પ્રજાની આશા સરકારે સફળ કરવી.

વચલા તથા ગરીબ વર્ગની સ્થીતી પણ કાંઇ ઓછી ચીંતાજનક નથી તેઓની કમાણી ઘટે છે અને શહેરોમાં ગુજરાનનો ખર્ચ વધતો જાય છે, તેથી તેઓને ભારે ભોગવવું પડે છે. શહેરોમાં તેમજ ગામડાઓમાં બાલમરણનું પ્રમાણ વધતું જાય છે. આ બાબત તરફ આપણે વગર ઢીલે લક્ષ આપવું જોઇએ.

જાહેર તન્દુરેસ્તી તરફ બેદરકારી કરવાથી આપણે આજની ખરાબ હાલતે આવી પહોંચ્યો છે. શહેરો અને ગામોમાં આપણે સુખકારી તરફ વધારે લક્ષ આપવું જોઇએ.

જાહેર તંદરોસ્તી અને પ્રજાની સુખાકારી સાથે નજીકનો સંબંધ ધરાવતો વીષય કેલવણીનો છે જયાંસુધી પ્રજાને બરાબર કેલવણી આપવામાં આવે નહી ત્યાંસુધી તે તંદરોસ્તીના અગત્યના વીષયમાં બરાબર રસ લઇ શકે નહી જેઓની પાસે સાધનો તથા ફુરસદ છે તેવાઓ પણ આ વીષયમાં હાલ બરાબર લક્ષ આપતા નથી. સમસ્ત પ્રજાને શસ્ત્ર વગરની બનાવી તેને નબળી બનાવી છે તેથી આપણને આપણા ઘરનું પણ રક્ષણ કરવા માટે બીજાના મહો તરફ જોવું પડે છે અને આખા દેશપર પરા વલંબનની છાપ પડી ગઇ છે. જુના અખાડાઓ નાબુદ થયાં છે અને તેની સાથે સાથે

આપણો આત્મવીશ્વાસ પણ ગુમ થયો છે આખા રાષ્ટ્રતંત્રને નીઃશસ્ત્ર બનાવવાની નીતી તજી દઇ પ્રજાને સ્વદેશનું રક્ષણ કરવા તઇયાર બનાવવાનો સવાલ ઉભો થાય છે ત્યારે સરકાર એવો ભય બતાવે છે કે તેનો અર્થ સમજવો પણ મુશ્કેલ હોય છે. સરકારની આવી બહીક તદન પાયા લગરની છે દેશી રાજ્યોમાં હથીઆરો રાખવાની મનાઇ નથી પણ બ્રીટીશ વીસ્તારમાં ચોકસ આકાર કરતાં મોટી લાકડી પણ રાખવાની મનાઇ હોય છે. તોપણ બ્રીટીશ વીસતાર કરતાં દેશી રાજ્યોમાં ઓછાં હુલ્લડો થાય છે શારીરીક ખીલવણીની દીશાએ વ્યકતીઓના પ્રયત્નો ગમે તેવા સંઘટીન હોય તોપણ તે પુરતા થાય નહી સરકારની આવકનો એક હીસ્સો આ કાર્ય પાછલ વાપરવામાં આવે નહીં ત્યાં સુધી પ્રજાની ખીલવણીનું ખરૂં કાર્ય શરૂ થઇ શકે નહીં, દેશના બચાવના બહાના હેઠળ દર વરસે સરકારી આવકના ૬૦ ટકા જેટલા નાણાં લશ્કર પાછળ રચાય છે પણ સરકારે જાણવું જોઇએ કે જે દેશની પ્રજાની શારીરીક હાલત એટલી કફોડી થઇ છે તે દેશનો બચાવ થઇ શકે નહીં. કરોડોનો દારૂગોળો કીલ્લેબંધી કે મોટા પગારના લશ્કરથી દેશનો ખરેખરો બચાવ થઇ શકતો નથી. રૂપયાથી કીલ્લેબંધી થઇ શકે છે પણ તેનો ટકાવ તો માણુસોએજ કરવાનો હોય છે.

---

## છેવટના સખુનો.

આખરે હું એ વાત પાર ભાર મુકવા માગું છું કે આગળ વધવા માટેની તૈયારી કરવામાં આપણે જરાએ ઢીલ કરવી જોઇએ નહી આપણા રાજકીય શરીરમાં રહેલા દુશ્મનને એટલે કોમી તથા રાજકીય ઝઘડાઓ નાબુદ કરવા આપણે આપણી બધી શક્તીઓ વાપરવી જોઇએ. હીંદુઓ તેમજ મુસલમાનોને હું અરજ કરૂં છું કે કોંગરેસે કરેલો નીર્ણય બહાલ રાખો, કારણ તે બંને પક્ષો માટે વ્યાજબી અને ઇનસાફી છે. આપણામાંના મતફેર પણ ભુલી જાવો. આખા દેશમાં કોંગરેનું સંઘઠન કરો. બધી કોમો તથા બધા પક્ષોને મારી ખરાં દીલની અરજ છે કે કોંગરેસને ટેકો આપો કે જેથી તેની શક્તી વધે અને તે આખી પ્રજાના સાચા પ્રતીનીધીરૂપ બને. હજી પણ જેઓ ધારાસભાઓમાં જવા માંગતા હોય તેઓને મારી અરજ છે કે આપણી ફાટફુટ મટાડીને સરકારની સામે વિરોધ કરવામાં એકત્ર થાઓ અને કોંગ્રેસના કાર્યક્રમને અનુસરીને કામ કરો, કોંગ્રેસને તથા દેશને

હું ભાર મુકીને સલાહ આપું છું કે શાહી કમીશનથી તદ્દન અલગ રહો. તેની સાથે કોઈપણ પ્રકારનો સહકાર કરો નહી. હું કોંગ્રેસને એવો દાવો કરવા જણાવું છું કે બ્રીટીશ તથા હીન્દી પ્રતીનીધીઓને એકત્ર કરવામાં આવે અને તેઓને બધી બાબતોનો નીર્ણય કરવાની સતા આપવામાં આવે આ પ્રમાણેજ આ દેશની સરજત મુકરર કરવાના કામમાં આપણે બ્રીટન સાથે સહકાર કરી શકીએ. હું ભલામણ કરૂં છું કે બનતી ઉતાવળે સ્વરાજ્યની એક યોજના ઘડી કહાડી તે પ્રજાકીય કનવેનશન પાસેથી મંજુર કરાવી લેવી. મારા દેશબન્ધુઓને મારી અરજ છે કે આપણે હીંદી સવાલોનો વીચાર દેશ પરદેશની નજરે કરવો તથા એશીયાના બીજા દેશો સાથે આપણે સંબંધ રાખવો. મારી એક વધુ અરજ છે કે જ્યાં સુધી બંગાળાના નજર કેદીઓનો છુટકારો ન થાય આપણા શહેરીપણાના હક્કો પર આવી રીતે ફરીથી ત્રાપ પાડવાનું અશકય ન થાય ત્યાં સુધી તે દીશાએ આપણે સતત પ્રયત્ન કરવા જોઈએ, હું ફરી એક વાર પ્રજાની તનદોરસ્તીની થતી અધોગતી તરફ લક્ષ ખેંચું છું. તેના કારણોનો આપણે ઉપાય કરવો જોઈએ, મારા મત મુજબ આવા બધા ઉપાયો અમલમાં મુકવાથી તથા વધુ લક્ષ આપવાથી બધાં વીઘ્નો નાબુદ થસે અને દુનીયામાં યોગ્ય સ્થાન લેવાની મજકુર ઇચ્છા તથા પ્રતીજ્ઞા કરવાથી હીન્દનું એક રાષ્ટ્ર બનાવવામાં ફતેહમંદ નીવડીશું.

બાદ કોંગ્રેસના એક આગલા સેક્રેટરી મી. પી. રોયના મરણ માટે દીલગીરી દેખાડનારો ઠરાવ પ્રમુખે રજુ કરતાં તે પસાર થતો હતો,

તે પછી સબજેક્ટસ કમીટીએ ઘડી કહાડેલા ઠરાવો કોંગ્રેસ સમક્ષ રજુ કરવામાં આવ્યા હતા. તેમાં ચાર ઠરાવો પ્રમુખે રજુ કર્યા હતા અને તે પસાર થયા હતા.

તેમાંનો પહેલો ઠરાવ બ્રસેલ્સ ખાતે સ્થાપવામાં આવેલી શાહી દોર સામેની લીગને આવકાર આપવાનો તથા તેની સાથે જોડાવાના બોલ ઇંડીઆ કોંગ્રેસ કમીટીના ઠરાવને ટેકો આપનારો હતો.

બીજાં ઠરાવમાં ચીન પ્રત્યે દીલસોજી દેખાડીને ત્યાંથી હીંદી લશ્કર અને પોલીસને પાછી બોલાવી લેવાની માંગણી કરવામાં આવી હતી.

ત્રીજા ઠરાવમાં મી. સકલાતવાળાને હીંદ આવવા માટે પાસપોર્ટ આપવાની ના પાડનારાં સરકારી પગલાંને વખોડી કહાડવામાં આવ્યું હતું.

ચોથા ઠરાવમાં કાકોરી કાવત્રા કેસના કેદીઓ પ્રત્યે દીલસોજી દર્શાવવામાં આવી હતી.

બાદ લડાઇના ભય સામે ચેતવણી આપવાનો ઠરાવ જવાહીરલાલ નેહરૂએ રજુ કર્યો હતો તેમાં જણાવવામાં આવ્યું હતું કે બ્રીટીશ સરકાર હીંદમાં અને પૂર્વના દરીયામાં અને ખાસ કરીને ઉત્તર પશ્ચીમ સરહદપર જે જોશબંધ લડાયક તઇયારીઓ કરે છે તે તરફ ચીંતાની નજરે જોવા સાથે આ સભા જણાવે છે કે તેવી તઇયારીઓથી છુટાપણા માટેની બધી ચળવળો દાબી દેવામાં આવશે અને આફતકારક લડાઇની જલદી શરૂઆત થશે તેથી આવી બધી લડાયક તઇયારીઓ બંધ કરવી જોઇએ. વખતે જો લડાઇ જાગશેજ તો હીંદ તેમાં કાંઈ પણ ભાગ લેશે નહિ.

પંડીત જવાહીરલાલ નેરૂએ પોતાના આ ઠરાવના ટેકામાં બોલતાં જણાવ્યું કે યુરોપમાં હથીયારો ઘટાડવાની વાતો ચાલે છે તે તદન ફારસ સમાન છે. છેલ્લી મહાન લડાઇથી વધારે ઉશ્કેરણી થઇ રહી છે. પણ છેલ્લી લડાઇ પછી યુરોપના દેશો તદન થાકી ગયેલા હોવાથી હજી સુધી ત્યાં લડાઇ જાગી નથી. સુલેહના કે હથીયારબંધી ઘટાડવાના માર્ગમાં સૌથી મોટું વિઘ્ન બ્રીટનનું છે. સીંગાપોરના કાફલા મથકથી બ્રીટન ફીલીપાઇનસ ઉપર ગમે તે વખતે હુમલો લઇ જઇ શકાશે. વળી તે વડે ઓસ્ટ્રેલીયાથી હીંદ ભણી લશ્કર લાવવાનું પણ સહેલું થશે. એવી પણ અફવા ફેલાઇ છે કે આસામની સરહદપર એક જુદો પ્રાંત સ્થાપવાની ગોઠવણ થાય છે. ઉત્તર પશ્ચીમ સરહદપર ઘણા એરોપલેનો ભેગાં કરવામાં આવ્યા છે. વળી લડાઈ જાગશે તો બીનલશ્કરી તબીબી નોકરીમાંના તબીબો લશ્કરી નોકરી કરવા રાજી છે કે કેમ તે વીષે પણ લડાઈ ખાતાંએ પુછપરછ કરી છે. નામ૰ અફઘાન રાજાને જે દીલોજાન આવકાર આપવામા આવ્યો હતો તેનો પણ આ સવાલ સાથે કાંઇક સંબંધ હોવો જોઇએ. આ પ્રમાણે બધા ચિન્હો ભયસૂચક છે તેથી બ્રીટનને આવી ચેતવણી આપવાની જરૂર પડે છે.

મી૰ નીંબકરે લડાઈ ખાતાના પ્રધાનની હીંદની મુલાકાત વીષે ઇશારો કરીને જણાવ્યું કે પોતાનો શાહી દોર વધારવા માટે બ્રીટન રશીયા. અફઘાનીસ્તાન અને ચીન સામે લડાઇ કરવા માંગે છે અને કોઇ પણ બ્રાટીશ સંસ્થાન બ્રીટનને મદદ આપે તેમ નહીં હોવાથી તે લડાઇના મથક તરીકે હીંદનો ઉપયોગ કરવા ચાહે છે.

ઠરાવ પસાર થયો હતો. બાદ કોંગ્રેસની બેઠક આવતી કાલપર મુલ્તવી રહી હતી. આવતી કાલે સાઇમન કમીશનના બોયકોટનો ઠરાવ રજુ કરવામાં આવશે.

મદ્રાસ તા૦ ૨૭ મી ડીસેમ્બર.

કોંગ્રેસની આજની બેઠક પાછલા બપોરના ૧ વાગે મળી હતી. આખી સભાએ પ્રમુખના આગમન વેળાએ ઉભા થઇ તેને માન આપ્યું હતું.

સભાનું કામકાજ શરૂ થતા પહેલાં ડૉ૦ અનસારીએ જણાવ્યું કે સબજેક્ટસ કમીટી ગઇ રાત્રે મળી ન શકવા માટે હું તેના સભ્યોની માફી ચાહું છું. અમો એવા એક સવાલના સંબંધમાં રોકાયેલા હતા કે જે પર સ્વરાજ્યના આખા સવાલોનો આધાર રહેલો છે. તે સવાલ હીન્દી–મુસ્લીમ પ્રજાના સંબંધ હતો,

તેમણે તાળીઓના અવાજ વચ્ચે જાહેર કર્યું હતું કે અહીં જેઓ છે અને બીજા કે જેમની સલાહ લેવામાં આવી છે તે હીંદુ–મુસ્લીમ આગેવાનોએ બંને કોમો માટેનું સામાનસુત્ર સ્વીકારવા કબુલ્યું છે.

તેમણે જાહેર કર્યું હતું કે સબજેક્ટસ કમીટી સાંજના પાંચ વાગે મળશે અને જરૂર જણાતાં તે આખી રાત મળશે અને કાર્યક્રમ પરનું કામ પુરૂં કરશે.

ડૉ૦ અનસારીએ તે પછી પ્રમુખપદેથી જેનરલ અવારી કે જેઓ ૮૦ દીવસ થયાં લાંઘણ કરે છે તેમને મુબારક બાદી આપનારો ઠરાવ રજુ કર્યો હતો. તેમના સંબંધી ગઇ કાલે મળેલો તાર તેમની સ્થીતી ગંભીર હોવા વિષેનું સુચવનારો હતો.

ઠરાવ તાળીઓના અવાજ વચ્ચે પસાર થયો હતો.

મોગજીએ બાદ બરમાને હીન્દથી છુટું પાડવા માટેની યોજનાને વખોડી નાખનારો ઠરાવ રજુ કર્યો હતો.

ર. ઉતમીએ હીંદીમાં ટેકો આપયો હતો. તેમણે જણાવયું હતું કે બરમાને હીંદથી છુટું પાડવામાં આવતાં તે વીધવા બનસે. (તાળીઓ) સરવ વીદયા અને સંસ્કરૂતી માટે બરમાં હીંદને આભારી છે અને બરમાનો છુટા પડવાનુ' કદી પણ કબુલશે નહીં. મી૦ પ્રકાશમે ઠરાવને ટેકો આપ્યા બાદ તે પસાર થયો હતો.—ફ્રી પ્રેસ.

પંડીત જવાહરલાલ નેહરૂએ સ્વતંત્રને લગતો ઠરાવ રજુ કરતાં તાળીઓના એવાજ વચ્ચે જણાવયુ કે નીચલો ઠરાવ તમારી સમક્ષ રજુ કરવાનું સદભાગય મને પ્રાપ્રત થયું છે હીંદી પ્રજાનું ધયેય સંપુરણ રાષત્રીય સ્વતંત્રતા મેળવવાનું છે. પંડીત જવાહરલાલ નેહરૂએ પોતાના ઠરાવ ઉપર બોલતા જણાવ્યું કે હું નથી ધારતો કે કોંગ્રેસના માજી પ્રમુખ ડૉ૦ બેઝંટે

જે એમ જણાવ્યું છે કે હીંદીયોના ધ્યેય હું તે એક સ્પષ્ટ અને મોભાદાર સ્ટેટમેન્ટ છે તે પછી હું તેના સબંધણાં વધુ સારૂં વર્ણન કરી શકું (તાળીઓ) લગભગ સંપુરણ રણ એકમતી પછી સબજેકટસ કમીટીએ તે ઠરાવને બહાર રાખ્યો છે. તેથી તેના સબંધમાં મારે લંબાણુ વીવેચન કરવાની જરૂર નથી. પણ હું એકાદ બે મુદ્દા બાબે સ્પષ્ઠ ખુલાસો કરવા માગું છું આ કરાવ જો કે હીન્દી પ્રજાનું ધયેય સ્પષ્ટ રીતે જાહેર કરે છે પણ તે કોગ્રેસની કીડમા ફેરફાર કરતો નથી તે એમ જાહેર કહેછે કે કોંગ્રેસ સંપુર્ણ સ્વતંત્રતા માગે છે. આ ઠરાવનો એર્થ એવો થાયછે કે દેશનો બચાવ માટેના શલકર ઉપરનો કાબુ જોઇએ છે. નાણાંને લગતી તેમજ અંદરથીક રાજનીતી ઉપરનો કાબુ પણ જોઇએ છે! આ ઠરાવનો અર્થ એવો પણ થાયછે કે પરદેશો સાંથના સબંધ ઉપર પણ હીન્દીઓને કાબુ જોઇએ છે, કારણ કે તેનાથી કંઇબી ઓછું હોયતો તે સ્વતંત્રતા કહેવાય નહીં. આ ધયેય આપણું તાતકાલીક ધયેય છે અને નહી કે દુરના ભવીષ્ય માટેનું છે તે ધયેય આપણે આજે મેળવીએ કે આવતી કાલે કે દશ વરસ પછી મેળવી શકીએ તે હું કંઈ કહી શકતો નથી. તે મેળવવા આંધાર શકતી ઉપર છે. પણ જે પળે આપણે તે શકતીને કેળવીએ તેજ પળે આપણે તે ધયેયને પાર પાડી શકીએ. હું આશા રાખું છું કે તે ધયેય નજીકના ભવીષ્યમાં પાર પડે.

શ્રી. સાંબમુરતીએ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે બ્રીટીશ રાજ્ય પુરૂષો કહેછે કે, હીન્દને સ્વરાજ્યનો હક આપવાનો અધીકાર બ્રીટન પાસે છે. લોર્ડ બર્કનહેન્ડે ફેકેલી ચેલેનજનો આ ઠરાંવ એ ઘટતો જવાબ છે. બ્રીટીશ શાહીવાદીઓની આખી ટોળીએ બ્રીટીશ પ્રજાને જણાવ્યું કે હીંદ અને બ્રીટીશ વચ્ચે આંતર ભાગદારી જેવું કશું નથી, હું સંસ્થાનીક સ્વરાજ્યમા માનતો નથી, કારણ કે સંસ્થાનીક સ્વરાજ્યમાં બન્ને દેશોના લાભોની મારામારી થશે, બ્રીટનીકા એટલે સુલેહશાંન્તી ગણવાની હું ના પાડું છું. ભલે બ્રીટીશો આ દેશમાંથી ચાલ્યા જાય આપણે 'એનારકી' બળવાના ડરથી બીહવું ન જોઇએ, અવ્યવસ્થામાંથી નવું જીવન પ્રાપ થશે.

મી૦ બી. એલ. શાસ્ત્રા ઠરાવનો વીરોધ કરવા લાગતાં સભાએ તેમને સાંભળવાની ના પાડી હતી અને 'બેસી જાઓ' 'બેસી જાઓ'ના ચોમેર ચોકાર થઇ રહ્યા હતા.

ડૉ૦ અનસારી તરતજ માચડાપર આવ્યા હતા. અને તેમણે સભાને શાંન્તીથી મીં૦ શાસ્ત્રીને સાંભળવાની અરજ કરી હતી, મી૦ શાસ્ત્રીએ જણાવ્યું હતું કે ફક્ત ઠરાવો પસાર કરવાથી સ્વતંત્રતા મળી જશે નહીં.

## મી૦ સત્યમુરતીનો ધુજારો,

મી૦ સત્યમુરતીએ ઠરોવને ટેકો આપતા જણાવ્યું હતું કે, ગ્રેટબ્રીટને સાયમન કમીશનના રૂપમાં હીંદને કપાળે જે અપમાન મઢેલુ છે તેનો હીંદ સંપૂર્ણ સ્વતંત્રતાનું ધ્યેય જાહેર કરીને ઘટીત જવાબ આપી શકે. મહાસભા એ ઠરાવ પસાર કરશે એટલે સારાયે જગતને જાન થશે કે, હીંદીઓ હવે રાજકારણમાં બચ્ચાં જેવા રહ્યા નથી, વળી આ ઠરાવ પસાર કરવાથી જે પક્ષ સંસ્થાનીક સ્વરાજ્ય માગે તેના બદલામાં હીંદના લશ્કર અને નઉકા-પરનો કાબુ પરદેશીઓના હાથમાં રહેવા દેવા માગે છે; તેઓ પર અસર થશે. અને તેઓ પોતાની માગણી સુધારશે આ ઠરાવ પસાર કરવાથી હીંદીઓના મનમાં સ્વતંત્રતાની નવી ભાવના પેદા થશે અને લોર્ડ બરકનહેડ જાણશે કે, તેને આવતી કાલથી નુતન હીંદ સાથે કામ લેવાનું છે. આ ઠરાવ સ્પષ્ટ અને ગઉરવયુકત જાહેરનામું છે. ગુલામીમાંથી તે એકલોજ સુધારો છે. તમે કોઇ પણ તાબેદાર દેશને સંસ્થાનીક સ્વરાજ્યની માગણી કરતો જોયો છે શું અમેરીકાએ સંસ્થાનીક સ્વરાજ્ય માગેલું? શું ઇજીપ્તે તેમ માગેલું? શું આયરલેંડે અને શું દક્ષીણ આફ્રીકાએ તેવું માગેલું? આ ઠરાવનો અર્થ એ છે કે, બ્રીટનમાં બ્રીટીશો જેવી સ્થીતી ભોગવે છે તેવી સ્થીતી હીંદમાં હીંદીઓ ભોગવશે. બ્રીટીશની પેઠે પોતાના લશ્કર, નઉકા કે હવાઇબળ પરદેશખાતુ વગેરેપર હીંદીઓનોજ કાબુ હશે. ગ્રેટબ્રીટનના રાજાની સારવભઉમ સતાને બાજુપર રાખી હીંદ પરદેશો સાથે કરારો કરી શકશે જાતે લડાઇમાં ઉતરી શકશે. બ્રીટને હીંદ તરફ જે વતન ચલાવ્યું છે તેના કરતાં હીંદ બ્રીટન તરફ સ્હેજ દયાળુ વતન ચલાવશે. ( હસાહસ ) કેટલાક કહે છે કે સંસ્થાનીક સ્વરાજ્ય મેળવી શકાય તેમ છે અને સ્વતંત્રતા મેળવી શકાય તેમ નથી. મારો ઉતર એ છે કે, હીંદ પોતાના કદ અને વસ્તીનો વીચાર કરે તો બ્રીટન હીંદનું એક કોલોની બને ( હસાહસ ) બ્રીટન પોતાના લાભ ખાતર હીંદને સ્વતંત્ર થતું અટકાવે છે. જો કોઇ પણ હીંદી એવું માનતો હોય કે મીઠા શબ્દોથી સંસ્થાનીક સ્વરાજ્ય મળશે તો તે મોટો મુર્ખ હોવો જોઇએ.

બરકનહેડે પુછ્યું છે કે, અમે બ્રીટીશ હીંદમાંથી અમારૂં લશ્કર અને નૌકાબળ પાછું ખેંચી લઇએ એ માટે તમે તૈયાર છો ? હું જવાબવાળી શકે, હા ? હીંદ લશ્કર અને તેવી પાછળ ખર્ચ કરશે અને હીંદીઓ સારા સોલ્જરો અને ખલાસીઓ બની શકશે. વળી પાડોશના દેશો સાથે હીંદને મીત્રતા ભર્યો સંબંધ છે, પરંતુ બ્રીટનને આખી દુનીયામાં કોઇપણ નથી.

મૌલાના શૌકતઅલી બોલવા ઉભા થતા તેમને તાળીઓના અવાજોથી વધાવી લેવામાં આવ્યા હતા. તેમણે જણાંવ્યું કે હું એવો દીવસ જોવા માટે જીવ તો રહેરા માટે મને ભાગ્યશાળી માનું છું કે જે દીવસે બધા હીંદીઓં પોતાને સ્વતંત્ર માણુસો તરીકે જાહેર કરે હું પોતે તો કેટલાંક વરસથી એક સ્વતંત્ર માણુસ હતો તે હું આટલો બધો રૂષ્ટપુષ્ટ છું તેનું પણ કદાચ તેજ કારણ હશે ( હસાહસ ) ખુદાનો ઉપકાર માનો કે આખાં હીંદે પોતાને સ્વતંત્ર જાહેર કર્યું છે.

એ પછી ઠરાવ ઉપર મતો લેવામાં આવતાં "ભારત માતકી જય" અને "વંદે માતરમ"ના ના ભારે અવાજો વચ્ચે તેને એકમતે પસાર થયલો જાહેર કરવામાં આવ્યા હતો.

તે પછી મી૦ જે. એમ. સેનગુપ્તાએ નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.–

"આ મહાસભા હીંદી સરકાર અને બંગાળ સરકારની કોંગ્રેસના કાર્યકર્તાઓ અને બીજા નીર્દોષોને ૧૮૧૮ ના રેગ્યુલેશન ત્રીજા મુજબ અને ૧૯૨૫ ના બંગાળ ક્રીમીનલ લો એમેંડમેટ એક્ટ હેઠળ તપાસ ચલાવ્યા વચર નજરકેદ રાખી મુકવાની રાજનીતીને સખ્ત રીતે વખોડી કાઢે છે. સરકારની એ જાસાની નીતીને લીધે માતૃભુમીને ખાતર જેઓએ સહન કર્યું છે અથવા જેઓ સહન કરે છે તેઓ તરફ ભાઇચારાની લાગણી દર્શાવે છે.

"આ કોંગરેસ માંગણી કરે છે કે તપાસ ચલાવ્યા વગર જેઓને તથા બીજા બધા રાજદ્વારી કેદીઓ જેઓને ૧૯૨૫ ના બંગાળ ક્રીમીનલ લો એમેંડમેંટ એક્ટ મુજબ રચાયેલી ખાસ ત્રીબ્યુનલોએ સજા કરી છે તેઓને તાકીદે છોડી મુકવા, (૨) ૧૮૧૮ ના બંગાલ સ્ટેટ પ્રીઝનર્સ રેગ્યુલેશન ત્રીજા મુજબ સાંઠાસીંગની કરવામાં આવેલી ધરપકડને પરહેજગારીને આ કોંગરેસ સખત રીતે વખોડી કાઢે છે.

મી૦ સેનગુપ્તાએ ઠરાવના ટેકામાં બોલતાં જણાવ્યું હતું કે બંગાળના યુવાનો આજે નજરકેદ અવસ્થામાં સબડે છે કે, જેઓને એક બે વરસ નહી પણ સારી જીંદગી જેલમાં ગોંધાઇ રહેવાનું છે.

મી૦ સત્યપાલે ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે, પોતાના દેશનાજ ગુલામબની રહેવું જે મોટામાં મોટું દુખ છે. જે કહેવાતી સ્પેશીયલ ટ્રીબ્યુનલોએ આ યુવાનોને જેલમાં મોકલ્યા તે ટ્રીબ્યુનલો નહતી પણ કારોબારી સરકારના કારોબારીઓ હતા. હું એવા સંખ્યાબંધ કેસો બનેલા જાણું છું કે જેમાં કરૂર નોકરીશાહીએ વગર કારણે છોકરાઓની સ્વતંત્રતા ખુંચવી લીધી છે, જેઓ હાલ જલના દરવાજા પાછળ જકડાયલા છે તેમને કોંગરેસ પોતાની સહાનુભુતી મોકલવી જાઇએ.

તે પછી ઠરાવ એકમતે પસાર થયો હતો.

## સાઇમન કમીશન બોયકોટ,

તે પછી તાળીઓના અખંડ ગડગડાટ વચ્ચે મી૦ શ્રીનીવાસ આયંગરે શાહી કમીશનના બોયકોટને લગતો ઠરાવ રજુ કર્યો હતો.

"બ્રીટીશ સરકારે બાદશાહી કમીશન નીમીને હીંદના આતમ નીર્ણયના હક પર તરાપ મારી છે, આથી કોંગ્રેસ ઠરાવ કરે છે કે હીંદને માટે સ્વમાન સાચવવાનો એકજ માર્ગ એ છે કે, કમીશનનો દરેક તબકકે બહીષ્કાર કરવો. કમીશન હીંદમાં આવે તે દીવસે આખા હીંદમાં જે જે ભાગોમાં કમીશન ફરે તે ભાગમાં કમીશન વીરૂધની લાગની જાહેર કરવાની ગોઠવણ કરવા માટે કોંગ્રેસની હીંદી પ્રજા તથા કોંગ્રેસની સંસ્થાઓને અપીલ કરે છે તથા બહીષ્કાર સફળ થાય તે માટે પ્રજામત કેળવવાની જુંબેશ ઉપાડી લેવાની જરૂર બતાવે છે.

આ કોંગ્રેસ હીંદની ધારાસભાઓના પ્રજાકીય સભાસદોને અને હીંદની રાજદ્દારી પારટીઓ અને કોમના આગેવાનોને તેમજ બીજા સઘળાઓને જણાવે છે કે કમીશન સમક્ષ જુબાની આપવી નહી તેમજ જાહેર રીતે કે ખાનગી રીતે તેની સાથે સહકાર કરવો નહી તેમજ તેમનાં માનમાં કરવામાં આવેલા કોઇ બી સામાજીક મેળાવડાઓમાં હાજરી આપવી નહી અને ભાગ લેવો નહી, (સી) આ કોંગ્રેસ હીંદી ધારાસભાઓના પ્રજાકીય સભાસદોને જણાવે છે કે આ કમીશન સંબંધમાં 'સીલેકટ કમીટી નેમવાની દરખાસ્તની તરફેણમાં પોતાનો મત આપવો નહી તેમજ એવી સીલેકટ કમીટીમાં જોડાઇને સેવા બજાવવી નહી તથા કમીશનનાં કામકાજના સંબંધમાં નાંણા આપવા માટે કોઇપણ દરખાસ્ત કે સુધારા માટે પણ પોતાના મતો આપવા નહી. (ડી) આ કોંગ્રેસ હીંદી ધારા સભાઓના પ્રજાકીય સભા સદોને જણાવે

છે કે ધારાસભા મધ્યેની પોતાની બેઠકોને ખાલી પડેલી જાહેર કરતાં અટ-કાવવાના કામ સીવાય અથવા તો બોયકોટને અસરકારક અને ફતેહમંદ બનાવવામાં કામ સીવાય, અથવા તો પ્રધાન મંડળને ઉરાડી મેલવાનાં કામ સીવાય યાતો કોંગ્રેસની વરકીંગ કમીટીના અભીપ્રાય મુજબના હીંદના હીતને નુકશાનકારક હોય તેવા કોઇબી ખરડાની સામે વીરોધ કરવાનાં કામ સીવાય ધારાસભાઓની બેઠકમાં હાજરી આપવી નહી.

આ કોંગ્રેસ સાઇમન કમીશનના બાહીષ્કારને અસહકાર અને સંપુર્ણ બનાવવાની નેમથી પણ જ્યાં બીજાં મંડળો અને પાર્ટીઓનો સહકાર મેળવી શકાય એમ હોય ત્યાં તેમની સાથ મસલત ચલાવવા અને તેમનો સહકાર મેળવવાની કોંગ્રેસની વરકીંગ કમીટીને સત્તા આપે છે."

મી૦શ્રીનીવાસ આયગરે ઠરાવને ટેકામાં જણાવ્યું હતુ કે, હીન્દના બધા રાજકીય પક્ષો તરફથી બહીષ્કારની ચળવળને ટેકો મળ્યો છે. લીબ-રલ આગેવાનોમાંથી સર શીવાસ્વામી આયર અને સર ચીમનલાલ સેતલવડ જેવાનો, લાલાલજપતરાય જેવાનો અને સ્વતંત્ર પક્ષમાંથી મી૦ જીણા અને ડો૦ એનીબેઝન્ટ જેવાનો ટેકો મળ્યો છે. મને પુરી ખાત્રી છે કે આ આગેવાને પોતે આપેલી ખાત્રીમાંથી પાછા હઠશે નહી, જો કે મુંબઇમાંથી મળેલા છેલ્લા તાર સમાચારો ખરી ખાત્રી આપનારા નથી. જયારથી શાહીકમીશનની નીમણુંક જાહેર થઇ છે ત્યારથી હું કહેતોજ આ-વ્યો છું કે દેશમાં એવા માણસો છે કે, બ્રીટીશરોમાં વીશ્વાસ મુકે છે. દેશમાં હિંદુ મુસ્લીમ એકસંપી સાધવાના કાર્યમાં સહાયભુત થઇ પડવા માટે હું મુસલીમ આગેવાનોનો ઉપકાર માનું છું. અને મુસ્લીમ લીગમાં પડેલી ફાટફુટ છતાં પણ દેશમાં કમીશનનો બહીષ્કાર કરવાની ચળવળ મજબુત થતી જાય છે. એવી સ્થીતી ઉત્પન્ન થઇ છે કે, જેમાં હીંદના બધા મુખ્ય પક્ષો મહાસભાની સાથે સહકાર કરી શકે છે. હું પુછું છું કે દેશમાં કેટલાક માણસો બહીશ્કારની ચળવળમાં દાખલ થતાં કેમ ડરે છે?

ઠરાવની વીગત કલમવાર સમજાવ્યા પછી મી૦ શ્રીનીવાસ આયંગરે જણાવ્યું હતું કે હડતાળો અને બીજાં ડેમોનસ્ટ્રેશનો પ્રાંતની સ્થીતીને અ-નુકુળ રીતે કરવામાં આવશે. સીલેક્ટ કમીટીઓ નીમાય નહી તે માટેની બહુમતી મેળવવા દેશની દરેક ધારાસભાઓમાં પ્રયત્નો કરવામાં આવશે. હું તમને અરજ કરું છું કે 'વોકઇન' અને 'વોકઆઉટ'ના ઠરાવથી લાગણીથી દોરવાઇ જશો નહીં,

## ડૉ૦ એનીબેઝંટ.

ડૉ૦ એનીબેઝંટે ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે છેલ્લી લડાઇ વખતે બ્રીટનના આપદકાળમાં હીંદે મદદ કરી હતી અને બ્રીટને હીંદને આત્મનીર્ણયનો હકક ભોગવવા દેવાનું વચન આપ્યું હતું. પરતું આજે બ્રીટન પોતાના એ વખતને ભુલી ગયું છે. હીન્દને માટે સૌથી સ્વમાનનો માર્ગ એ રહ્યો છે કે તેણે કમીશનનો સંપુર્ણ બહીષ્કાર કરવો. એવું કહેવામાં આવશે કે, કમીશન પાસે જવાથી ઘણું મેળવાશે પરંતુ સ્વમાનને ભોગે કશું મળનાર નથી. હીંદનું સ્વમાન અને એનો બચાવ હીંદના પોતાના હાથમાં હીંદીઓના હાલમાં રહ્યો છે. (તાળીઓ). " એવું કહેવામાં આવે છે કે, બ્રીટન હીંદનું વાલી છે પણ પોતાના વહીવટપર ચુકાદો આપનારા જજજો તરીકે બેસવાનો એ વાલીઓને શું હકક છે ? (સાંભળો સાંભળો] હીંદને કરવામાં આવેલા અપમાનનો જવાબ વાળવાના કાર્યમાંથી એક હીંદી પણ છુટો ન પડે. ચાલો, આપણે બ્રીટનને કહી દઈએ કે તમે અમારો બોયકોટ કર્યો તેથી અમે તમારો બોયકોટ કરીએ છીએ. ભલે કમીશન આ દેશમાં પધારી એકલુંજ પાછું ફરે. આપણે સ્વતંત્રતાની મહાન લડત લડીશું તેપર આપણા બાળકોની ગુલામી કે સ્વતંત્રતાનો આધાર રહેશે,

## પં. માલવીયાજી.

પંડીત માલવીયાજી ઠરાવને વધુ ટેકો આપવા માંચડાપર આવતાં ભારે તાળીઓના અવાજોથી તેમને વધાવી લેવામાં આવ્યા હતા 'હીંદી હીંદીમાં' બોલવાના પોકારો થઇ રહ્યા હતા. પંડીતજીએ હીંદીમાં બોલતાં ખુલાસો કર્યો હતો કે મારે અંગ્રેજીમાં જ બોલવાનું છે. પંડીત માલવીયાજીએ જણાવ્યું હતું કે, શાહી કમીશનનો બહીષ્કાર કરવાની બાબતમાં દેશમાં એકમતી છે એ સૌથી ઉત્સાહ આપનારી વસ્તુ છે. હીંદ માતાનું હૈયામાં હીત ધરાવતો કોઇ પણ સ્વમાનશીલ હીંદી આ સિવાય બીજો કશો માર્ગ લઇ શકે નહી, બ્રીટનના અપ્રમાણીક પગલાંને એકજ ઉત્તર હીંદ કમીશનનો સંપૂર્ણ બહીષ્કાર કરી આપી શકે. પંડીત માલવીયાજીએ બ્રીટનના વચન ભંગોનો જુનો ઇતિહાસ જણાવી કહ્યું હતું કે આપણી માગણી

રાઉંડટેબલ કૉન્ફરન્સની હતી અને નહિ કે પરદેશીઓના બનેલા કમીશનની ઘુટછાટોથી આપણે અખત્યાર કરેલા સ્વમાનના માર્ગપરથી ચલીત થવું ન જોઇએ. આપણે ફક્ત સાદું અને સીધું કમીશન આવે ત્યારે પુંઠ ફેરવી ઉભા રહેવાનું કામ કરવાનું છે.

## રજુ થયેલ સુધારા.

બાબુ શ્યામસુંદર ચક્રવર્તિએ ઠરાવમાંથી ધારાસભામાં ખાસ પ્રસંગ સીવાય હાજરી ન આપી બેઠક ખાલી રાખવાની કલમ કાઢી નાંખી એને બદલે "ધારાસભાઓમાંથી રાજીનામાં આપી દેશમાં આવી રાષ્ટ્રબંધારણનું કાર્ય ઉંચકી લેવાનું જણાવનારા શબ્દો ઉમેરવાનો પોતાનો સુધારો રજુ કર્યો હતો.

બાબુ શ્યામસુંદરે પોતાના ઠરાવના ટેકામાં બોલતા મૌલાના મહમદઅલી અને બીજા નાફેરવાદીઓને પોતાની મદદે આવવાની અપીલ કરી હતી. શ્યામ બાબુએ ડૉ○ અનસારીનાં એ વચનોની યાદ આપી હતી કે અસહકાર નીષ્ફળ નીવડયો નથી, આપણે નીષ્ફળ નીવડયા છીએ. આપણે આપણી ફરજ બજાવીએ એવું હું માગું છું

પ્રમુખે વારંવાર ઘંટડી વગાડવા છતાં શ્યામબાબુ બોલતાં ચાલુ રહ્યા હતા. તેમણે ધારાસભાઓ તરફથી પોતાની નજર ફેરવી લેવાની ડેલીગેટોને અપીલ કરી હતી.

શ્રીયુત પ્રકાશમે એવો સુધારો મુકયો હતો કે દેશના હીત વીરૂદ્ધના ઠરાવ વખતે ધારાસભામાં હાજરી આપવાના શબ્દો ઠરાવમાંથી કાઢી નાંખવા. શ્રી પ્રકાશમે ઠરાવના ટેકામાં જણાવ્યું હતું કે, સ્વાગત પ્રમુખે ગૌહતી મહાસભાના ઠરાવને નીષ્ફળતા તરીકે ઓળખાવ્યો છે અને નીવૃત થતા અને હાલના પ્રમુખો ટેકો આપે છે છતાં તે નીષ્ફળતા તરીકે પુરવાર થશે. તમારૂં કામ ધારાસભાઓનીબહાર કાર્ય કરવાનું છે છતાં તેઓ ધારાસભામાં કામ કરવા માંગતા હોય તો તેમણે તે ઢોંગની ઉપાસના વગર કરવું જોઇએ દેશની અંદર કરેલું કાર્ય એ બર્કનહેડને ઉત્તમ જવાબ નીવડશે. (તાળીઓ)

મદ્રાસ ધારાસભાના સભાસદ મી○ દુરાનતે જણાવ્યું કે ઠરાવ અને સુધારાઓ આપણે માટે કશો પ્રોગ્રામ રાખતા નથી. અને જો ધારાસભાઓની બહાર નીકળવાનું હોય તો મલબાર ટેનન્સી બીલ જેવું પરીણામ

આવશે. દરેક છ મહીને નવો કાર્યક્રમ રાખવાના સંબંધમાં હું તમોને ચેતવણી આપું છું. હું તમને તમારા ઉત્સાહને દેશકાર્ય વચ્ચે ન આવવા દેવાની અરજ કરૂં છું.

## મી૦ જયોર્જ જોસફનો સુધારો.

મી૦ જયોર્જ જોસફે ઠરાવમાં એવા શબ્દો ઉમેરવાનો સુધારો મુકયો હતો કે જયાં કોમ કજીયા કંકાસનો સામાન્ય હેતુ માટે નીકાલ નથયો ત્યાં બહીષ્કારની ચળવળ પડતી મુકવી.

મી૦ જયોર્જ જોસફે જણાવ્યું હતું કે સાયમન કમીશન કોમી તફાવતોનો લાભ લેવાની ધારતી છે.

## કમીશન પાસે જવામાં લાભ નથી.

મી૦ અભયંકરે એક જુસ્સાદાર ભાષણ કરતાં જણાવ્યું હતું કે, કમીશન એક મોટું ફારસ અને ઢોંગ છે. હું બધા સુધારાનો વીરોધ કરૂં છું. ધારાસભાઓ છોડી દેવામાં માનતા નથી. શાહી કમીશન સમક્ષ ન જવામાં હીંદે કશું ગુમાવવાનું નથી ધારાસભાઓમાં કોંગ્રેસમેનો કેટલીક વખત મહાસભાના મેનડેટને બાજુપર મુકે છે. પરંતુ કોંગ્રેસે તેમની સામે ડીસીપલીનરી પગલાં ભરવાં જોઇએ. ધારાસભાઓ છોડવાથી સરકારને નુકશાન કરતી અટકાવી શકાશે નહીં.

કોનડા વેંકટ આયરે શ્યામબાબુના સુધારાને ટેકો આપતાં જણાવ્યું હતું કે, ધારાસભાનો મોહ અસરકારક રચના તમ કાર્ય થવાથી નાશ પામશે.

મી૦ બશીદ અહમદે અસલ ઠરાવને ટેકો આપ્યો હતો,

ઓ૦ મી૦ રામદાસે ઠરાવમાંથી ચોથી કલમ કાઢી નાંખવાના મી૦ કરનારના સુધારાને ટેકો આપ્યો હતો. તેમણે જણાવ્યું હતું કે કમીશન અને ધારાસભાના કાર્યને વગર જરૂરી ભેળવી નાંખવામાં આવે છે. જો બહીષ્કારને ફતેહમંદ કરવો હોય તો ધારાસભાઓની બીજી પાર્ટીઓ સાથે સહકાર કરવો પડશે. જો ઠરાવ પસાર થસે તો મારી ચેતવણી છે કે દરેક ધારાસભાઓમાં હીંદી કમીટીઓ નીમાશેજ. :વરકીંગ કમીટી ધારાસભાઓના કર્યમાં હાથ નાંખે તે મને પસંદ નથી.

શ્રી૦ સાંબ મુર્તી પ્રકાશમના સુધારાને ટેકો આપતાં જણાવ્યું કે, ઠરાવમાં આવો સુધારો જોડવો જોઇએ એવો શ્રીનીવાસ આયંગરનો અભીપ્રાય છે.

## મઉલાના મહમદઅલી.

મઉલાના મહમદઅલી અસલ ઠરાવને ટેકો આપવા ઉઠતાં સભાએ તાળીઓના અવાજોથી તેમને વધાવી લીધા હતા. મઉલાનાએ જણાવ્યું હતું કે શ્રીનીવાસે આયંગરે જે ઠરાવ રજુ કર્યો છે તે આપણી નબળાઇનુ પગલું છે જો તમે ૧૯૨૦ માં શરૂ કરેલી અસહકારની ચળવળ ચાલુ રાખી હોત તો કમીશન નીમાવાનો સમયજ આવત નહી અને આવો ઠરાવ આપણુને કરવો પડત નહીં. એવું જણાવવામાં આવ્યું છે કે જો અમે ધારાસભાઓ છોડી દઇએ તો દેશદ્રોહીઓ ધારાસભામાં ઘુસી જશે. ડાહ્યા માણસો ધારાસભામાં જઇ મુરખા બને તેના કરતાં તેવા માણસો ઘુસી જાય એને હું વધારે પસંદ કરૂ છું. આપણે આ ધારાસભાઓમાં ચાલુ રહીને કશો ફાયદો હાંસલ કરી શકવાના નથી. અને આપણે ત્યાંજઇશું નહી અને દેશદ્રોહીઓ એમાં ઘુસી જશે તો કશું નુકશાન થવાનું નથી. હું કદી ચુંટણીમાં ઉભો રહ્યો નથી પણ અનુભવે મને માલમ પડયું છે કે, ધારાસભામાંથી બહાર આવવું એના કરતાં ધારાસભામાં જવાનું કામ મુશ્કેલ નથી. હું દીવાનો છું, મારો ભાઇ શાકતઅલી બીજો દીવાનો છે અને ગાંધી બધા દીવાનાઓનો સરદાર છે. માછીમારો વાદળાં પકડવા ધુમસમાં બેઠા હતા પરંતુ તેઓ એક પણ વાદળ હાથ કરી શકયા નહોતા તેની પેઠે આ આ ધારાસભાવાદીઓ કશો લાભ ઉઠાવી શકવાના નથી.

## શ્રીનીવાસ આયંગરનો વળતો જવાબ.

શ્રીનીવાસ આયંગરે ઠરાવ પરની ચર્ચા સમેરી લેતાં જણાવ્યું હતું કે, કમીશનનો બહીષ્કાર કરવાની બાબતમાં કોઇનો વીરોધ નથી. સ્વામબાબુનો સુધારો આફત સમાન નીવડશે. હું શાહી કમીશનનો રાજકીય બહિષ્કાર કરવા માગું છું અને પ્રજા ધાર્મીક અસહકાર પ્રકાસમના સુધારા પ્રત્યે મારી દીલસોજી છે. પરંતુ સબજેકટસ કમીટીએ એ શબ્દો ઉમેર્યા છે અને

સભાએ તેનો નીર્ણય કરવાનો છે હું બીજા સુધારાનો વીરોધ કરૂં છું. હું સભાને મારો ઠરાવ એકમતે સ્વીકારવાની અરજ કરૂં છું.

જ્યોર્જ જોસફનો સુધારો મત લેવાતાં ઉડી ગયો હતો. મી૦ પ્રકાશમના સુધારા પર મત લેવાતાં હા ના'ના પોકારો થઇ રહ્યા હતા. સુધારાના દેશી ભાષામાં તરજુમા કરી સમજાવવાની ડેલીગેટોએ માગણી કરી હતી. આપી ડૉ અનસારીએ માંચડા પર જઇ હીંદી ભાષામાં સુધારા સમજાવ્યા હતા અને તે પછી તેલુગુ અને તામીલ ભાષામાં સમજાવવામાં આવ્યા હતા. મી* પ્રકાશમનો સુધારો રદ ગયો હતો તે પછી શ્યામસુંદર બાબુનો સુધારો રદ ગયો હતો.

શભાએ તે પછી શ્રીનીવાસ આયંગરનો કમીશનનો બહીષ્કાર કરવાનો ઠરાવ એકમતે પસાર કર્યો હતો.

બીજા દીવસની બેઠક પુરી.

## ત્રણ હજાર ડેલીગેટો.

કોંગેસની બેઠકમાં લગભગ ત્રણ હજર ડેલીગેટોએ હાજરી આપી હતી, અત્યાર સુધી મળેલા વીગતો મુજબ પ્રાંતવાર આંકડાંઓ નીચે મુજબ છે;—

આંધ્ર ૪૬૦, તામીલ ના, ૩૯૬, કેરળ ૩૮૦, જોડયા પ્રાંત ૮૨૪, કરનાટક ૧૯૦, બંગાળ ૧૮૭, પંજાબ ૧૮૮, હીંદુસ્તાની સી. પી. ૧૧૧, બીહાર ૧૬૫, મહારાષટ ૧૦૧, ઉતકલ ૧૩૬ અજમેર ૪૦ બરમાં ૩૫, સીંધ ૩૦, મુંબઇ ૧૭, આસામ ૧૪, બીરાર ૧૧, દીલ્લી ૧૧, મરાઠી સી. પી. ૧૦, ગુજરાત ૬.

# કોંગરેસની પુર્ણાહુતી.

## આવતી કોંગરેસ બંગાળમાં ભરવામાં આવશે.

મદ્રાસ, ૨૮ મી ડીસેમ્બર.

આજ દીને સવારના ૯ કલાકે હીંદી નેશનલ કોંગરેસ ખુલ્વી મુક્તા પહેલી પ્રમુખે દક્ષીણ આફ્રીકા અને પૂર્વ આફ્રીકાને લગતા ઠરાવો રજુ કીધા હતાં જે કોંગરેસે એકમતે પસાર કીધા હતા.

શ્રીમતી સરોજીની નાયડુએ તે પછી હીંદુ મુસ્લીમ એકસંપી વીષેનો સબ જેકટસ કમીટીએ મંજુર રાખેલો ઠરાવ રજુ કર્યો હતો.

શ્રીમતી સરોજીની નાયડુએ જણાવ્યું હતું કે આ ઠરાવ આપણા ઇતીહાસમાં એકજ નવું પ્રકરણ ઉઘાડનારો છે. આપણે જાહેર કરેલા સ્વતંત્રતાના ધ્યાના આ ઠરાવથી પાયો નંખાશે, આ ઠરાવ સ્વતંત્રતા અને એકસંપીનો મેગનાકારટા ન હોય તો સુલેહપર્ણતાનો મેગનાકારટા અવશ્ય છે. આ ઠરાવથી દેશમાં કોમી ઝઘડાનો અંત આવશે આ ઠરાવ છેવટનો નથી; પરંતુ બંને પક્ષને 'રૂકજાઓ' કરી ઠંડા પાડનારો છે. માણસાઇની આ પળે હું જણાવીશ કે આ ઠરાવની રચનામાં કશું કોમી તત્વ નથી. (સાંભળો સાંભળો.) હું ધર્મ અને કોમથી પર છું, અને મારે મતે તો ગુલામીમાંથી છુટકારો મેળવવા જેવો બીજો કશો ઉત્તમ ધર્મ નથી, સ્વતંત્રતાનો ઠરાવ પસાર કર્યા પછી આવો ઠરાવ રજુ કરતાં મારા મનમાં શરમની લાગણી ઉત્પન્ન થાય છે. પરંતુ આ ઠરાવ હીંદુ મુસ્લીમ એકસંપીને મજબુત કરશે અને સ્વતંત્રતાની ગેરંટી આપશે. શ્રીમતી સરોજીની નાયડુએ તે પછી ઠરાવને કલમવાર સમજાવી એકમતે પસાર કરવાની વીનંતી કરી હતી.

મૌલાના અબુલ કલામ આઝાદે ઠરાવને ટેકો આપતાં ઉર્દુમાં બોલતાં જણાવ્યું હતું કે બંને કોમોને પોતાના તફાવતોનો મેળ આણવો પડશે. ઇસ્લામમા બીજાઓની ધાર્મિક લાગણીને માન આપવાનું જણાવેલું છે, બંને કોમની ફરજ દેશનું કલ્યાણ શામાં રહેલું છે તે જોવાની છે. મહાસભાના મત પ્રમાણે મુંબાઇ ઇલાકાથી સીંધને છુટો પાડવો જોઇએ. રાષ્ટ્રીય પ્રગતીના માર્ગમાંથી જ્યારે કોમી મતદારીના દેખાવ દુર થશે ત્યારે દેશ સાચી પ્રગતી સાધી શકશે. એકતાનાસવાલનો જવાબ વાળતાં મૌલાના આઝાદે

જણાવ્યું હતું કે હીંદુઓને મસીદ આગળ વાજાં વગાડવાનો પુરો હક છે અને હીંદુઓએ પોતાના મુસ્લીમ ભાઇઓના ધાર્મિક હકને પણ માન આપવું જોઇએ.

મી૦ ગઉરીશંકર મીશ્રે ઠરાવપર બોલ જણાવ્યું હતું કે આપણે બધા સ્વતંત્રતા પ્રાપ્ત કરવા હીંદુ મુસ્લીમ સંપી સ્થાંપવા માગીએ છીએ, પરંતુ કોમીવાદ અને સ્વતંત્રતા સાથે રહી શકે નહી, કોમોને માટે બેઠકો અનામત રાખીને આપણે રાવાદનો ભોગ અંગત કારભાર એમની પ્રજા તેમજ તેમને પોતાને માટે નુકશાન કરતા છે. દેશી રાજયોની પ્રજા પ્રજાકીય સંસ્થાઓ દ્વારા જવાબદાર રાજતંત્રની માગણી કરે છે.

મી૦ સત્યમુર્તીએ ઠરાવને ટેકો આપત જણાવ્યું હતું કે, આ ઠરાવ એ બ્રીટીશ હીંદના ગુલામ હીંદીઓનો દેશી રાંજયોના ગુલામ હીંદીઓપરનો એમની લડતમાં સહાનુભુતી ઇચ્છનારા સં શ છે. હું દેશી રાજાઓને નીઝામ હૈદ્રાબાદ, નાભાના અને ભરતપુરના મહારાજા તરફ બ્રીટીશ રાજ્યે ચલાવેલી વર્તણુંક યાદ રાખવા જણાવીશ. તેઓ રેસીડંટોના હાથમાં રમનારા માત્ર રમકડાં છે. રાજાઓએ યાદ રાખવું જોઇએ કે તેમનું ભાવી પ્રજાની લાગણી પર નીરભય છે. તેમણે પોતાના રાજ્યોમાં જવાબદાર રાજતંત્રની સ્થાપના કરવી.

મી૦ જગતનારાયણલાલે ઠરાવનો વીરોધ કરતાં જણાવવુ હતું કે, ગઉવધ અને બીજાં સંબંધન [illegible] નવી ગુંચવણો પેદા થશે એ કલમમાં જુદા જુદા અર્થ તારવામાં આ[illegible]. શ્રીમતી સરોજીની નાયડુએ ઠરાવનો બીજાઓ તારવે છે તેનાથી જુદો અથ બતાવ્યો છે મને જણાવવામાં આવે છે કે ગોવધ અને વાજાં વગાડવા સંબંધમાં બંને કોમ પોતાના હકો ધરાવે છે. પરંતુ આ બાબતમાં શ્રીમતી સરોજીની નાયડુ અને મઉલાના આઝાદે જુદી જુદી વસ્તુ તારવી છે. મને લાગે છે કે આ ઠરાવો ગામડાંમાં સ્વીકારાશે નહીં અને ત્યાં કંકાસ ચાલુ રહેશે. (ના ના પોકારો) હું મહાસભાની [illegible] માન આપું છું, પણ આ ઠરાવથી એક મુસલમાન ગઉવધ કરવાના પોત ના હકનો દાવો કરશે. પરીણામે મારામારી થશે. શ્રીમતી સરોજીની નાયડુ, મહાત્મા ગાંધી માલવીયા કે મુંજે આ ઠરાવને છેવટના સમાધાની જેવો [illegible]ણતાં નથી. તો પછી ગૌવધ કરવા નો હક સ્વીકાર[illegible] આ[illegible] [illegible]તા બતાવાય છે? મહાસભાએ તો ખરી રીતે ગોવધ બંધ થાય તેમ કરવું જોઇએ તેને બદલે ઉતેજન આપવું ઘટતું નથી. શું મુસલમાનો જાણતા નથી કે હીંદુઓ ગાયને લોકની માતા સમાન ગણે છે.

મી૦ શાર્દુલસીંગે ટીકાઓનો જવાબ વાળતાં જણાવ્યું હતું કે આ મહાન સવાલપર બધાઓને પસંદ પડે તેવો ઠરાવ આણવાનું કામ મુશ્કેલી ભર્યું અને અશકય છે. ઠરાવ કોમી મતદારીને બદલે એકત્ર મતદારો માંગે છે અને બંને કોમને સલાહ સંપથી રહેવાની અરજ કરે છે. આ બાબતો લોકો પર છોડવી જોઇએ અને તેમ થતાં સમાધાની થશે. આથી હું આ ઠરાવને અંતઃકરણપુર્વક ટેકો આપું છું.

મી૦ સેનગુપ્તાએ પોતાના જુસ્સાદાર ભાષણમાં ઠરાવની વીરૂદ્ધ પડનારાઓની દલીલોનો રદીયો આપ્યો હતો. તેમણે જણાવ્યું હતું કે આ ખરૂં છે કે મહાત્માગાંધી, પં૦ માલવીયા અને ડૉ૦ મુંજે ઠરાવથી સંતોષ પામ્યા નથી મું ઉમેરીશ કે હું પોતે પણ તેથી સંતોષ પામ્યો નથી' આ ઠરાવ લાવવાનું કારણ તે કલકતાના નીર્ણય ઉપર પુનિતારારૂપ છે કેમકે તે વાંધાઓ નીર્ણય માટે નવું સુત્ર રજુ કરે છે. તે ઠરાવ દરેક કોમના સદભાવ ઉપર વાતને મેલે છે અને નહિ કે પોલીસ કે લશ્કરને વચ્ચે લાવે છે. હું આ વાત પર ભાર મેલું છું કે આ ઠરાવથી મુસલનોના ગોવધના દાવાની કે હીદીઓના મસજીદ આગળ વાજાં વગાડવાના દાવાની પીછાન કરવામાં આવી નથી, ફકત જે ખરૂં છે તે તેમાં જણાવેલું છે શું આ ખરૂં નથી કે બંને કોમો આ દાવા આગળ કરે છે? ઠરાવ સાથી કોમનો દાવો સ્વીકારવાનું જણાવતો નથી કેમકે તે મુસલમાનો અને હીંદુઓને સામાની લાગણીને માન આપવા પોત પોતાની કોમનાં સભ્યો તે અપીલ કરવાનું જણાવે છે. જો આ નીર્ણયે નહિ તો સરકારી રીતીએ આપણે કામ લેવા ચાહીએ છીએ? સરકાર એક દીવસ હીંદુઓને ગાબડી મુસલમાનોને તમાચો મારે છે અને બીજે દિવસે તેથી ઉલટું કરે છે. શું આપણે પણ તેમ કરશું? રાષ્ટ્રીય છુટાપણું મેળવવાનો તો આ માર્ગ નથી. ખરો માર્ગ આ ઠરાવ સુચવે છે, જો આપણે આપણું રાજદ્વારી કાર્ય આગળ ધારવા માંગતા હોઇએ વધુ કોમી લાગણીને તીક્ષણ થાય ત્યાં સુધી થોભવા માંગતા ન હોઇએ, જો લોર્ડ બર્કનહેડનો અપમાનકારક ચેલેંજનો યોગ્ય જવાબ આપવા માગતાં હોઇએ તો આપણે આ ઠરાવ સ્વીકારી તેનો અમલ કરવાના કામમાં લાગવું જોઇએ.

ઠરાવને મી૦ સત્યમુર્તિએ ટેકો આપ્યો હતો.

ડૉ૦ ચોઇથરામે સીંધને ઈલાકાથી છુંદું પાડવાની દરખાસ્તનો વીરોધ કર્યો હતો.

મી૦ સીધવાએ તેને ટેકો આપ્યો હતો કે સીન્ધને છુટું પાડવું તો તેના લાભનું છે, સીન્ધને છુટું પાડવા માટેની ચળવળ લંબાણ વખતની છે અને હાલ જેઓ ને છુટું પાડવાની વીરૂદ્ધ છે તેઓ તેમાં પુર્વે સામેલ હતા. મુસલમાનોને રાજી રાખવા સીન્ધનો ભોગ અપાય છે એ સુચના વખોડી કહાડવા લાયક છે.

પં૦ માલવીયાએ હીંદીમા ઠરાવ રજુ કરતાં તેનુ પથકરણ કર્યું હતું અને જણાવ્યું હતું કે સ્વરાજ્ય પ્રાપ્તીનો તે એકલો માર્ગ છે. ગાવધના સંબંધમાં હીન્દુઓની લાગણી સમજવા મુસલમાનોને અપીલ કરતાં એક પણ ગાયનો વધ ન કરવા તેમને વીનંતી કરી હતી. હીંદુઓને તેમણે અપીલ કરી હતી તેઓએ મુસલીમ લાગણીને માન આપી મસજીદો આગળ ક્યારે પણ વાજાં વગાડવા નહી. મહાત્મા ગાંધીએ સ્વરાજ એક વરસમાં મેલવી આપવાનું વચન આપ્યું હતું પણ તેમને નીષ્ફળતા મળી હતી, પણ જો આ ઠરાવ પસાર થઇ તેનો અમલ થયો તો બે વરસમાં સ્વરાજ પ્રાપ્તી થશે. પંડીતજીએ સ્વરાજની વાખ્યા કરતા જણાવ્યું કે કેદી અંગ્રેજો જ્યાં સુધી સઘળી કોમોનો તેમાં સુંપુર્ણ હીસ્સો રહેશે.

મઉ૦ મહમદઅલીએ અંગરેજીમાં અને હીંદીમાં ભાષણ કર્યું હતું જે વેલાતાળીઓના અવાજેથી વધાવી લેવામાં આવતું થતું, ભાષણનો તામીલમાં પણતરજુમો કરવામા આવ્યો હતોસાયમન કમીશનને મોકલાવીઆપ વા માટે આપણે મી૦ બાલ્ડવીન અને લોર બર્કનહેડનોઆભાર માનશું. તેણે આપણને વધારે જાગ્રત કરયા છે. અને હવે આપણે આશાજનક થયા છીએ કે કોઇ પણ મજુર સરકાર હોય તો પણ તેનો આપણે ભરોસો કરી શકીએ તેમ નથી. અને હવે આપણે હીંદુઓ અને મુસલમાનો એક બીજાનો વીશ્વાસ કરતા થયા છીએ (તાળીઓ) ઠરાવપર મત લેવામાં આવતાં તે વધુમતે પસાર થયો હતો માત્ર બે જણ રૂમમાં મત આપયો હતો.

ડેલીગેટોની ફી રૂ, ૧ થી વધારી રૂ. ૫ ની રાખવાનો સબજેકટસ કમીટીનો ઠરાવ મહાસભાએ રદ કર્યો હતો,

આવતી બેઠક કલકત્તા ખાતે ભરાશે,

# કચ્છી પ્રજાકીય પરીષદ.

## રીસેપશન કમીટીના ચેરમેન મી૦ પુરૂષોતમદાસ ધનજીનું ભાષણ.

કચ્છ માંડવી ખાતે ભરાયલી બીજી કચ્છી પ્રજાકીય પરીષદની રીસેપશન કમીટીનાં ચેરમેન મી૦ પુરૂષોતમદાસ ધનજીએ આપેલું ભાષણ નીચે મુજબ છેઃ—

કચ્છના માનવંત મહેમાનો, પ્રતીનીધી ભાઇઓ સનનારીઓ અને સદગ્રહસ્થો.

આપ સઉને આજ આ પુરાતન માંડવી શહેરમાં આવકાર આપતાં મને અત્યંત આનંદ થાય છે. કચ્છી જનતાની શાક્ષાત મુર્તીરૂપ પરીષદ દેવીની પધરામણી ગઇ સાલ મુંબઇમાં થઇ હતી, એ આપ સઉ જાણો છો પણ મુંબઇ ગમે તેટલું મોટું મથક હો, તેના વઇભવવરૂધીમાં કચ્છીઓનો ગમે તેટલો ફાળો હોય તેમાં કચ્છી વીરપુરૂષો ગમે તેવા અનમાનીત હોય, પંકાયેલા હોય; વગવાળા હોય તોપણ તે કચ્છ તો નથીજ. કચ્છની પ્રજા સમસ્તના મુખ અને મગજરૂપ આપણી આ પરીષદની ખરી મહત્વતા, ખરી શોભા ખરી શકતી તો કચ્છમાંજ સંભવે અને ઉદભવે, અને માટેજ મારા મીત્ર અને કચ્છના અન્ય પ્રજાસેવક ગોકુળદાસ ભાઇ અને બીજા પણ કચ્છના મુંબઇ ગયેલા પ્રતીનીધીભાઇઓએ મળી ગઇ પરીષદમાં આ સાલની માટે કચ્છમાં આમંત્રણ કર્યું હતું. કચ્છનું આમંત્રણ કચ્છના મુખ્ય મથક, મુખ્ય બંદર માંડવીએ માથે લીધું તે સાહસ નાનુસુનું નથી. અમને અમારી ન્યુનતા અમારી સાધન રહીતતા અમારી બુદ્ધીં શકતીની ખામીઓની સંપુર્ણપણે માહીતી છે, અને તેથીજ આ સાહસ અમને ભારે લાગતું હતું. પણ કહેવાને અત્યંત સંતોષ થાય છે,—અને કંઇક આત્મશ્લાઘાનો દોષ વહોરી કહી દેવાનું મન થાય છે કે માંડવીના મારા સંચાલકોના સહરૂદય સહકારથી; તેમના ઉત્સાહ, ઉમંગ ઉદારતાથી, આ સાહસ પાર પડયું છે. પરીષદ દેવીનાં પગલાં આજ અમારા આંગણે થવા પામ્યાં એજ માત્ર અમારૂં અંતઃકરણ પ્રફુલ્લ કરવા, અમારાં રૂએ રૂઆમાં આનંદ વીકસાવવવા બસ છે; અને એ આનંદની ઉરમીમાં, એ હરૂદયના આવેશના ઉમળકામાં, આપને

હું કચ્છના સ્વાગત મંડળવતીથી, કચ્છ તમામની જનતાના નામથી, દેશ-પરદેશથી આવનાર પ્રત્યેક પ્રતીનીધી ભાઇને પુઃન આવકાર આપું છું. પ્રગતીમય પરદેશમાં વસનાર આપ ભાઇઓમાંના ઘણાઓને અમારા આતિથ્યમાં જરૂર ખામી લાગી હશે, અમારા સત્કાર કાર્યમાં જરૂર ઉણપ જણાઇ હશે. જો એમ હોય તો તેમાં દોષ અમારા હરૂદયનો નહીં, પણ અમારા સાધન અભાવનો માનજો. અમે જાણીએ છીએ કે જોકે અમે અમારાથી બનતુ કરવા દરેક પ્રયાસ કર્યો છે, તો પણ તે સર્વાંશે સંતોષકારક નહીં હોય. પણ આપ સઉ ભાઇઓએ જે ઉત્સાહર્થી, જે દેશભકતીની લાગણીથી, જે પ્રજા પ્રેમથી સેવા ભાવથી અહીં આવવા, કચ્છની મુસાફરીના અવર્ણ્ય સંકટો ખમવાં તસ્દી લીધી છે, તેજ અમારી ખામીઓને દરગુજર કરવાનું આપને શીખવશે. અમારી આપ સમક્ષ નરમ વીનંતી છે કે આપને જો કંઇ કશી ઉણપ લાગી હોય તો તેની ક્ષમા કરજો.

મેં હમણાંજ કહ્યું કે આપને કચ્છ તમામન જનતાના નામથી આવકાર આપું છું, તે અક્ષરશ ખરૂં છે, માંડવીએ કચ્છમાં શ્રી કચ્છી પ્રજાકીય પરીષદના સત્કારકર્મનું સાહસ માગી લીધું તે કચ્છ તમામના સહકારની ખાતરી તેમજ સદભાગ્યને આધારે લીધું હતું, આજની આ પરીષદ જેમ કચ્છની જનતા માત્રની સંસ્થા છે; હીન્દુ, મુસલાન; ઉંચ કે નીચ માલદાર કે મુફલીસ; સઉની સામાન્ય અને સરખીજ સંસ્થા છે, તેમ આપ સઉ પરદેશથી આવેલા અમારા પાકમશાળી ભાઇઓ કચ્છ તમામના મહેમાન છે. અમારૂં આ સ્વાગત મંડળ સમગ્ર કચ્છમાંથી મળેલા સભ્યોનું બનેલું છે, અને નહીં કે કેવળ માંડવીવાશીઓનુંજ વાજીંત્ર છે. અને મ્હારે આનંદ સહીત ઉમેરવાની જરૂર છે, અભીમાન સહીત પણ કહેવામાં વાંધો નથી, કે કચ્છને ગામે ગામ શહેરે શહેર, જયાં જયાં પરીષદદેવીના પધારવાનાં વધામણાં મળ્યાં હશે, ત્યાં સર્વત્ર સર્વ કોઇએ પોતાની, યથાશકતી પણ અમને આનંદાવેશથી, સત્કાર કર્યો છે, એ સત્કાર અને સહકારને લઇનેજ માંડવી આજ આપનું આતીથય કરવા ભાગ્યશાળી બની છે. ફુલ નહીં પાંખડી કોઇના સો, તો કોઇના એક. સર્વ ભાઇઓએ સહાનુભુતી જણાવવામાં પાછી પાની કરી નથી. માંડવી વતીથી, માંડવીના મહારા સહાનુભુત સહધર્મીઓ તરફથી, હું અત્યારે માંડવી સિવાયનીએ તમામ કચ્છી જનતાનો દીલોજાનીથી આભાર માનું છું. અને સાથે અમારા એ કચ્છના અન્ય તપાસ સહકારી, સહધર્મીભાઇઓને ભુજના, અંજારના.

અબડસાના. વાગડના સજ્જનોને–ખાતરી આપું છું કે જે સદભાગ્ય આજ આપણને માંડવીમાં પ્રાપ્ત થયું છે, પરીષદ દેવીની પધરામણી કરવાનું જે પુણ્ય આજે અમને આ શહેરમાં મળ્યું છે; અને કચ્છના શુરવીરોની ઓળખાણ અને આતીથ્ય કરવા તક મળી છે, તે જ્યારે પણ કચ્છના બીજા કોઈ પણ મથકને મળશે. ત્યારે માંડવી જરૂર તેમાં તેટલોજ સહકાર કરશે અને આપને એટલોજ સહકાર આપશે.

સજ્જનો, માંડવીની આજની પરીસ્થીતી જોઇ આપ એની આગલી જાહોજલાલી વીસરતા નહીં. ભરૂચ ભાગ્યું તો પણ ભરૂચ; માંડવી અત્યારે દુઃખદ અવસ્થાએ દેખાય છે. છતાં માડવી સદાએ એવા નીસ્તેજ સ્થીતીમાં નહોતી. સંવત ૧૬૩૬ માં એટલે કે ઇ. સ. ૧૫૮૧ મા હાલના કચ્છના રાજયવંશમાં નહોતી, સંવત ૧૬૩૬ માં એટલે કે ઇ. સ. ૧૫૬૧ મા હાલના કચ્છના રાજયવંશના આદ્યનરેશે માંડવી પ્રથમ વસાવી, તૈયારથી તે લગભગ ૫૦ વરસ ઉપર એ કચ્છનું મુખ્ય મથક; મોટામાં મોટું શહેર દેશોદેશ વીખ્યાત બંદર હતું. જ્યાં આજ રેતીના ઢગ છે, ત્યાં એકવાર ધીકતા ગોદામ અને વખારો હતાં. જ્યાં આજ ધુળે ઢંકાતી રૂકમાવતીની લગભગ ખાલી નાળ છે, ત્યાં એશીયા અને આફ્રીકાના અનેક બંદરોથી આવતા હજારો સફરી વહાણો રહેતાં. માંડવીના ખોજા અને વહોરા, ભાટીઆ અને વાણીઆ, ગોંસાઇ અને ગરાસીઆઓ, સહાસીક તેમજ સમૃધીવાન, ઉદ્યોગી એટલાજ ટેકીલા વેપારી હતા, વણજારા હતા. આજે એ નામાંકિત નરવીરો દેશવરો લઇ બેઠા છે. તેના કુટુંબ કબીલાના ઘરગરાસો અને વાડી વજીફા ધણીની ગેરહાજરીમાં નીસ્તેજ થઇ વપરાસ વીનાના પડયાં છે. કચ્છ તમામની ભુતકાળની જાહોજલાલીનું માંડવી પણ એક નમુનો છે. જેમ કચ્છ એકવાર પશ્ચીમની પાદશાહત કહેવાતું, તેમ માંડવી પણ એકવાર હીંદુસ્થાનના વીશ્વ વીખ્યાત ઇતીહાસમાં મશહુર બંદરોની હરીફાઇ કરતુ. હજી પણ આ શહેર કચ્છના બીજા અન્ય શહેરો કરતાં વધારે સમૃધીવાન છે. કચ્છ રાજ્યની તમામ મહેસુલમાં લગભગ એક ચતુર્થાંશ ભાગ જેટલો ફાળો માંડવી તાલુ... ... . . કચ્છ પણ આજ દુર્દશાએ પહોંચ્યું છે તે આપ સઉથી અજ્ઞાન નથી, કારણ એ દુર્દશાના કારણો વીચારવા તેમજ તેના ઉપાયો યોજવા આપ સઉ અહીં એકત્ર મળ્યા છો. માંડવીનું પણ તેમજ સમજવું કચ્છની અધોગતીમાં માંડવીની અધોગતી સમાઇ જાય છે. કચ્છની ઉન્નતીમાં માંડવીનાં અહોભાગ્ય આપ મેળેજ આવી જશે.

અહીં માંડવીમાં પરીષદ ભરવાને અમને માત્ર એકજ ખાસ આનંદનું–મહોટાઇ કહો તો મહોટાઇનું કે વડાઇનું—કારણ છે. મુંબઇમાં મળેલી પરીષદ પ્રતીનીધી મંડળની સલામ લેતાં ખુદ્દ નામદાર મહારાઓશ્રીના ઉદ્દગાર કહાડયા હતા કે એ પરીષદ કચ્છી—જનતાની ખરેખર પ્રતીનીધીરૂપ કહેવાય કે? અમને તો એમાં સંદેહ છે.

પરીષદને ચર્ચવાના વીષયો; પ્રજાની હાડમારી અને મુશ્કેલીનાં કારણો તેમજ તે દુર કરવાના ઇલાજો સંબંધી અત્રે મ્હારે ખાસ વીવેચન કરવા અગત્ય નથી. કચ્છ દેશની અવનતીનાં કારણો તપાસી કચ્છી પ્રજાની હાડમારી કે મુસીબતોનું અધ્યયન નીરીક્ષણ કરી દેશ અને પ્રજાનો પુનઃ વીકાસ અને ઉન્નતી કરવા આપણી આ શ્રી કચ્છી પ્રજાકીય પરીષદ યોજાઇ છે. એટલે એમાં આપ સઉ મળી તે ચચ , અને એ દ્વારા તે પ્રદર્શીત કરશો અત્યારે આ સ્થળે મારે તે પર સમયવ્યય કરવો યોગ્ય નથી. અને ઇચ્છા પણ નથી. છતાં એકાદ બે ખાસ મુદ્દાપર લક્ષ ખેંચવા વીના રહેવાતું નથી પરીષેદનું ધ્યેય અને બંધારણ પણ હજુ સુધી પ્રજામાં સર્વાંશે સમજાયાં લાગતાં નથી. શ્રી કચ્છી પ્રજાકીય પરીષદ એ આપણી આ સંસ્થાનું નામ છે, અને તે નામાનુસાર તેના ગુણ છે. સમસ્ત કચ્છી પ્રજાની તે પરીષદ છે. એમાં ઢેડ કે ભંગી બ્રાહ્મણ અબ્રાહ્મણ. વાણીઆ કે ભાટીઆ હીંદુ, કે મુસલમાન સઉને સમાન સ્થાન છે. હીંદની પચરંગી વસતીની વીધવીધ જાતો અનાદી કાળથી સાથે રહેતી આવી છે. અને આજે પણ સ્વાથ લોકની પ્રપંચજાળ બાદ કરીએ તો તે સલાહ સંપથી સાથે રહેવા આતુર છે, અને મથે છે. કહેવાને આનંદ અને મગરૂરી થાય છે કે કચ્છમાં તો કોમી ઝઘડાનું નામ નીશાન પણ નથી; અને તેની સાબીતી માગતાં હો તો તપાસો અમારી સ્વાગત સમીતી અને જુઓ અમારૂં અધીકારી મંડળ. આમા બત, આ સભામાં આજે આપણા અત્યંજ ભાઇઓ નથી, તેથી કદાચ આપનામાંના કોઇને મારાં આ વાકયો અતીસયોકતીમય કે યથાર્થ લાગે, જવાબમાં હું એટલુંજ કહીશ કે કચ્છમાં હજુ જુના વીચારનું પ્રાબલ્ય છે, તેથી તે જુના વીચારવાળાને પણ આપણા અંત્યજ ભાઇ પ્રતી લાગણી નથી એમ માનવા કારણ નથી, અને વધારામાં હું આ સ્થળેથી આપને ખાત્રી આપવા ચાહું છું કે અમારામાંના કેટલાક, સ્થાનીક તેમજ બહારના આગેવાનોમાંથી ઘણાઓને અંગત દીલસોજી છે. સહાનુભુતી છે. છતાં પરીષદનું કચ્છમાં આ પહેલુંજ અધીવેશન હોવાથી તેમજ કચ્છની જનતા-

આં હજી જુના વીચારનુ પ્રાબલ્ય હોવાથી અમારી ઇચ્છા હોય કે ના હોય પણ દેશકાળના સાનુકુળ-પ્રતીકુળ સર્વ સંજોગોને વીચાર કરી લાચારીથી અમારે એવા નીશ્ચયપર આવવું પડયું છે કે હાલ તુરત તો અત્યંજ ભાઇઓ એકઠા થઇ શકશે નહિ અમોએ યોજનાના હીમાયતી નથી કે જેથી અત્યંજોને એકવાર દાખલ કરી પછી તેમનું અત્યંજત્વ સર્વાંશે દેખાડી તેમનેજુદાં વાડામાં બેસાડી તેમનું હડહડતું અપમાન કરવું આજે અહી અત્યંજો નતી. પણ ખાતરી રાખશો કે જ્યારે અહી એ ભાઈઓ આવશે. જ્યારે આ નવી જાતના મહાજન મંડળમાં એ ભાઇઓ ભાગ લેશે ત્યારે અત્યંજ તરીકેજ નહી, અદના તરીકે નહીા પણ કચ્છી તરીકે, ભાઇ તરીકે. મનુષ્ય તરીકે અમારી બાંહેધરી કરનાર વીર તરીકે સરખા સમાન હકના શહેરી તરીકે આવશે કચ્છ આજે એટલું પછાત છે કે તમને કદાચ આવા ‘વા. કયોથી હશાવું આવે પણ એતો કુદરતનો નીયમ છે કે ચક્રનો જ ભાગ છેકજ નીચે હોય તેજ પ્રગતીક્રમમાં પ્રથમ ઉંચો આવે. કચ્છ આજ પતીત દીશામાં છે, પણ તેની આ પરીષદ દેવી પતીતપાવની સમજજો અને તેના ચમત્કારથી, તેના પ્રભાવથી શું નહીં સંભવે તે હું તો માનતોજ નથી.

આથી પરીષદને ફરતા જતા જમાનાના રંગરાગ અનુસાર, પુરાતન કાળના રાજમાનીત મહારાજનું પુર્નજીવન કરી તેને પરીષદનું નવું નામ આપી, આપણે કચ્છી જનતા તમામનું રચનાત્મક, અર્થસાધક સંગઠન કરવા ભાગ્યશાળી બન્યા છીએ. પરીષદના દુશ્મનો તો કોઈ છેજ નહીં; પણ હજુ જે કોઇ ગણ્યા ગાંઠયા એના વીઘ્નસંતોષીઓ બાકી રહ્યા હોય, અથવા જે સ્વભાવતજ આડી આંખે ઓછું જોનાર હોય અધુરી બુદ્ધીએ આડું સમજનાર હોય, તેને દ્વેષભાવે નહી તો ટીકાકાર બુદ્ધીએ કહેતાં સાંભળ્યા છે કે પરીષદે અત્યાર લગીમાં કર્યું શું ? એ સવાલનો સી ધોજ જવાબ, અમોઘ ઉત્તર, તો આપ આજ અત્રે મળેલ મેદનીજ આપે છે. જેને આ સ્થુળ દરશયનો સુક્ષ્મ આંતરીક અર્થ ન સમજાતો હોય, તેને મારે કહેવાની ફરજ પડે છે કે, પ્રજાના દુ:ખદરદો રજુ કરનાર હીનદની બીજી તમામ સંસ્થા સાથે જો મુકાબલો કરશો તો કચ્છની આ આપણી પ્રજાકીય પરીષદે એક વરસના ટુંક અરસામાં બજાવેલી સેવા કોઇ રીતે કમી નહીં લાગે. મારા નમ્રર અભીપ્રાય પ્રમાણે એક વરસની ટુંક હૈજીંદગીમાં પરીષદે ઘણું કર્યું છે. આજની આ બીજી બેઠક પણ પહેલી પરીષદના પ્રતાપને આભારી છે. કચ્છના એક સ્થાનીક વતની તરીકે મારા અનુ-

ભવથી કહું છું કે પહેલી પરીષદ મુંબઇમાં ભરાયા પછી, તથા તેનું પ્રતી-નીધી મંડળ નામદાર મહાજશ્રીની મુલાકાતે કચ્છમાં આવવાથી પ્રજામાં પ્રજાકીય જુસ્સો કંઇક અંશે આવ્યો છે. પ્રજા પોતાના દુઃખોના પોકાર પરીષદવારા કરતાં શીખી છે, પ્રજાના નેતાઓમાં પણ બેધડકપણે પ્રજાના પોકારો રજુ કરવાની તાકાત આવી છે. આ બધું પહેલી પરીષદને આભારી છે.

હજુ તો આ આપણી પ્રજાકીય સંસ્થા નાનકડી બાલીશ અવસ્થામાં છે. જેમ એક વરસના બાળક પાસેથી દોડવાની આશા રાખી શકાય નહી. તેમ એક વરસ ઉપર જનમ પામેલી આ પ્રજાકીય સંસ્થા પાસેથી, આપણાં બધાં દુખો નીવારણ કરવાની આશા રાખી શકાય નહીં એ વાત તો આપ સરવે ભાઇઓ સહેલાઇથી સમજી શકશે.

એવી કોઇપણ રાજકીય સંસ્થા નથી કે જેણે એકજ વરસમાં બધું કર્યું હોય. રાજકીય લડતમાં નાસીપાસ થવાનું કારણ નથી આપણી આ પરીષદે સમગ્ર કચ્છીઓને જાગ્રત કર્યા છે. (આફ્રીકાથી બરમા સુધીની જગે જગ વીખરાયેલી કચ્છી પ્રજાના આમ એકત્ર કરી એક અવાજે ખુદ કચ્છી પ્રજાના દુઃખ નીહાળી દુર કરવાનું સામટું સુઘટ સાધન મળ્યું છે. એ કાંઇ નાનું સુનું પરીણામ નથી.) એકજ વરસમાં પરીષદના પ્રતીનીધી મંડળે નામદાર મહારાવશ્રીની મુલાકાત લઇ પ્રજાના દુખોની, દેશની દુરદશા સંબંધી રીતસર. અદબસર પણ બેધડકપણે નામદાર કચ્છનરેશની હજુરમાં ફરીઆદ કરવાનો હક મેળવીને પરીષદે, તેના કાર્યવાહકોએ જરૂર એટલું તો કરી બતાવ્યું છે કે જેથી પ્રજાને તેમાં વીશવાસ બેસે, લોકોને તેથી આશાનો ઉદય થાય અને આગળ વધીને કહું તો એ પ્રજાકીય નાવનું સુકાન ધરા-વનાર કાર્યવાહકો માટે પ્રજા અહેશાનમંદ બને. હીંદની રાષ્ટ્રીય મહાસભા અને તેમાં ગાજનારા મહારથીઓ આજ લગભગ અર્ધી સદીથી પ્રજાકીય લડત ચલાવી રહયા છે. તેનું આજ લગીર દેખીતું, વાસ્તવીક પરીણામ શું છે ? વડોદરાની આપણા કરતાં વધારે કેળવાયેલી, વધારે બળવાન, વધારે સમુધીશીલ પ્રજા આજ પાંચ સાત વર્ષોથી જાગરૂતી કરી રહી છે. પ્રજાનાં દુઃખો રડી રહી છે; હકકો માગી રહી છે. પણ હજુ તો તેનું તમામ કથન અરણ્ય રૂદનની ઉપમાને સર્વથી લાયક લાગે છે. એના પ્રમાણમાં આપણી આ નાનકડી બાલીશી, કચ્છી પ્રજાકીય પરીષદે માત્ર એકજ વર્ષના અસ્તીતવમાં પણ શું નથી કર્યું ? પ્રજામાં જાગ્રતી

આણી તે એટલી હદ લગી કે આફ્રીકાથી બરમા સુધીની જગેજગ વીખરાયેલી કચ્છી પ્રજાને આજ આમ એકત્ર કરી, એક અવાજ ખુદ કચ્છની પ્રજાનાં દુઃખ નીહાળી દુર કરવા પ્રયાસ કરવાનું સામટું સુઘટ સાધન મળ્યું છે, એ કાંઇ નાનું સુનું પરીણામ નથી. એથી આગળ વધીને કહું તો જે હજુ વડોદરા પ્રજામંડળે નથી સંપાદન કર્યું જે કાઠીઆવાડની રાજકીય પરોષદને નથી મળ્યું, જે હજું હીંદની મહાસભાને પણ સરવમાનય નથી થયું; તે જાહેર પીછાણુ અને મંજુરીઆત આપણી આ પરીષદને મળી ચુકી છે. કચ્છનરેશ બ્રીટીશ સલ્તનતના હીંદી હાકેમો જેટલા પ્રગતીમય હોવાનો દાવો કરતા નથી. એઓ વડોદરાના શ્રીમંત સરકાર સયાજીરાવ ગાયકવાડ જેવા જગ વીખયાત આગળ વધેલા—સુધરેલા—રાજ્યકર્તા હોવાનો દાવો કરતા નથી, પણ જે હીંદના હાકેમો પણ હજુ નીરપવાદે સ્વીકારતા નથી, જેની શ્રીમંત સયાજીરાવને પીછાણુ કરવાની પણ ફુરસદ નથી મળી, તે પ્રજાકીય પરીષદની સલામ અને સલાહ આપણા કચ્છનરેશે પહેલીજ તક લીધી છે, પરીષદનાં પ્રતીનીધી મંડળે નામદાર મહારાવશ્રીની દોઢીએ જઇ દવાર ખખડાવ્યાં, તેને ઉનમત કે અપમાનકારક ઉત્તર આપવાને બદલે જુના વીચારના કહેવાતા આપણા કચ્છ નરેશે પહેલી તકેજ મુલાકાત લીધી છેઃ સનમાન કીધું છે; ફરીયાદ સાંભળી છે; આ શ્વાસને આપ્યું છે; વચન આપ્યા છે; આશા આપી છે. સજ્જનો, હું નથી કહેતો કે નામદાર મહારાવશ્રીનો પ્રતીનીધી મંડળને અપાયેલો ઉતર સરવથા સંતોષકારક છે, હું નથી કહેતો કે માત્ર આપણી ફરીયાદ સાંભળવા જેટલી સલુકાઇ કરી તેમાંજ આપણું પ્રજાકીય દારીદરય ચુર થઇ ગયું. હું નથી કહેવા માગતો કે માત્ર મહારાઓશ્રી સાથે પરીષદના પ્રતીનીધી મંડળની મુલાકાત થઇ તેમાં આપણે સર્વથા કૃતાર્થ થઈ ગયા. પણ હુ આટલું તો જરૂર કહીશ, છાતી ઠોકીને કહીશ, પુર્ણ શ્રદ્ધા અને પકી નીષ્ટાથી કહીશ કે માત્ર એકજ વરસમાં પ્રજાકીય પરીષદે આ જાતની સતાવારપણે જાહેરપણે. નીર્વીવાદપણે. દરબારી મંજુરીયાત મેળવીને; પ્રજાના દુઃખોની અનેદેશની દુરદશા સંબંધી રીતસર, અદબસર, પણ બેધડકપણે, કચ્છનરેશની હજુરમાં ફરીયાદ કરવાનો હકક મેળવીનેપરીષદે•તેના કાર્યવા હકોએ જરૂર એટલું તો કરી બતાવ્યું છે કે જેથી પ્રજાને તેમાં વીશ્વાસ બેસે; લોકોને તેથી આશાનો ઉદય થાય. અને એથી પણ વધારે કહું તો એ પ્રજાકીય નાવના સુકાન ધરનાર કાર્યવાહકો માટે પ્રજા ઉપકારવશ થાય.

સાહેબો, પરીષદનુ આ સ્વરૂપ અને આ કૃત્ય આપની સમક્ષ રજુ કરવાં તેમાં, હું આશા રાખું છું કે કશી અતીશયોક્તી નહી લાગે. મેં હમણાંજ કહ્યું તેમ પરીષદે અત્યાર સુધીમાં જે કર્યું છે, અને ભવિષ્યમા કરવાના જે માર્ગ દેખાડયા છે, તેથી આપણે જે ખરેખર કરવાનું છે તે બધું થઇ રહ્યું એમ સમજવું નથી. પ્રજાકીય હકકની ઇમારતની તો આ પરીષદ માત્ર પાયારૂપ છે. આપણે હજુ કરવાનું ઘણુંએ બાકી છે. એ કર્તવ્ય પર લંબાણુ વીવેચન. કે એનું દીર્ગદરશ કરાવવાનું પણ આ સ્થાન નથી. છતાં એ કચ્છનીવાસી પ્રજા માટે, કચ્છ માંડવીના રહીશ વેપારી તરીકે, મારે એકાદ બે મુદા પર ધ્યાન ખેંચવા વીના ચાલતું નથી. કચ્છની મુલાકાતે એક મહીના પરજ પધારેલા નામદાર વાઇસરોય લોર્ડ અરવીનના શબ્દોમાં કહુ તો જે દેશને નઇસરગી બક્ષેશ પ્રતીકુળ હોય. તેમાં તો ઉલટી રાજયસત્તાની પ્રજાના સરંક્ષણ અને સમૃદ્ધી સાધન સંચય કરવાની બેવડી જવાબદારી રહે છે. કચ્છમા બેશક, કેટલાક નાઇસરગીક સંજોગો પ્રતીકુળ છે. પણ એમાંનો મોટો ભાગ કંઇ આજકાલનો નથી. કર્તાએ ટુંક અરસા પરનો કચ્છ દેશ, અને આજનો કચ્છ દેશ—એમાં કેટલો ફેર ? એક વખત કચ્છી વપારીઓની આંક—આબરૂ જગજાહેર હતી. તેમની હુંડી કયાંય પણ આવતી હતી. આજે કચ્ચની હુંડી હસ્તીમાંથી પણ લગભગ નાબુદ થવા આવી છે. અને કચ્છનું હુંડીયામણ તો અવીશ્રનીયતાના નમુના રૂપ થઇ પડયું છે, એક વખત કચ્છના વહાણવટી દુન્યાના વહાણવટીની પ્રથમ પંકતીએ ગણાતા. આજે વહાણવટાનો ધંધો પણ સમુળો નષ્ટ થવાની અણી પર છે. આ શું સૌ કુદરતના કોપનેજ આભારી છે ? શું આમાં માણસની કારીગરી ચાલતીજ નથી ? શું આમાં રાજ્યની પ્રજાપ્રતી સહ્રદય લાગણી હોય તો દીનપ્રતીદીન વધતી જતી દુર્દશા ન અટકાવી શકાય ? સજ્જનો ખુદ ના૦ વાયસરોયને એમની ટુંક મુલાકાતમાં પણ નોંધ લેવી પડી હતી કે કચ્છનું હુંડીયામણ દેશના ઉદયોગને નુકશાનકરતા છે· લોર્ડ અરવીન કહે છે. અને છેલ્લી યુરોપીયન મહાભારત યુદ્ધ પછીનો ઇતિહાસ—અનુભવ—સીદ્ધ કરે છે કે જે દેશનું ચલણ આંતરરાષ્ટ્રીય નજરે બહુ મોંઘું થઇ જાય, તે ચલણ તે મોંઘવારી માત્રથીજ પોતાના દેશના ઉદ્યોગ વ્યાપારનો જડમુળથી નાશ કરે છે દેશાવરની બજારમા આપણે દેશી માલ ચલણની મોંઘવારીને લીધે મોકલવો પડવડેજ નહી: અને પરદેશી બજાર આમ બંધ થતાં, દેશનો ઉદ્યોગ આમ જાતેજ મરી જાય. કચ્છમાં આજ ઉદ્યોગ જેવી વસ્તુજ નથી રહી એમ કહીએ તો પણ ચાલે. એમા કેવળ રાજસત્તાની બેદરકારીજ

તકસીરવાર છે અને એ મુશ્કેલી એટલે અંશે પાયમાલી કરાવે છે કે જે પળ જાય છે તેમાં એ અતી ગુંચવણ ભરેલો છતાં પણ પ્રજાની સમરૂદ્ધિ સાથે નાટકનો સંબંધ ધરાવનાર આ સવાલ તો અવશ્ય સત્વર ચરચવો જોઇએ. મને તેના પર સત્તાવારપણે રચનાત્મક રાજ્યપદ્ધતી જાહેર કરી અમલમાં મુકવી જોઇએ છે. કોરીના કૃત્રીમ ઉંચા ભાવે દેશના ઉદયોગોનો સદંતર નાશ કર્યો છે. ખેતીવાડીને પણ ભારે મોટું નુકશાન કર્યું છે અને કરતા આવે છે, તેનો એક ટુંક દાખલો આપ સમક્ષ રજુ કર્યું છું. ચાલુ સાલમાં કપાસનો પાક બહુ સારો છે. લગભગ પચાસેક હજાર ગાંસડી ઉતરવા સંભવ છે એટલે હાલના દેશાવરમાં ચાલતા કપાસના ભાવો પ્રમાણે લગભગ એક કરોડ રૂપીઆની કીંમત જેટલો કપાસ દેશાવર ચઢશે. હવે જો હુંડીનો ભાવ રૂપીઆ એકની ચાર કોરીનો હોય તો ખેડુતોને લગભગ ચાર કરોડ કોરી મળે! તેને બદલે હાલના હુંડીના ભાવે ફક્ત પોણાએ કરોડ કોરી તેમના ગજવામાંથી જશે!! કેટલો મોટો તફાવત! એજ પ્રમાણે બીજી નીકાશ થતી ચીજોનું પણ સમજવું. અનાજની ચઢત કચ્છમાંથી બન્ધ છે. પણ અનાજ ઉત્પન્ન કરનારા ખેડુતોને આ કૃત્રીમ ઉંચા કોરીના ભાવથી એટલીજ જબર નુંકશાની આવી પડે છે. ચાલુ હુંડીના ભાવોથી પરદેશથી આવતી બધી ચીજો ભારે મોટી પુષ્ટી મળે છે, ત્યારે દેશમાં થતા માલને અનહદ નુકશાન થાય છે. ખેતીવાડીની પણ એજ દુરદશા હુંડીને લીધે થાય છે, કારણ પરદેશથી મુડી આવતી બંધ થાય છે. તેથી ખેડુત વર્ગને બહુ મોટા વ્યાજના દરપણ બીઆં વગેરે ખરીદવાને માટે પુરતાં નાણા મળતા નથી. પરીણામએ આવ્યુ કચ્છનો ખેડુત હતાશ થઇ, પોતાના ગાયરચીલા વેચી, પરદેશ ચાલ્યો જાય છે.

જગાત વસુલાતની પધતી પણ વીચીત્ર છે. પરદેશથી જે માલ આવે છે તેમાંના અમુક માલ ઉપર ભરતીઆ ઉપર જગાત લેવાનું ધોરણ છે. જે માલ ઉપર બજાર ભાવથી જગાત લેવામાં આવે છે તેના સંબંધમાં ખાસ ફરીઆદ કરવા જેવું કારણ નથી સીવાય કે જે બજાર ભાવ ઉપર જગાત લેવામાં આવે છે તેમાંની મુલ બેસત ઉપરાંત, તેના ઉપર જગાત તથા વેપારીના નફાનો પણ સમાવેશ થઇ જાય છે, જે બાદ આપી માલનો ભાવ ( અથવા નીરખ ) ઠરાવવો જોઇએ. પરંતુ ભરતીયાની બેસત ઉપર જે પધતીએ જગાત લેવામાં આવે છે તે પધતી તદન ગેરવ્યાજબી છે. હુંડીનો બજાર ભાવ ગમે તેવો નીચે હોય તે ધ્યાનમાં લીધા વગર અમુક

ઠરાવેલા અતી ઉંચ અને કૃતીમ ભાવે રૂપીઆની કોરી ગણી તે ઉપર જગાત લેવામાં આવે છે. દાખલા તરીકે કાપડ વીગેરે માલની ૪ાા કોરી, લાકડાંની ૬ થી ૧૦, તથા અમુક માલની દર રૂપીએ કોરી ૧૦ ગણી, તે ઉપર ઠરાવેલા દરે જગાત લેવામાં આવે છે, તેથી તે જગાતનો દર અતી ઘણો થઇ જાય છે. ૭ાા ટકાના બાંધેલા દરને બદલે ૨૦ થી ૪૦ ટકા સુધી થવા જાય છે.

આ ધોરણ ગેરવ્યાજબી છે, અને એ માટે સત્વર ઘટતો ફેરફાર થવો આવશ્યકતા છે. બીજી વીચીત્રતાએ છે કે ઉપર પ્રમાણે ભારે જગાત લેવા-યેલો માલ કચ્છના એક ભાગમાંથી જમીન માર્ગે જ્યારે બીજા ભાગમાં લઇ જવામાં આવે છે ત્યારે સેંકડે ચાર ટકા જગાત "પગવટ" જગાત તરીકે તે માલ ઉપર ફરીથી લેવાય છે. આવું વીચીત્ર જગાતનું ધોરણ બીજા કોઇ સુવ્યવસ્થીત દેશમાં હોય એમ હું માનતો નથી. વીસમી સદીમાં આ ધોરણનો કોઈ પણ રીતે બચાવ થઈ શકે નહીં. માટે એનો સત્વર ઉપાય થવો જોઇએ, અને પરદેશથી આવતા માલ ઉપર એક સામાન્ય ધોરણ પ્રમાણે જગાત લેવી જોઇએ, અને એકવાર એક ઠેકાણે અમુક માલ ઉપર જગાત લેવાઇ ગયાં પછી એજ માલ જમીન માર્ગે કચ્છના અન્ય ભાગમાં જાય તો તે ઉપર કાંઇ પણ જગાત્ નહીં લેવી જોઇએ.

પ્રજાની ખુદ હસ્તીનો આધાર આરોગ્યતા અને કેળવણી ઉપર છે. કોઇ પણ રાજ્યને સુધરવું હોય, પોતાની પ્રજાને આજના પ્રગતીમય જમા-નીમાં આગળ લાવવી હોય, પ્રજાને સુખી અને સુશીક્ષીત બનાવવી હોય, તો આ બન્ને બાબતો, અગ્ર લક્ષે હોવી જોઇએ. શા માટે માઇસોર, વડોદરા, ત્રાવણકોર કોચીન તથા કાઠીયાવાડનાં કેટલાંક પાડોશી રાજ્યો આપણા કરતાં વધારે પ્રગતીમય ગણાય છે? તેમની પ્રગતીની ખરી ચાવી તેઓના રાજકર્તાઓ જાણે છે, અને તે એ કે, પ્રજાની કેળવણી તથા આરોગ્યતા માટે તેઓ તરફથી સમાન્ય મહેસુલમાંથી સારો ભાગ ખરચાય છે. માઇસોર, ત્રાવણકોર કોચીન, વડોદરા જ્યારે સામાન્ય મહેસુલમાંથી પંદરથી વીસ કે પચીસ ટકા કેળવણી પાછળ ખર્ચે છે. ત્યારે કચ્છ રાજ્ય પ્રજાની કેળવણી પાછળ એક ટકાથી વધારે ખર્ચ કરતું હોય એમ હું માનતો નથી. કચ્છ રાજ્ય કેળવણી પાછળ ઉપર પ્રમાણે નહીં માની શકાય એવી જુજ રકમ ખરચે છે, ત્યારે ખુદ પ્રજા પોતાના ભાઇઓને કેળવણી આપવા માટે રાજ્યના કરતાં બમણું ખર્ચ કરે છે. કેળવણી તરફ રાજ્યની

આવી ઉદાસીનતા ઘણી શોચનીય છે તેજ પ્રમાણે આરોગ્યતા માટે પણ તેટલીજ ભારે ઉાસીનતા રાજ્ય તરફથી બતાવવામાં આવે છે.

જ્યારે કચ્છના મોટા ચાર શહેરોમાં મ્યુનીસીપાલીટીઓ માત્ર નામનીજ છે, ત્યારે ગામડાંઓની શી દશા હશે? તે આપ ભાઇઓ પોતે ખ્યાલ કરી લેશો. સંવત ૧૯૩૩ માં મ્યુનીસીપાલીટીનાં જે ધારાધોરણ બાંધવામાં આવ્યા છે તે ઘણાજ ઉદાર છે પણ તેનો અમલજ થતો નથી. અમલદારોના જો હુકમી લખીત હુકમથી આખો મ્યુનીસીપલ વહીવટ નહીં માની શકાય એવી અંધેર સ્થીતીએ પહોચ્યો છે, રાજ્ય તરફથી જે દવાખાનાઓ, હોસ્પીટલો ચલાવવામાં આવે છે તે બધા દવાખાનાઓ, ફક્ત એક પાયતખત ભુજની હોસ્પીટલ સીવાય બહુ કંગાલ રીતે ચલાવવામાં આવે છે. રાજ્ય તરફથી ચાલતા દવાખાનાઓમાં અમાત્ય મંડળ એટલી તો કંજુસાઇથી વરતે છે કે દવા પણ પુરતા જથામાં પુરી પાડવાની સ્થાનીક ડાકટરોની અરજીઓ ઉપર ભાગ્યેજ લક્ષ અપાય છે.

નામદાર કચ્છ નરેશ પ્રજાની ઉન્નતી કેળવણી તથા આરોગ્યતા માટે વગર વીલંબે ઘટતા ઉપાયો લેશે એમ હું ઇચ્છું છું.

નામદાર કચ્છ નરેશ સાથે પ્રજા મળતી થાય છે કે કચ્છના વેપારનો આધાર કચ્છના બંદરોની ખીલવણી ઉપર રહેલો છે. પણ મારે ખેદ સાથે જણાવવું પડે છે કે કચ્છના જે ચાલુ બંદરો છે, તેમની ખીલવણી માટે રાજ્ય તરફથી કંઇ સંગીન કાર્ય થતું હોય એમ પ્રજા માનતી નથી, અને આવીજ બેદરકારી જો બંદરની ખીલવણી માટે બતાવવામાં આવશે તો બંદરોનો વેપાર કાઠીયાવાડના પાડોસી બંદરી રાજ્યોનીત ીક્ષણ હરીફાઇમાં સદંતર પડી ભાંગે તો નવાઇ નથી. જામનગર, ભાવનગર. પોરબંદર વગેરે બંદરો મેં જોયા છે, જે અનુકુળતા તે બંદરોને નથી તે કચ્છ રાજ્યનું માંડવી બંદર ધરાવે છે. એ બંદરોમાં માલ બંદરે ઉતર્યા પછી તેને ગામમાં લાવવા માટે ત્રણ ચાર માઇલ છેટે લઇ જવો પડે છે. પણ આ માંડવી બંદરમાં તો વહાણમાંથી માલ ઉતર્યા પછી પાંચ મીનીટમાં ગોદાઉનમમાં લઇ જઇ શકાય છે. આટલી અનુકુળતા આ બંદર ધરાવતું હોવા છતાં કચ્છ રાજ્યે કુંડલાનું બારૂં ભારે મોટા ખર્ચે ખોલવાનું શા માટે પસંદ કર્યું હશે? એ માટે પ્રજામાં મોટો વસવશો રહે છે, કુંડલા બંદરમાં નામદાર મહારાવશ્રીએ વાઇસરોય સાહેબને જણાવ્યું તે પ્રમાણે પાર્ક ઇજનેરોની સલાહથી બંદરની ખીલવણી હાથ ધરવામાં આવી છે. સ્ટીમરો ત્યાં હંમેશાં ભરતી તથા ઓટમાં આવી શકશે, પણ કચ્છ રાજ્યને

મારે જણાવવું પડે છે કે કચ્છનો વેપાર મુખ્યત્વે વહાણોથી ચાલે છે. જે માલ પરદેશથી આવે છે તે ઘણોખરો વહાણોમાં આવે છે, મને અનુભવી વહાણવટીઓ તરફથી કહેવામાં આવ્યું છે કે કુંડલાના મુખ ઉપર પાણીનો વાહ એટલો તો જોસબંધ રહે છે કે તેમાં કોઇપણ વહાણ સલામતીથી આવવાજા કરી શકશે નહીં. હું ઇચ્છું છું કે ઉપલી આગાહી ખોટી ઠરે પણ જો તેમ નહીં થાય તો કુંડલા બંદર એક સફેદ હાથી સમાન થઇ પડે તો નવાઇ નથી, કચ્છ રાજ્યના ધારવા પ્રમાણે કુંડલા બંદર ઉપયોગી નીવડે તોપણ એજ એકજ બંદરની ખીલવણ ઉપર પાણીની માફક ખર્ચ કરવો, અને બીજા ચાલુ બંદરોની ખલવણી તરફ બેદરકારી બતાવવી એ નીતી તો કોઇ રીતે ઇન્સાફી ન કહી શકાય હું ઇચ્છું છું કે કચ્છ નરેશ બીજા બંદરો તરફ પણ કુંડલા જેટલીજ કાળજી બતાવશે.

મેં આગળ જણાવ્યું તે પ્રમાણે નીચી હુંડીએ ખેતીવાડીને પારાવાર નુકશાન કીધું છે. એ ઉપરાંત પણ ખેડુતને બીજી રીતે પણ અમલદારો તરફથી તથા શીકારી જાનવરો તરફથી ઘણું ખમવું પડે છે. કચ્છમાં વીં-ઘોટીનું ધોરણ નથી, પણ ભાગબટાઇનું ધોરણ છે. એટલે જે જથો ઉત્પન્ન થાય તે ઉપર દરબારી અમુક હીસ્સો રાખવામાં આવ્યો છે. ભાગબટાઇનો ઉદ્દેશ તો ઘણો સારો છે. જો પાક ઉત્પન્ન થાય તોજ ખેડુત તેપર મુકરર કરેલો હીસ્સો દરબારશ્રીને આપે. પણ જે પ્રમાણે તેનો અમલ થાય છે તે પ્રમાણે તો ખેડુત હંમેશ માટે વીઘોટીનું ધોરણ દાખલ કરવા ઇચ્છે તેમાં નવાઇ નથી.

ખેડુતનો માલ તૈયાર થાય. ને તરતજ તેનાજ ખેતરમાં અંદાજ કરી દરબારી લાગત લેવામાં આવે તો ખેડુતને પોકાર કરવાનું કારણ મળે નહીં. પણ હાલના ધોરણ પ્રમાણે તો તેણે પેદા કરેલો બધો અનાજનો જથો પાસેની ખરવાડમાં લઇ જવો પડે છે. આ ખરવાડમાં આસપાસના બધા ખેડુતો પોતાનું અનાજ લાવે છે. પણ ખરી પીડાતો ખરવાડ ક્યારે ભરાય તેમાં છે ઘણી વખતે ત્રણ ત્રણ ચાર મહીના સુધી ખરવાડોમાં ખેડુતોના માલ પડયા રહે છે. તે છતાં સ્થાનીક ધરૂ અથવા વહીવટદારને ખરવાડ ભરવાને ફુરસદ મળતી નથી. બીચારો ખેડુત તથા તેના બચાંઓ અનાજ વગર ભુખે ટળવળે, શાહુકારના ભારે બ્યાજ ભરે, પોતાનું પેદા કરેલ અનાજ પોતેજ પેદા કર્યા છતા આમ હેરાન થાય! ખેડુતો પોકાર કર્યા કરે. પણ સાંભળે કોણ? વહીવટેદાર સાહેબ તો ખરવાડ ભરવામાં ત્રણ

ચાર માસ કાઢીનાંખે. ખરવાડ ભરાયા પછીજ ખેડુત પોતાના હીસ્સાનો માલ પોતાને ઘેર લઇજઇ શકે તેમાં પણ દરબારી લાગીઆ ભાગીઆ ઘણા. તેઓ બધાને રાજી રાખવા પડે, આ સ્થતિ ખરેખર અસહ્ય છે. જો ભાગબટાઇનું ધોરણ કાયમ હોય તો પણ કચ્છ રાજ્યે ખેડુતના ખેતરોમાંજ અનાજ તઇયાર થવાથી. સ્થાનીક ધરૂઓ માર્ફતે રાજ્યનો હીસ્સો લઇ લેવા હુકમ કાઢવો જોઇએ, અથવા તો ખરવાડમાં અનાજ આવી ગયા બાદ એક મહીનામાં ખરવાડ ભરવા સ્થાનીક વહીવટદારને હુકમ કરવો જોઇએ- અમુક ચોકકસ પદ્ધતી રાજ્ય તરફથી જાહેર થવી જોઇએ, ને તેના અમલનો ધરૂઓ અથવા વહીવટદારો તરફથી ભંગ થાય તો તે માટે ઘટતો શાષન દંડ થવો જોઇએ-

ચીતાઓનો ત્રાસ હાલ ઘણો ભારે અસહ્ય થઇ પડયો છે. ઘણીવાર ખેડુતોના કીમતી જનાવરો ચીતાઓ ઉપાડી જાય છે. આનો પણ સત્વર બંદોબસ્ત થવો જોઇએ.

સુવરોનો ત્રાસ પણ નહીં વર્ણવી શકાય એવો છે. સુવરોના ટોળે ટોળાં રાત્રીના વખતમાં ખેતરોમાં જાય છે. જો ખેડુત અથવા તેનો ચોકીદાર નીદ્રામાં હોય તો ચાર છ મહીનાનો ઉભેલો માલનો સુવરો તદ્દન નાશ કરી નાંખે છે. એક બે કલાકમાં ખેડુતની છ મહીનાની મહેનત બરબાદ થઇ જાય છે. આ બધા સંજોગોથી કચ્છનો ખેડુત હતાશ થઇ ખેતી છોડી પરદેશ ચાલ્યો જાય છે. પરીણામ એ આવ્યું છે કે કચ્છમાં ખેતી દીનપ્રતીદીન ઘટતી જાય છે શું આના ઉપાયો તરતમાં થઇ શકે તેમ નથી? એ બાબતો એવી છે કે એક બે વર્ષમાં કાબુનાં લાવી શકાય તેમ છે, નામદાર કચ્છ નરેશ ધ્યાન ઉપર લે તો આવી બાબતો જે હાલ દુર્ઘટ જણાય છે તે ટુંક મુદતમ સુધારી શકાય અને તેથી પ્રજાની આબાદી વધારી શકાય,

ગયે સાલે મુંબઇમાં પહેલ પરીષદમાં દીવાનનો ઠરાવ મારા તરફથી રજુ થયો હતો. પ્રતીનીધી મંડળની મુલાકાતમા ઠરાવ ઉપર કચ્છનરેશે જણાવ્યું હતું કે તમારા ઠરાવ પ્રમાણે યોગ્ય દીવાનની તપાસમાં છું. પણ હજુ સુધી આખા હીંદુસ્થાનમાંથી કચ્છનરેશને તેમના રાજ્ય માટે યોગ્ય દીવાન નથી મળ્યો, એ જાણી અમને ભારે ખેદ થાય છે, રાજ્યનાં હાલ જુદા જુદા ખાતાઓના ઉપરી અમલદારોના પગાર સારા વધારવામાં આવ્યાં છે, પોલીસ ખાતાંના ઉપરીને બારસોનો માસીક પગાર મળે છે, રેલ્વે

ખાતાંના ઉપરીને પણ પંદરસોથી ઉપર મળે છે, આ બધાં ખાતાંઓ ઉપર મળે છે, આ બધાં ખાતાંઓ ઉપર દેખરેખ રાખનાર મુખ્ય અમાત્યને ગણીતના હીસાબ પ્રમાણે કટલો મોટો પગાર આપવો જોઇએ ? એ કચ્છ રાજ્ય પોતે નાગુંય કરી શકશે, હું માનપુર્વક પણ તે સાથે આગ્રહપુર્વક કહું છું કે એક બાહોશ. સ્વતંત્ર ખવાસની હીંદની જાહેર જીંદગીમાં પંકાયેલા પુરૂષને યોગ્ય પગારથી દીવાન તરીકે તરતજ લાવવો જોઇએ અત્યાર સુધીના કચ્છનરેશના દીવાનોએ કચ્છનરેશની દરષ્ટીએજ કામ લીધું છે, અને પોતાનો પગઢંડો જમાવ્યા સીવાય તેમણે પ્રજાના લાભ માટે કાંઇ કર્યું હોય એમ પ્રજા માનતી નથી, માટે :હવે પ્રજાકીય દરષ્ટીએ થાય કરનાર અને એક સુવીખયાત વ્યકતીની દીવાન તરીકે સતવર નીમણુંક થાય તો પ્રજાના હરૂદયમાં આશાના કીરણો જન્મ પામે. પ્રજા રાજ્યતંત્રમાં ભાગ લેવા ઘણી ઉતસુક બની રહી છે, તે ઉપર જણાવ્યા મુજબ બાહોશ દીવાનજીની દેખરેખ હેઠળ બંધારણપુર્વક રાજ્યતરગમાં ભાગ લેતી થાય. દીવાનજી તરીકે એક બાહોશ કચ્છી સદગ્રહસ્થની નેમણુક થાય તો તે વધારે યોગ્ય ગણાય, અને કચ્છીના અભાવે કોઇપણ બાહોશ હીંદીની નેમણુંક હવે સત્વર થવી જોઇએ.

સજ્જનો, મારા આ ઉદગારોથી આપ ભડકશો માં. મારી ખાસીઅત આશાવાદી છે. રાત્રી ગમે તેવી ઘોર. અંધારી, બીહામણી હોય, પણ આખરે સુર્ય જરૂર ઉગવાનો વાદળ ગમે તેવું ઘોર, ભયાનક તોય, પણ તેમાથીએ વર્ષાદની સંપતી સંભવે છે કચ્છની આજની અધોગતીથી હું અજ્ઞાન નથી. અને આપ સઉ અણવાંકેફ નહીં હો. પણ કચ્છના સાહસીક શંતાનો, અનેક પ્રતીકુળ સંજોગોમાં પણ વીજયમાળ વરનાર મહારથીઓ આપ સમાન બળ નહીં અને મેઘ સમાન જળ નહીં. મને પ્રજાના અવાજમાં પ્રભુનું અસ્તીત્વ દેખાય છે. મને જનતાની બુધીમાં વીશ્વાસ છે, કચ્છની જનતા હવે જાગ્રત થઇ છે, પોતાના દેશની પાયમાલીનાં કારણો શોધતી સમજતી થઇ છે. ઉપાયો એને પોતેજ સુજશે અને તેથી વર્તમાન પરીસ્થીતી ગમે તેટલી ખેદકારક દેખાય, તોપણ સર્વથા હાડ મારી હથીયાર ત્યજી, નામર્દ થઈ બેસી રહેવાની રજ માત્ર પણ જરૂર નથી. હીંમતે મર્દાં તો મદદ ખુદા ! અને પછી સુજ્ઞેષ કીંબહુના.

સદગ્રસ્થો અને સંનારીઓ. હવે તમારો વધારે સમય નહી રોકું પણ હું મારૂં આ સ્વાગત ભાષણુ સમાપત કરૂં તે પહેલાં એકવાર ફરીથી ઉમેરવા રજા લઉં છું કે આપ સાહેબોના આતીથયમાં, કચ્છના સ્વાગત મંડળના

સન્માનીત મહેમાનોની મહેમાનગીરીમાં આપને જો કોઇ પણ જાતની ઉણપ લાગે તો અમને ક્ષમા કરજો પુનરૂક્તીનો દોષ વહોરીને પણ કહું છું કે એ ઉણપનું કારણ અમારી શક્તીની ખામી સમજજો સાધનની ખોટ ધારજો. નહીં કે અમારા હૃદયની લાગણીનો અભાવ કે દરીદ્રતા.ની ઉરમીના આવેશમાં, સમસ્ત કચ્છી પ્રજાના પ્રતીનીધીત્વની મહેમાનગીરીની હોસમાં અમે અમારા સાધન અને શાહીતની મર્યાદાથી વધીને પણ પ્રતીનીધીઓને ઉતારા અને પરીષદની બેઠક દરમ્યાન પરોણાગત કરવાનું સાહસ ખેડયું છે. આશા છે કે એ સંજોગો ધ્યાનમાં રાખી, ઉદાર બુધીથી, ભાતૃભાવથી આપ અમને જે કંઇ ખોડખાપણ રહી હોય તે માટે દરગુજર કરશો.

હવે વધારે એક વાત બાકી કહેવાની રહી છે. અને તે આપણી પરીષદના આજના અધીવેશનના પ્રમુખ સાહેબની પીછાન કરાવવાની હું આ શબ્દો કહેતાં તો કહી ગયો, પણ હવે વીચાર કરતાં સવાલ થાય છે કે કચ્છી પ્રજાકીય પરીષદની બેઠકમાં. કોઇને પણ શ્રીમાન શેઠ લખમીદાસ રવજી તેરસીની ઓળખાણ કરાવવાની જરૂર રહે ખરી કે? તેરસી શેઠને નામની, કામથી, પરાક્રમથી અહીં કોણ નથી ઓળખતું? એમનો સ્વદેશ પ્રેમ; એમના સેવાભાવ, એમનું સ્પષ્ટ વક્તાપણું, એમનો રમુજી સ્વભાવ એમની કાર્યદક્ષતા કોણ નથી જાણતું? એઓશ્રી મુંબઇનગરીના ત્રણ જાહેર ખાતાંઓ, મ્યુનીસીપાલીટી, ઇમ્પરૂવમેંટ ટ્રસ્ટ, તથા પોર્ટ ટ્રસ્ટમાં સભાસદ તરીકે બીરાજે છે, જેવું માન મુંબઇનો હાલ કોઈ બીજો શહેરી ધરાવતો નથી. ભાઇ લખમીદાસ રવજી તેરસી મુંબઇની યુનીવર્સીટીના ગ્રેજ્યુએટ છે. યુરોપી અને દેશી મંડળોમાં બહુ માન ધરાવે છે. આવા એક બાહોશ કાર્યદક્ષ પ્રમુખની કાર્યવાહી નીચે આ પરીષદનું કામ સાંગોપાંગ ફતેહમંદ ઉતરશે એમાં લેશ માત્ર પણ શંકા નથી.

બહેનો અને ભાઇઓ, મારૂં ભાષણ થોડું લાંબુ થયું છે તે માટે હું મારી માગીબેઠક લેઉં તે પહેલાં આપ અહીં ઘણી તસ્દી લઇ પધારેલા બધા ભાઇઓ તથા બહેનોનો પરીષદમાં ભાગ લેવા માટે સ્વાગત મંડળ તરફથી અંતઃકરણપુર્વક આભાર માનું છું.



# કચ્છી પ્રજાકીય પરિષદ.

## પ્રમુખ મી૰ લખમીદાસ રવજીનું ભાષણ.

સ્વાગત સમીતીના પ્રમુખ સાહેબ અને સભ્યો પ્રતીનીધી ભાઇઓ, બાનુઓ અને ગ્રહસ્થો.

આવે ટાંકણે બોલનાર ધણીને પોતાને અપાયેલાં માન માટે આભાર-સુચક શબ્દોમાં શરૂ કરવાનો રીવાજ છે. શાષ્ટાચાર છે; પણ ઉપકારસુચક આવા વાકયો બહુજ સાધારણ થઇ પડવાથી લોકો તેને બહુ ખંતથી સાંભળતા નથી, અને તેથી એ શબ્દોમાં બોલનાર ધણી પોતાના અંતઃકરણની જે ખરી લાગણીની સમાવેશ કરવા કોશેશ કરતો હોય, અને જે સત્યતાની સુગંધ ઉમેરવા યત્ન કરતો હોય તે ઘણું ખરૂં વ્યર્થ જાય છે. સાધારણપણે હું માત્ર ચાલુ અને રીવાજી શબ્દોથી સંતોષાતો નથી, છતાં પણ આ સંબંધમાં મારે પણ રવઇયાને રસ્તે ચાલવું જરૂરનું છે, અને તે બીજું કંઇ નહી તે એટલાજ માટે કે અહીં હાજર રહેલામાંના ઘણાએ આપ ભાઇઓ મને સમાજના રીવાજ સામે બળવાખોર સમજી હું જે કહું અથવા ન કહું તેમાં પણ પોતે માની લીધેલા અર્થે પોતાને ફાવતી નજરે જુએ. તેમને ખાત્રી આપવા ખાતર તે રીવાજસર મારે પણ ચાલવું પડશે. મારે આભાર માનવો આવશ્યક છે. તે ફકત જે લોકોએ મને આ તમામ કચ્છી પ્રજાના પ્રમુખપદનું ખરેખર મોટું માન આપ્યું છે તેમનોજ માત્ર નહી પણ કચ્છના દરેક વીભાગમાંથી દુનીયાના ખુણેખુણા જયાં પણ કચ્છી જનતાની વસ્તી હોય ત્યાંથી અહીં પધારનાર આપ સઉ પ્રતીનીધી ભાઇઓનો પણ આભાર માનવાની જરૂર છે. આપના અહીં આવવાથી આજની પરીષદમાં આપની હાજરીથી જાતેજ એક તરેહની ખાત્રી અપાઇ જાય છે કે હવે કચ્છી પ્રજામાં પ્રજાના શહેરીપણાના સામાન્ય હક સંબંધી એ જાગરૂતી આવી લાગી છે કે જેના વીના પ્રજાકીય અને પ્રજાપ્રીય રાજ્યતંત્ર સંભવેજ નહી. આ પરીષદના પરીણામરૂપ મને અંગત જે કંઇ મુશ્કેલી કે વીટંબણા સંભવે તેનો લેશ માત્ર વીચાર કર્યા વીના મને અપાયેલાં માન માટે હું આપ સઉનો અંતઃકરણપુર્વક આભાર માનું છું, અને આશા રાખું છું કે એક જાડી બુધીવાળા અને જેને જેવું હોય તેવું. તેના મો-

ફરજ કહી દેવામાં પાછી પાની ન કરનાર સ્પષ્ટ વકતા તરીકે મારા સંબંધી સામાન્ય લોકમત છે તે મને આજ યારી આપશે, અને તેથી જે શબ્દોમાં હું આપનો આભાર માનું છું તેમાંથી લેશ પણ બાદબાકી કર્યા વીના તેમાં આપ સઉ મારા અંતઃકરણની ખરી છાપ જોશો. જો આપના આપવાથી પ્રમુખપદનું અન્ય માન મારૂં છે, ( અને તેના અનીવાર્ય સંબંધને લીધે જોખમ પણ મારૂં છે ) તો આપ સઉને યાદ દેવડાવવાની મને રજા આપો કે આ પરીષદની જે કંઇ ફતેહ થશે તેનું માન આપનુ કેવળ આપનુંજ છે. હું તો માત્ર ચઉટે ઉભેલા સીપાઇરૂપ માર્ગદર્શક ભોમીયારૂપ છું. એ માર્ગે લાવ લઇજા કરવાનું કામ આપનું છે, અને તે કામ એવી રીતે હાથ ધરવું અને પાર પાડવું જોઇએ કે જેથી અકસ્માતની લેશ પણ ભીતી કે કારણ રહે નહી. આપની અડગ બુધી માટે મને માન છે. આપની વયવહાર કુનેહથી હું વાકેફ છું આપની સમયસુચકતાથી હું માહીતગાર છું અને તેથીજ આપના આ પરીષદમાં વીચાર પરીણામ સંબંધીં મને જરા પણ ચીંતા લાગતી નથી.

સનનારીઓ અને સદગ્રહસ્થો, મને ક્ષમા કરી કહેવા દેશો કે આવા પ્રસંગ માટે પ્રમુખ તરીકેનું ભાષણ તઇયાર કરવું અતી મુસ્કેલ કર્તવ્ય છે. કહેવાનું કેટલું બધું હોય છે. વીચારવાના મુદાઓ પણ કેટલા બધા હોય છે; બનાવોની પણ કેટલી બધી નોંધ લેવાની હોય છે, અને તે સરવની અનેક બાજુઓ પણ કેટલી બારીકીથી તપાસવાની હોય છે; સારંગીના આ અનેક અને બહુધા પરસ્પર વીરોધી તારને એકતાન કરવામાં મારા કરતાં ઘણીજ તેજ બુધીવાળો, ઘણાજ વધારે વીધવીધ અનુભવવાળો, ઘણાજ વધારે ઉંડા અભ્યાસવાળો પણ મુઝાઇ પડે હું મારા માટે ફકત એકજ ગુણનો દાવો કરૂં છું, અને તે મારા આશયની પ્રમાણીકતા, અને મારી તેમની એકતા. હું. આશા રાખું છું કે એ ગુણ મને આ અતીસય ગુંચવાયેલો કોકડો–કે જેને આપણે સામાન્યપણે હીંદના દેશી રાજ્યોનો, અને ખાસ કરીને કચ્છનો રાજકીય પ્રશ્ન કહીએ છીએ. તેને ઉકેલવામાં મદદ કરશે આમ કહી હું એમ સમજાવવા નથી ચાહતો કે કચ્છના અંગત કે સીધાંતમય ખાસ પ્રશ્નો બાજુએ કરી, તે તરફ બેદરકારી બતાવવામાં આવશે. આપણી આ કચ્છી પ્રજાકીય પરીષદની ખાંસ નેમ છે કે કચ્છ દેશ અને કચ્છી પ્રજાના ખાસ પ્રશ્નો પ્રથમ હાથ ધરવા; અને તેથી તે મુદાઓને બાજુપર રહેવા દેવાનો તો અહિં સવાલ ઉભો થાયજ નહી·

પણ આપને યાદ દેવા દો કે કચ્છ જો કે ભાગોલીક બનાવટને લીધે લગભગ બેટ જેવોજ દેખાય છે, તોપણ તે એવો સદંતર અને સર્વથા વીખુટો પડેલો મુલક નથી, કે જેથી આપણે તેના પ્રશ્નોને બીજા સમકાલીન મુદ્દાઓથી અલગ કરી તે સાથે જાણે બીલકુલ સંબંધજ ન હોવ. તેમ તેની ચીકીત્સા કે ઉકેલન કરી શકીએ. કચ્છ પોતે પણ હીન્દુસ્તાન જેવા એક મોટા દેશનો ભાગ છે. તેના વતનીઓ—કચ્છીઓ—સ્વભાવત જન્મ ભુમીમાં કુદરતી બક્ષીસની ખામીને લીધે બહાદુરો સાહસીક, વ્યાપારી; ચોમેર મુસાફરી કરનાર પ્રજા બન્યા છે; અને તેથી ખાસ કરીને આપણા અખીલ ભારત વર્ષના આવા સમકાલીન પ્રશ્નોમાં કચ્છ અને કચ્છીઓને ખાસ રસ પડે છે.

આપ સૌને માલમ હશે કે કચ્છીઓ ખાસ કરીને પરદેશમાં, એટલા સમૃદ્ધિશાળી અને અગત્યના લોકો ગણાય છે. કે જેને તે તે પ્રાંતની અનેક રાજકીય સંસ્થાઓમાં તેમની બુદ્ધિ અને સમરૂદ્ધિ અનુસાર યોગ્ય ભાગ મળે છે. બહાર પરદેશમાં, તેમનો આટલો મર્તબો છે કે પોતાનાજ દેશમાં એવા મર્તબાની એવા સન્માનની ખામી તેમને ખાસ કરીને વધારે ખુંચે છે. મને કહેવામાં જરાપણ વાંધો નથી કે કચ્છના સત્તાધીશો કચ્છ અને કચ્છી પ્રજા તરફ જાણે તે સર્વથી અલગ વ્યકતી હોય. જાણે તેને કચ્છ બહાર કંઇપણ સંબંધ ન હોય. લાભ ન હોય, લાગવગ ન હોય. તેમ વર્તણુંક ચલાવે છે, તેમાં તે લોકો સખ્ત ભુલ ખાય છે. કચ્છ દેશ અને કચ્છી પ્રજાને એક જાતની પ્રયોગશાળા સમજી, તેને સદંતર ખાલી આકાશરૂપ સ્થાન ધારી, પોતાને મન ગમતા અખતરા કરવા માટે પોતાને ફાવતી પરીસ્થિતી રચવામાં સણુ તેઓજ બુરી ભુલ કરે છે. દેશમા કારણ પ્રસગે આવજા કરતી વેળા કચ્છના પરદેશ :વસતા પ્રજાજનોનાં મનપર આથી જે અસર થાય છે, તેનું હું વર્ણન આપું તેના કરતાં આપ પોતેજ વધારે સહેલાઇથી ખ્યાલ કરી શકશો આપણા દેશાટણમાં, પરદેશમાં આપણા વેપારી અને બીજા સંબંધને અંગે આપણને એવા પ્રશ્નોનો અનુભવ થયો છે, આપણે એવા વીચાર કરવા બેસીએ ત્યારે તેની ઉકેલણીમાં પણ મીશ્રીત થઇ જાય, અને તેથી આપણા દ્રષ્ટી બીન્દુપર આડકતરી રીતે અતી ઉંડી અસર થાય છે. આ ઉપરાંત, આપ સૌને ગમે કે નહી. પણ આપણાં સથકાલીન ઇતીહાસની એક અતલગની બીનાની નોંધ સાથે કહેવાની મને રજા આપો કે, જે મુદા હીન્દ તમામને લાગુ પડે છે તેની ઉકેલણી કરતાં જે માર્ગ નીકળે તેની અવજ્ઞા નીકળે તેની અવજ્ઞા હીન્દના

અંગરૂપ કોઇ પણ પ્રદેશમાં થઇ શકેજ નહિ, છઠીનાં લેખ સમ, વીધાતાની કૃતી માફક, સંજોગોના પ્રાબલ્ય સામે આપણાથી લડી શકાય જ નહી અને જેમને કાર્યાત્મક પગલાં લેવાનો હકક છે; જેમનામાં પોતે ધારેલા નીશ્ચયને બદલાવવાની સત્તા છે; તેઓ આપણો આપણા વ્યક્તગત લાભનો નહી તોપણ એક પ્રાંતીક પ્રજા તરીકે પોતાના સ્વમાનનો ખ્યાલ કરી આ-આ એમ દર્શાવીએ ત્યાં લગી થોભશે નહિ. માટે આપણે પોતેજ અગમ-ર્ક્રાં ન વાપરીએ ? કચ્છી પ્રજા તરીકે આપણે તેમાં ભાગ લઇએ કે નહી, પણ એવાં કાર્યત્મક પગલાં તો લેવાનાંજ એ ઉકેલણી તો થવાનીજ; અને તેથી આપણાં સામાન્ય હીંદી રાષ્ટ્રીય જીવનપર જરૂર અસર થશેજ. તો પછી તેની પાણી પહેલાં પાળ શા માટે ન બાંધવી ? અગાઉથીજ આપણુ પોતેજ તેનોં શા માટે ખ્યાલ ન કરી લઇએ ?

સજ્જનો, આ બધાંજ કારણને લીધે, આપને વિનંતિથી જણાવું છું કે, મારા ભાષણનો એક ભાગ હીંદના દેશી રાજાઓની હીંદની રાષ્ટ્રીય રચનામાં કયું અને કેવુ શ્થાન સંભવે છે તે અતીજ ગુંચવણ ભરેલા પશ્નની ઉકલણી કરવામા રોકયો છે મને અલબત ખબર છે કે આપણી આ પરીષદનું બંધા-રણુ આ વીષયમાં હજુ અચોકકસ છે. અને તેથી પરીષદ તરીકે આપણા રાષ્ટ્રીય ચરચામાં ભાગ લઇ, કચ્છ બહારની કોઇ પણ સતા કે સંસ્થા સનમુખ આપણો સંયુકત અભીપ્રાય જાહેર કરવામાં આપણે નીશ્રીત નથી મને વધારામાં એ પણ માલમ છે કે સામાન્યપણે પણ આનો મુળ મુદ્દો હજુ અનીશ્ચિત છે. અને જયા સુધી તે આવી રીતે અનીશ્રીત રહે ત્યાં સુધી તેને અડકવા જેટલે અંશે કોઇપણ અહિં હાજર રહેલા સામાન્ય સભ્યને બાધકર્તા છે. તેટલેજ અંશે પ્રમુખને પણ તે નીસેધ હોવો જોઇએ. અને માટેજ આપ સૌ નોંધ કરજો કે હું એમ કરવું સલાહ ભર્યું છે કે નહી તે સંબંધી એક હરફ પણ ઉચારતો નથી. પણ આ કારણને લીધેજ પ્રમુખપદેથી મારે એક ચેતવણી કે ભયસુચક ચીન્હ તરીકે નહી તો ભવિ-ષ્યવાણી તરીકે આપને જાણ કરવાની અગત્ય લાગે છે કે રખે આપણે આપણું કામકાજ આસપાસ બનતા બનાવો કે વહેતા પ્રવાહનો જરા પણ ખ્યાલ કર્યા વીના કર્યા જઇએ. આપ સૌ નોંધ લેજો કે પરીષદના કારો-બારી મંડળે પરીષદના મંજુર થયેલા ધ્યેય અને બંધારણ પ્રતી એની આ અનીશ્ચીત સ્થીતીમાં પણ એટલી વફાદારી બતાવી છે કે જેથા કચ્છ સાથે જેને અતલગનો સંબંધ ન હોય તેવા બનાવોમાં તેણે જરાપણ ભાગ લીધો નથી, ખુદ કચ્છમાં જે બનાવો બન્યા હશે અને, અને જેથી કચ્છની

ભાવી સુખ શાંતી અને સમરૂદ્ધીપર મજબુત અસર થવા સંભવ છે—દાખલા તરીકે નામદાર વાઇસરોયની આ દેશની મુલાકાત—તેમાં પણ પરીષદના કારોબારી મંડળે એવી લેશ પણ વળણુ નથી લીધી કે, જેથી પરીષદની સ્થીતી રજ માત્ર પણુ વસમી થઇ પડે, પણ તેથી ખાસ કરીને પરીષદ તમામની આવી બેઠકમાં એમ માનવું ન જોઇએ કે આવા બનાવોમાં કંઈ વજનજ નથી, અને તે માટે તેની સર્વથા અવજ્ઞા કરવી. આપણી પરીષદના ખાસ કાર્યક્રમમાં—એટલે કે હવે પછીના બે દીવસોમાં આપ સમક્ષ રજુ થનાર અનેક ઠરાવોમાં—હું માનુ છું કે એવું કશું પણ નહિં હોય કે જેને આપણા બંધારણના આ અનીશ્ચીત અને મતભેદકારક મુદ્દા સાથે જરા પણુ સંબંધ હોય, પણ એમ રજુ થતા કાર્યક્રમની ઉકેલણીમાં એ ઠરાવોની દરખાસ્ત કરતી વેળા કે અનુમોદન આપતાં આપ એ લું લક્ષમાં રાખો કે આપણા એ સૌ સ્થાનીક મુદ્દા પણ આપણા દેશ બલ્કે યુગના મુળ પ્રશ્નના અંગભુત છે, તો હું માનું છું કે એમાં આપણને કંઇ પણ નુકનહી થાય.

મારાં આ વાકયો સ્પષ્ટ કરવા માટે દાખલો આપું. જ્યારથી પરીષદ સ્થપાઇ ત્યારથી આજ સુધીમાં પરીષદના કારોબારી મંડળે શું શું કર્યું તેની હું ખાત્રીથી માનું છું કે આપ સાૈએ ખંતપુર્વક નોંધ લીધી હશે. આપમાંથી કોઇને એ સંબંધી સંપુર્ણ માહીતગારી ન હોય, તો આપ રજુ થનાર કારોબારી મંડળનો અહેવાલ વાંચી જાણી શકશો કે આપણે કેવા પ્રસ્નો હાથ ધરવા પડે છે. સ્વાગત સમીતીના માનનીય પ્રમુખ સાહેબે પણ હમણાંજ આપને કચ્છના કેટલાક ખાસ મુદ્દાઓ કે મુશ્કેલીની પીછાન કરાવી છે કે જેનાપર આપ સૌને જરૂર ધ્યાનપુર્વક વીચાર કરવો પડશે. સજ્જનો પરીષદના કારોબારી મંડળે કરેલાં કામકાજનો ગમે તેટલો ઉપલેક પણે ખ્યાલ કરો તો પણ એટલું તો જરૂર આપને જણાશે કે લોકોના જન્મસીદ્ધ હક સંબંધી પ્રજાકીય જાગૃતિની હજુ તો શરૂઆત માત્ર છે તેની હીમાયતી કરનારને અતી મોટાતપણામા યુદ્ધ કરવું પડશે. આપણે પોતે તો આપણી પરીષદ માટેના મહારાઓશ્રીને મુખે સતાપર અને જાહેરપણે મળેલી એ પીછાનની ખરી કદર આપને કદાચ ન સમજાય તો તે સમજાવવા માટે આપને હું એક હાલ તુરતમાંજ બનેલો છેલામાં છેલ્લો દાખલો આપું, આપ જાણુતા હશો તેમ રશીયાનું વર્તમાન રાજતંત્ર ઇ० સ० ૧૯૧૭ ના નવેમ્બર માસમાં સ્થપાયું છે. છતાં તેની પહેલી જાહેર પીછાન કે મંજુરીયાત બીજી કોઇપણુ યુરોપીયન સરકાર તરફથી મળી હોય, અને

પરસ્પર એલચી મોકલવા અને પત્રવ્યવહાર કરવાનો સંબંધ ફરીથી આદરવામાં આવ્યો હોય તો તે પ્રથમ ઇસ સં૦ ૧૯૨૩ માં બન્યું હતું. ૭ વરસ દમદાટી. લડાઇ, અને સોળગીરી પછી—અને મુદ્દા માલુમ કેટલાં દ્રવ્ય અને શક્તીના ભોગે—રશીઆ તેના સમાન રાજ્યો પાસેથી તેના નવાં રાજ્યતંત્રની જાહેર પીછાન કબુલાવી શક્યું ! વડોદરાના પ્રજામંડળની હજુ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે સલામ લીધી નથી, અને હજુ આપણી હીંદી રાષ્ટ્રીય મહાસભાની સટાવાળાઓએ સંપુર્ણપણે અને સંતોષકારક રીતે પીછાન કે મંજુરીયાત કરી નથી, તેટલામા શ્રી કચ્છી પ્રજાકીય પરીષદની કચ્છના ના. મહારાઓશ્રીએ જાહેરપણે અને તેનું અસ્તીત્વ સ્વીકાર્યું છે ! આ શું નાનીસુની જીત છે અલબત, મારે ઉમેરવાની જરૂર છે કે ના. મહારાઓશ્રીતી ઉપર્યુક્ત પીછાન અચકતા શબ્દોમાં ખંચકાતી રીતે અપાયા ઉપરાંત કચ્છ દરબારની સદનંતરની વર્તણુંક આપણને જરા પણ સંતોષકારક કે આશાજનક નથી. આપણા તાર કે પત્રની પહોંચ માત્ર વાળવા જેટલી પણ કચ્છના સતાધીશોમાં સલુકાઇ નથી ! તો પછી આપણે કરેલી ફરીયાદનો નીવેડો આપવો, આપણે ઉપાડેલા પ્રશનનો સંતોષકારક રીતે નીકાલ કરવાની તો વાત શી કરવી ? સજ્જનો, આ એવી રાજપધતી છે કે જેથા તેના કર્તા સતાધીશોએ તેમ ધાર્યું હોય કે નહીં પણ તેના પરીણામે ત્ન દાંઝયા ઉપર ડામ દેવાય છે અને તેના ભોગ થતી પ્રજામાં નારાંશાની પરાકાષ્ટા ઉદભવે છે.

ના. મહારાઓશ્રીની આપમાંથા જે કોઇ ભાઇને અંગત પીછાન હશે, તેને બેશક માલમ હસે કે નામવરને કાર્યાતમક પગલાં લેવામાં બેહદ ડર લાગતો જણાય છે. માનસ શાસ્ત્રની નજરે આથી ના૦ મહારાઓ શ્રી એક અચંબા રૂપ પ્રષ્ન એટલો તો ગાઢ અને ગુંચવાડા ભરેલો લાગે છે. કે જેને મુકાબલે થોડા વખત પર વરતમાંન પત્રોમાં આવતા કરોસ વજડ પઝલની તો બીસાતજ નહી. ના૦ મહારાઓ શ્રી સાથે મારી પોતાની પીછાન બહુજ જુજ છે, પ્રથમ હું એ નામદારને ઇ૦ સ૦ ૧૯૨૧ માં ઓળખવા લાગ્યો તે વેળા ના૦ મતારાઓ શ્રી સાથે મારી પીછાન બહુજ જુજ છે પ્રથમ હું એ નામદારને ઇ૦ સસ ૧૯૨૧ માં ઓળખવા લાગ્યો, તે વેળા ના૦ મહારાઓશ્રી સમરાષ્ટ્રીય સમીતીમાં હીન્દના રાજાઓની વકીલાત કરી વીલાયતથી પાછા ફર્યા ત્યારે હું મારા મીત્ર પ્રો૦ ખુશાલ શાહ સાથે એ નામવેરને બંગલે કચ્છી પ્રજાના

દુઃખદર્દન ચીતારરૂપનું અર્જપત્ર લઇને ગયો હતો. તે દીવસનો મારો અ-નુભવ તો માત્ર નકારવાચક હતો. કારણુ મળવાનો સમય મુકરર અગાઉથી કરેલો હોવા છતાં અમને ત્રણુ કલાક બેસાડી રાખ્યા બાદ અને કેટલીક દુભાષીઆ માર્ફત વાતચીત કર્યા બાદ ના૦ મહારાઓશ્રી અમારી સલામ લેવા ભાગ્યશાળી બન્યા નહી. બીજી વાર એ નામદારને હું પરીષદના પ્ર-તીનીધી મંડળના એક અદના સભ્ય તરીકે ગયા માંહ માસમાં મળ્યો. હતો. ત્યારે પણુ હું વચન પાસે બંધાયલો હોવાથી કંઈ નહી માત્ર તે નામદારની હજુરમાં બોલી શકયો હતો. હું આટલો આત્મભોગ કરી શકું એમ મેં મારા પોતા માટે આગળ કોઇવાર માન્યું ન હોતું, ત્રીજી વાર હું હજુરશ્રીને છેલ્લા અકટોબર માસમાં મળ્યો હતો,—એક ખાસ પ્ર-સંગને માટે કે જેથી આપ સઉ માહીતગાર છો. "મારા છેલ્લા સમાગમમાં મને તે નામદારની સારી પીછાન પડી અને તેમાં મને એમનામાં બુધ્ધીબળ સારૂં, એમની વાતચીત સભ્યતામય; એના રીતરીવાજ સંસ્કારપુર્ણ; અને પ્રત્યેક વીષયમાં એના દલીલ દ્રષ્ટાંત વીચારશીલ લાગ્યા. એને સારી માહીતી અને અનુભવ છે; એની સમજશકતી તીવર, અને સારાસાર વીચાર કરવાની બુધ્ધી તેજ છે. પણુ સાથે એટલું અસંભવીત નથી કે માણુસોનો આશય ઉદ્દેશની ખરી પીછાનમાં એ થાપ ખાઇ જાય. છતાં હજુરશ્રીના આટલા ટુંક અનુભવમાં પણ મારે કહેવામાં હરકત નથી કે એ નામદારમાં કાર્યાત-મક તત્વની અતી મોટી ખોટ છે, અને ખાસ કરીને એમના જેવા રાજપુ રૂષને અનીવાર્ય શીઘ્ર કાર્ય કરવાની શકતીની ઓછપ છે. વળી ના૦ કચ્છનરેશ જેવાં રાજવીને ન છાજે તેવી રીતે તેમના માનીના આસપાસના લાગતાવળગતા લોકોની બુધ્ધીએ ચાલવાની પણુ ટેવ હોય એવી એમનામાં દહેશત રહે છે, કારણુ મને તો એટલુંજ લાગે છે કે "એમની તહેનાતમાં હાલ કોઇ એવો પ્રખર, અનુભવી બુધ્ધીમાન, રાજપુરૂષ નથી કે જેનાંમાં હજુરશ્રીને સંપુર્ણુ શ્રદ્ધા બેસે અને તેથી જે છે તેની અસર એમનાપર જોઇએ તેના કરતાં વધારે પ્રમાણુમા થવા સંભવ રહે છે. વળી કચ્છમાં રાજની તમામ સતા એટલી હદ લગી એકહથુપણે રહેલી છે કે ના૦ મહા-રાઓશ્રીની ઉપર જણાવેલી સ્વભાવની ખામી રાજના તમામ વહીવટને અસર કરે છે, બંધનરૂપ થાય છે અને પરીણુામે રાજવહીવરૂપ સંચાનાં "તમામ ચક્રો અટકે નહી તો બહુજ મંદ ગતીએ ચાલે છે !

આ સંબંધમાં ના૦ મહારાઓશ્રીના સ્વભાવને લગતી એક તાજુબ કરનાર વાત મેં સાંભળી છે તે આપને કહું. એકવાર હીંદી સરકારે ના૦ મહારાઓ શ્રીપર જી. સી. એસ. આઇ. ના ઇલ્કાબની નવાજેશ કરવાની શહેનશાહને ભલામણ કરી હતી અને તે મુજબ ના૦ શહેનશાહે તે ઈલ્કાબ બક્ષ્યો હતો તેની ખબર મળતાં. મુંબઇના તે વખતના ગવર્નર સાહેબે ના. મહારાઓશ્રીને મુબારકબાદીનો તાર કર્યો અને તેનો રીતસર જવાબ આપવાનું મહાભારત કામ કરવા સજના તમામ વડા અધીકારીઓ હજુરશ્રી સમક્ષ ભેળા કરવામાં આવ્યા અને રીતસર જવાબ ઘડવાની તેમને ફરમાસ થઇ. એ ઘડતરમાં કેટલા કલાક ચાલ્યા ગયા તે મને સોગંદથીપુછો તો હું કહી શકીશ નહી અને મને કોણે આ બાતમી આપી તે આસામીનું નામ પણ દઇ શકીશ નહી પણ મને ખાતરીપુર્વક જણાવવામાં આવ્યું છે કે એ માત્ર જવાબ ઘડવામાં લગભગ આખો દીવસ ચાલ્યો ગયો અને તે મુતસદ્દો નીશ્ચીત કરવામાં. મંજુર કરવામાં, મોકલી આપવામાં તેથી પણ વધારે સમય ચાલ્યો ગયો હતો ! બાનુઓ અને ગ્રહસ્થો, આ ભલે કલ્પીત વાર્તા હોય પણ એ માત્ર કચ્છ રાજ્યવહીવટને આજે નડતી અને તેને પાયમાલ કરી નાંખતી ખરી વ્યાધીના સાક્ષાત ચીન્હરૂપ સમજજો. સાધારણ પ્રસંગોમાં. જ્યારે પ્રજાજનોને કોઇ ખાસ સખત વીટંબણા માટે ફરીયાદ કરવાનું કારણ ન હોય, ત્યારે આવા સ્વભાવથી ઘણું નુકશાન ન સંભવે, બહુ થાય ત્યારે જમણ પછી ગપાં મારતી વેળા, મીઠી મશ્કરી કરવાનું તે બહાનારૂપ બને. પણ હાલના વર્તમાન જમાનામાં, અને જ્યારે એમનીજ કુદરતી ખાસીયતથી ઉપજતી બેદરકારી કે બેધ્યાનીને લીધે ઉદ્ભવતી ફરીયાદ અને મુશ્કલી—કે જેની નાં૦ મહારાઓશ્રીને જરૂર માહીતી મળતીજ હશે—તેનો વીચાર કરીએ, ત્યારે લોકોને આવી વર્તણુંકથી નાસીપાસ થવાની ફરજ પડે છે. અને એકવાર જો પ્રજાકીય ઝહાજ વીરાશાને ખડકે ચઢી ગયું તો પછી તેમાં કેવું નુકશાન સંભવે તે કોણ કહી શકે. પ્રતીનીધી ભાઇઓ, કચ્છીની ખાસ મુશ્કેલીની અતીશયોક્તી કરી તેને મોટા સ્વરૂપમાં બતાવવાની મને જરાપણ ઇચ્છા નથી. મેં આગળ કહ્યું તેમ એ સંબંધી આ બેઠકમાં વીચાર કરવાનું કામ તમારૂં છે; અને મને તેમાં તમારા મનપર છાપ પાડવા જેટલી પણ અલલ કરવા ઈરાદો નથી. પણ આ ખેદજનક અને સર્વવ્યાપક તત્વ, કે કચ્છના રાજવહીવટનાં તમામ ખાતાંઓમાં દર્શયમાન છે. તેની નોંધ લીધા વીના ચાલેજ કેમ ? એ નોંધ લેવાનું બીજું કંઇ પણ કારણ ન હોય તો આટલુંજ બસ છે, કે આપણી પરીષદના

ભવીષય માટે કાર્યક્રમનો વીચાર કરતી વેળા આપણને કેવી મુસ્કેલી સાથે બાથ ભીડવી પડશે તેનો ખયાલ રહે. રાજના માનીતાઓ અને સતાના ગર્વથી ફુલાયલા બડેખાંઓ માનીતા પણા અને બડેખાં પણાના કુદરતી સ્વભાવને બળે આવા નીષકીય રાજકર્તાની નીષકીયતાનો લાભ લઇ તેના મુળ પાયાનો પણ કદાચ નાશ કરી બેસે કચ્છની આજે મોટામાં મોટી ગંભીરમાં ગંભીર ફરીઆદ એ નથી કે આપણી હુંડીયામણ પધતી હાની કર્તા છે કે આપણો વેપાર દયોગ પડી ભાગે છે કે આપણા બંદરો નાશ પામે છે અને આપણા વયવહારનાં સાધનો સારી રીતે હસ્તીમાં પણ નથી. આપણી સઉ મોટી ફરીઆદ તો એ છે કે રાજના એકાદ બે માનીતા આસામીઓ આખા રાજવહીવટને અપ્રીય કરી રહ્યા છે અને તેમની કારકીરદીથી પ્રજાના જાનમાલ કે લાજ આબરૂનેજ માત્ર ભય સંભવતો નથી પણ ખુદ મહારાજાઓશ્રીની પોતાની કીર્તીને કલંક લાગવા સંભવ રહે છે આ વીષયપર ના૦ મહારાઓશ્રીની હજુરમાં કોઇ ઇસારો પણ કરે તો તેથી તે નામદારને અતી લાગી આવતું દેખાય છે, પ્રતીનીધી મંડળની મુલાકાત વેળાના મારા એ જાત અનુભવ પરથી આટલું હું પોતે સ્પષ્ટ કહી શકું છું અને મારે ઉમેરવાની અગત્ય છે કે એ સંબંધમાં પ્રતીનીધી મંડળે રજુ કરેલા પરીષદના ઠરાવનો મહારાઓશ્રીનો ઉતર એ અનતય પ્રસગની ગંભીરતાને કોઇ રીતે યોગય હતોજ નહીં. જયારે એ નામદારે જવાબ આપયો તે આવી બાબતો તો પ્રથમ ઇનસાફની સામાનય અદાલતો પાસે લઇ જવી જોઇએ તયારે તેમણે એ પ્રસંગને અણછાજતી વર્તણંક આદરી હતી એમ કહેવામાં કશો બાધ નથી. મારી ખાતરી છે કે કચ્છના ના. મહારાઓશ્રી હીન્દનો પુરાતન ઈતીહાસ બહુ સારી રીતે જાણે છે! એટલે મારે તેમને ભારત ઇતીહાસમાં ઉત્તમોત્તમ અને શીર્ષંધનામ—શ્રી રામચંદ્રની એક જગમશહુર વાર્તાની યાદ આપવાની જરૂર નથી. સીતાજીના સતીત્વ માટે શ્રી રામચંદ્રને સંદેહ હોય નહી, કારણ તેઓ પતી તરીકે સીતાજીના ચારીત્રથી સર્વાંશે વાકેફગાર હતા. એટલુંજ નહી, પરંતુ એ પરમાત્માનો અવતાર હોવાથી એમનાથી ટંઇ છુપું રહી શકેજ નહી. છતાં પણ જ્યારે શ્રી રામચંદ્રજીએ લોંકવાયકા સાંભળી; જયારે તેમને જણાયું કે પ્રજાજનોમાંથી કેટલાક સીતાજીના મરજીયાત નહી પણ ફરજ્યાત લંકાવાસ પર તેમના સતીત્ર માટે ગેર સમજુતી ફેલાવી રહ્યા છે, ત્યારે તેમણે ગર્ભવતી સીતાજીને પણ દેશનીકાલ કર્યા. આદી કવી-વાલ્મીકીએ તેમજ રઘુવંશના લેખક કવી કાલીદાસે આ બનાવને રઘુકુલ તીલકના રાજધર્મના ન-

ચુના રૂપ આલેખ્યો છે. આ વીશ્વવીખ્યાત વાર્તાનો સાર એટલો સ્પષ્ટ છે કે મારે તે વધારે ખુલાસાથી સમજાવવાની અગત્ય નથી. અને એ ના. કચ્છનરેશને કેમ અને કટલે અંશે લાગુ પડે છે તેનો ખ્યાલ કરવા હું તે નામવરનેજ સોંપુ છું.

ના૦ મહારાઓશ્રીએ. વળી પ્રતીનીધી મંડળને ખાત્રીપુર્વક જણાવ્યું હતું કે એમના રાજ્યમાં વેઠ—બેગાર નથી અને કોરીના હુંડીામણનો અટપટા સવાલનો સત્વર નીવેડો લાવવા માટે પગલાં લેવાની પણ પોતાની ખાહેશ જણાતી હતી. ઉપરાંત પ્રતીનીધી મંડળને એમ પણ તેમણે જણાવ્યું હતું કે તેઓ એક સારા લાયક પ્રધાનની શોધમાં છે. અને કેળવણી તેમજ જનસુખાકારોના વીષયમાં તેઓ ઘટતું કરવા તતપર છે. આ વચનો કે ખાત્રી અપાયાને આજ લગભગ એક વર્ષ વીતી જવા આવ્યું છે. પણ દરમ્યાન વાસ્તવીકરીતે થયું છે શું? શુન્ય. મારે આપ ભાઈઓને કહેવાની જરૂર નથી કે આ પ્રથમ પંકતીના રાજાને છાજતી કે તેની પ્રજાને સંતોષતી રાજની તી કહી શકાયજ નહી.

પ્રતીનીધી ભાઈઓ. આમાંના કોઈ પણ મુદ્દાના ગુણદોષનો વીચાર કરવાનું કામ મેં આપને આગળ જણાવ્યું તેમ મારૂં નથી. મારી નજરે તો તે એકજ મુળમાંથી ઉપજેલી સમાન આકૃતીની તે આ પરસ્પર સંબંધી વીના લાગે છે કચ્છ સરકારનાં કાર્યમય કે નીષ્ક્રીય તમામ ગુણદોષનું મુળ કારણ મારી નજરે તો કચ્છમાં રાજસત્તાપર સ્વતંત્ર અને અસરકારક કોઈ પણ અંકુસના અભાવમાં દેખાય છે. એક હથુ રાજસત્તા ઉત્તમોતમ હોય ત્યારે પણ તેમાં આટલો દોષ તો ન છુટકે આવી જાય છે કે, તેને અંગે એકજ વ્યક્તીની ખુશી ખુમારી પર હજારો બલ્કે લાખો લોકોના સુખદુઃખનો આધાર રહે છે. પ્રજાકીય રાજતંત્ર કનીષટમાં કનીષટ હોય તોપણ તેમાં આટલો ગુણ તો અવશ્ય આવવાનોજ કે જુદા જુદા દરષ્ટીબીન્દુવાળી, વીધવીધ આશય ઉમેદવાળી, અનેક વ્યક્તીની ખુશી જ્યારે એકમત થાય ત્યારેજ તેમાં કાર્ય સાધી શકાય; અને તેથી આવા પ્રકારના રાજતંત્રમાં સહાનુભાવી કે મુખ્યની વ્યક્તીગત ખુમારીથી કોઈ રીતે નુકશાની ન સંભવે. હીંદના બીજાં દેશી રાજ્યો તેમજ બ્રીટીશ મુલ્કની માફક કચ્છમાં પણ ખરેખર લોકવશ્ય, લોકપ્રીય, લોકમય સ્વરાજ નથી. અને તે અછતને લીધે હીન્દની બીજી પ્રજા પેઠે આપણે પણ સત્તાના કાયમના ગેર ઉપયોગથી પીડાઈએ છીએ;

દેશ અને પ્રજાના ખરા હીતની અવજ્ઞાથી સીદાઇએ છીએ. મેં આગળ કહ્યું તેમ પ્રજાપ્રીય અને રાજાકીય શાસનના આ અનીવાર્ય તતવની ખાછત એકલા કચ્છનેજ નડતી નથી; પણ તેથી એમ માનવાને કારણ નથી કે કચ્છમાં અત્યારે એ સર્વવ્યાપક અછતની નોંધ પણ ન લેવી; અને એમ પણ માનશો મા કે તો કચ્છી પ્રજાને આ ખોટ જણાય, અને કચ્છ દરબાર એ પુરી પાડવા તઇયાર થાય. તો તેને લગતો સુધારો કર વામાં કચ્છે પહેલ ન કરવી.

સદરહુ બે શરતોમાની એક તો આપે આ પરીષદ સ્થાપી અને દર વર્ષે તેનું અધીલેશન કરાવી પુરી કરી છે. આવી સંસ્થાનું એકજ મુખ્ય કર્તવ્ય અને તે એકે પ્રજામાં પ્રજાના પ્રજાકીય તેમજ વ્યકતીગત જન્મસીધ હક્ક સંબંધી જાગરૂતી આણવી. આપણી પરીષદના પહેલાજ અધીવેશનમાં આપણે એવા અનેક ઠરાવો પસાર કર્યા કે જેને અંગે પ્રજાના આવા અમોઘ એને અનીવાર્ય પ્રાથમીક હકો જાહેર કરવામાં આવ્યા હતા. વીચાર વાચા અને સંઘઠનની છુટના આપણા મઉલીક હકની તેમાં જાહેરાત થઈ ચુકી છે. અને કચ્છ નરેશના જમા પાડમાં એટલું ઉમેદવાની જરૂર છે કે તેમણે સત્વર અને નીર્વીઘન અને નીર્વાલંબે તેનો સ્વીકાર કર્યો હતો. તે કબુલ રાખ્યા હતા. આપણે ન્યાયશાશનાં સર્વોપરીપણાની માગણી કરી હતી. અને બીનજવાબદાર રાજસતાપર જવાબદારીનો અંકુશ મુકવા અરજ કરી હતી. ન્યાયખાતામાં સુધારાની આપણે અગત્યતા બતાવી હતી. અને કચ્છમાં પ્રચલીત કે કચ્છને લાગુ પડતા કાયદા કાનુનનો સંપુર્ણ વીચાર કરી, તેને સુઘટીત કરી, પુનઃ તેને પસાર કરવા માટે એક પ્રજાના પ્રતીનીધી તવ વાળી ધારાસભા સ્થાપવાની પણ સુચના કરા હતી. એજ ધારાસભા મારફત રાજ્યના આવક ખર્ચનો અંદાજ પત્ર પણ નાશ્ચીત કરાવી પસાર કરવાની સુચના કરાયેલી હતી. આ સંબંધમાં એક અનીવાર્ય સુધારાની મારે ખાસ નોંધ લેવી પડે છે. દેશી રાજ્યોના રાજકર્તાઓ એમજ સમજતા લાગે છે કે રાજ્યના તમામ મતા અને સમરૂધી છે તે તેમની—પોતાની ખાનગી દોલત છે. રાજની આવક અને તેમાંથી અપાતા રાજાના વર્ષાસન વચે જયાં લગી સ્પષ્ટ તફાવત જાહેરપણુ મંજુર ન થાય, અને નીશ્ચીત પણે સ્થાપવામાં નહી આવે, ત્યાં સુધી એ રાજ્યોમાં પ્રજાકીય વરૂધી સમરૂધીના સાધન સંચયનો કાર્યક્રમ કોઇ રીતે હાથ ધરી શકાયજ નહીં. પ્રત્યેક રાજાને માટે આમ વર્ષાસનની રકમ મુકરર કરવાનું કામ ન છુટકે તે તે રાજ્યની પ્રજાએ પોતાની સ્થાનીક ધારાસભા મારફત

કરવું પડશે. માત્ર તેમાં એક મુળ સીધાંતનો ખ્યાલ અવશ્યપણે રાખવોજ પડશે કે આવું વર્ષાસન રાજ્યના આવકના પ્રમાણમાં મુકરર થવું જોઇએ મ્હારા સાંભળવા મુજબ દેશી રાજ્યોના અગ્રેસર અને ઉતમોતમ કેળવાયેલા રાજાઓ પોતેજ પોતાના રાજ્યની આવકના દશટકા જેટલું વર્ષાસન લેવાનો રાખે છે અથવા ઇચ્છા ધરાવે છે. આવી કોઇ રકમ નાશ્ચીતપણે કબુલ થાય અને સર્વત્ર અમલમાં મુકાય તો મ્હારા તો પકક ખાતરી છે કે દેશી રાજ્યોનાં હજુપણ છુપાઇ રહેલાં સમરૂધી સાધનોના ખીલવણી તો જોતજોતામાં થઇ જશે; અને જયારે તેની સંપુર્ણ ખીલવણી થઇ જશે ત્યારે આપણામાંના જે કોઇ દેશી રાજ્યો નમાલાં અને ગરીબડાં જ સમજી બેઠા હશે તેમની અજાયબીનો પાર રહેશેજ નહી. ખાસ કરીને કચ્છના સંબંધમાં તો હું ખાત્રીથી માનું છું કે આમ બનવાનુંજ.

મ્હારે કબુલ કરવું જોઇએ કે કચ્છના ના. મહારાઓશ્રી હજુ આપણી આ સંપુર્ણ શહેરીપણાની માગણીઓ કે સુચનાઓનું વ્યાજબીપણું સમજ્યા નથી લાગતા મારા અંગત અભીપ્રાય મુજબ કહું તો એઓ સાહેબ પોતાનીજ મેળે કદી પણ એ સમજણ લઇ શકશે તેની આશા નથી. પણ ખુદ મહારાઓશ્રી પણ એટલું તો સમજ્યા હશે કે જ્યાંસુધી તેઓશ્રી કોઇ એક બાહોશ, બુધીમાન, અનુભવ સાલી અમાત્યા શોધી શકે નહિ ત્યાંસુધી કચ્છ રાજ્યને કચ્છી પ્રજાને ખુદ મહારાજાઓશ્રોની પોતાની કીર્તિને બેહદ નુકશાન થવાનું તેઓ પણ એટલું તો જોઇ શકયા હશે કે રાજ્યના અમલદાર વર્ગ કે નોકર શ્રેણીમાં જ્યાં લગી લાયકાતનું ધોરણ દાખલ નહિ થાય અને લાગવગનું તત્વ નાબુદ નહિ થાય ત્યાં લગી દેશ અને પ્રજાની ઉન્નતિ અટકી પડવાની ભાઇઓ! આપણી પરીષદના મુળ નેમ છે કે આમ આપણા જન્મ સિદ્ધ પ્રજાકીય હકકો પસીદ્ધ કરવા તેની યોગ્ય સત્તા કે સંસ્થા પાસે સંયુકતપણે તેમજ પૃથક પૃથકપણે સચોજ માગણી કરવી અને તે વસ્તુઃત તેમજ નીરવીલંબે સીદ્ધ કરવા માટે ઉપાયો યોજવા હેરમબાની કરી મને આ સંબંધમાં એટલું કહેવા દેશો કે મને આ વસ્તુ સ્થિતિમાં એક જાતની ઉપણ એક પ્રકારની મયોદીત દષ્ટી લાગે છે એટલે આ સંસ્થાના મુળ ધ્યેય અને પ્રાથમીક ઉદ્દેશની ગણતરી અથવા વ્યાખ્યા જો સ્થાનીક દષ્ટીથી કરવામાં આવે તો અનિવાર્યપણે સંકુચિત થાય. આપણે આખરે સૌ હિંદીઓ છીએ તે કદીપણ ભુલવું ન જોઇએ. તૈયાર પછી ગમે તે બીજું વિભાગ દર્શક વિશેષણ ઉમેરો તેમાં અમારી ના નથી

અમે હિંન્દુ છીએ કે મુસલમાન છીએ અમે ઘરધણી છીએ જલદાર છીએ કામગાર છીએ એમ કહેવાનો એવો ભાવાર્થ કદી થવો ન જોઇએ કે જેથી આપણા હિન્દીતત્વને આચ આવે: દેશના કોઇપણ વિભાગમાં પ્રજાના કોઇ-પણ વર્ગમાં પ્રજાકીય પ્રગતિના કોર્મપણ પ્રયત્નો જોતે દેશો ધ્યની સર્વાનુ-મતે મંજુર થએલા રાજકીય આશયની વિરૂદ્ધ જાય તો તે કદીપણ ફતેહમંદ થશેજ નહિ સદરહુ આશય સર્વાનુમતે હવે એવી રીતે નિશ્ચીતપણે બહાર રાખવામાં આવ્યો છે કે જેને લીધે હીન્દુસ્તાનના તમામ પ્રાંન્તો તેમજ રાજયોનું એકજ રાષ્ટ્રીય સંઘઠન થાય મુળ આશયને આવા શબ્દોને આ-લેખવાથી તેમજ ઉદાર વિચારની રેખાપણ નહિ જણાય કે જેનું પરિણામ નઠાર વાચકને નાશવંત થાય. આ આશયથી હિંન્દના રાજયોની ઉત્થાપના સંભવતી નથી અને તેના રાજયોની અવનતી થવાની નથી એ આશયથી આજ પર્યંન્ત થએલી સંધીના મંજુર થવાની નથી અને આપણ સૌને એકત્ર કરનાર આપણો પુરાતન સંબંધ કે ઇતિહાસ નષ્ટ બનાર નથી ઉલટુ એથી ત્રીરાશી નહિ પણ પંચરાશિનો એક દાખલો કરી શકવા સંભવ રહેશે આ પાંચે રાશીયોથી તમામ સારી રીતે જાણીતી હોય તોપણ તેમાંની સૌ પરસ્પર વિરોધી ભાવ વારીન કહેવાય એ પૈકી આત મહત્વની બે એટલે કે બ્રીટીશ વિભાગોમાં વસ્તી અને દેશી રાજયોમાં વસ્તી પ્રજા લઇએ તોપણ એ સર્વથા પરસ્પર વિરોધ વિનાની નહિ લાગે જયાં સુધી શહેરીપણાના ઓછામાં ઓછા પણ અનીવાર્ય હકો સર્વત્ર સમાનન થાય જયાં સુધી તે સર્વત્ર નીરૂપવાદે જાહેર કરી અમોઘ પણે તેનું: પ્રતિપાલન નહિ કરવામાં આવે અને રાજ્યના માલીક બંધારણ મારફત તે સંબંધી પ્રજાના જન્મ સિદ્ધ હકક તરીકે સંપુર્ણ ખાત્રી નહિ આપવામાં આવે ત્યાંસુધી આ જાતનો વિરોધ અથવા દિધાપણુ સર્વાષ્ટે નષ્ટ થાય સંયુક્ત રાજતંત્રના આટલા અનાવાર્ય હકનાના પાયાપર પરસ્પર સમાન હક ધારી સંસ્થાઓ સ્થાપવી તે તો પ્રમાણમાં અતિ સુગમ છે. આવી રાજ સંસ્થાઓ સ્થાનીક તમામ વિશયોમાં સ્વ તેજ હોવી જોઇએ અને અખીલ રાષ્ટના આપણા આવા સાર્વજનીક પ્રજાકીય જીવનને અતલગના સબંધ વાળા પ્રશ્નોની નામાવલી આપવામાં હું. આ પ્રશ્નનો વધારે વખત નહિ લઉં. ઉદાહરણ તરીકે દેશની રક્ષણ વ્યવસ્થા કે વહેપાર સાધનોનું નામ દઉં તે આપ ભાઇઓને આપ મેળે સમજા છે કે એવા સર્વ પ્રશ્નોમાં આપણને સરખો સંબંધ છે. સમાન સ્વાથ છે પછી ગમે તો આપણે પોતાની બ્રી-

ટીશ પ્રજા કહેવડાવીએ કે દેશી રાજ્યની પ્રજા કહેવડાવીએ વધારે વિવેચન વિના એટલું કહુ તો બસ થશે કે આવા સમાન હિતના સામાન્ય રાજકીય પશ્નો આપણે સૌ ધારીયે દર દશ કેળવાએલા હિંન્દીવાનોમાંથી નવ જણુપણુ માને તેન કરતાં ઘણા વધારે છે. પણ એ ચર્ચવામાં અને તે સંબંધી રાજય પધ્ધતિ ઘડવામાં જયાંસુધી દરેક રાજયને કે પ્રાંતની પ્રજાને સામાન્ય દરજ્જો સમાન મહત્વ સમાનહક આપવામાં આવશે નહિ ત્યાંસુધી આજના વિધવિધ રાજ્યો અને પ્રાંતની પરસ્પર અસંબંધી માટીમાં હીન્દની રાષ્ટ્રીય એકતારૂપ દેવીની મુર્તિ ઘડવી અશક્ય છે અને તેને અભાવે આપણું યુધ્ધબળ અજમાવવું અસંભવીત રહેશે. આપસમક્ષ અલેખવા હું પ્રયત્ન કરૂં છું. તેમાં વધારે સામાન્યના હિન્દી સરકાર અને દેશી રાજ્યો વચ્ચે વધારે બરોબરાપણું સંભવે છે તેમાં દેશી રાજકર્તાઓને અંગદ દરજ્જે પણ વધારે સમાનીત થવા સંભવ છે. તે એવી શરતે કે તેઓ આજના એક હથ્થુ આપખુદ સત્તાધારી મટી સુઘ્ર સભ્ય, સજ્જન. સન્માનીય કાયદેસર વર્તનાર રાજ્વી બને એટલું જો કબુલ રાખો તો મારી ખાત્રી છે કે આ પરીષદ જે ઠરાવ પસાર કરશો આ ચર્ચશો તેમાં જરૂર કેટ્લી ઉંપણુ અને અધુરાશ લાગશે જો તમે હાલ્ની મર્યાદા અને પરસ્પર તમામ સમજાવવા તે ચુકી જાવ તો હું આશા રાખું છું કે આ ટાંકણે આ ભાષણમા આધવની મેં દાખલ કર્યો છે. તેનો આપને કોઇને અસ્થા અથવા બેશુદ્ધ લાગે તો મને ક્ષમા કરશો. આપણી પોતાંન પરિષદમાં તેના ધ્યેય અને બે ધારણુ તેની ક્ષદ અને કાર્યક્રમય માટે આ· પણા અમુલ્ય સમયનો વ્યય કરવો મને ઉચીત કે આવશકય ગણાતો નથી પ્રજામત કેળવવાની અને આપણા રાજ્યકીય હક સંબંધી પ્રજામાં જાગૃતી આણવાની આપણી મુગમક્ષદ સંબંધીમેં આગળ પ્રસંગોપાત ઇશારો કર્યો છે. અને જેટલે દરજ્જે આપણી આ પરીષદ રૂપ નવી શાશનદેવી કચ્છી પ્રજાના દરેક વ્યક્તિની અચ્યુત વફાદારી મેળવી શકશે એટલે દરજ્જે તેના અવાજમાં બળ આવશે તેની ફરીયાદપર વચન મેલાશે તેનો અભિપ્રાય તેની ભલામણ અમલમાં મુકાશે. પરીષદ આ પ્રકારની સર્વ માન્યતા શોધ- વામાં હું આશા રાખું છું. હું એવી કંઇ પણ માગણી નથી કરતો કે જેથી ચુસ્તમાં ચુસ્ત રાજભક્તને અંગદ વફાદારીનો જબરામાં જબરો ઝુડો ઉડા- વનારને જરા પણ આઘાત થાય. કારણ એટલુંજ કે અમારા માનવા મુજબ સંગીન મજબુત અને સર્વ માનને બાનવવું કે જેથી તેઓ ખરેખર પ્રજાને

ભાર રૂપ છે. તે જણાય નહિ અને પ્રજાના ઉપાદક નવી દોલત પેદા કરનાર વર્ગને ઉતકૃષ્ઠ પેદાશ કરવા સંભવ રહે, દીનશ્રીફળના નામના જાણીતા અંગ્રેજી લેખકે કહ્યું છે કે જે કોઇ ઘઉંના કે ઘાસના જે જગાએ આગળ પાકતું હતું ત્યાં બે સાંઠા ઉઘાડી શકે તે મનુષ્ય જાતપર રાજ્ય પુરૂષ તમામ કરતાં વધારે આભા~ કરે છે અને વધારે સારી સેવા બજાવે છે. રાજાઓને તેમનો કુળ ધર્મ બતાવવાને માટે પ્રજાનો સંયુક્ત અવાજ પ્રદર્શીત કરવા માટે જ આવી પ્રજાકોય પરીષદ જેવી સંસ્થાનો પાયો રોપાય છે. રાજાઓ તો આવે અને જાય, ઉગે અને અસ્થ પામે, પ્રધાનો પણ બદલાય, રાજ્ય પદ્ધતિ પણ ફેરવાય. પણ પ્રજા તો પોતાના દુઃખ દર્દો છે સંબંધી ફરીયાદ કરવાનો અને તે તારનાર ઉપાય યોજવાનો હકક અમર છે, અમર છે અને સદાય તે અમોઘ રહે છે.

રાજ્યકાર્ય ગમે તેવું વણસર્યું હોય છતાં તેનો બચાવ કરનાર કોઇને કોઇ મળી આવે છે. ઇગ્લાંડના રાજા પહેલા ચાર્લસના તેના વખતમાં અનેક હિમાયતીઓ હતા અને મરણ બાદ તેના પુજકો હજુ પણ ઘણા હોય છે, જહોન જેવા નીર્પવાદી નીચ રાજાને જે દિવસે ઇંગલાંડની તમામ રઇયત જેથી વિરૂદ્ધ બની બંડ ઉઠાવી રહી હતી તે માટે ખુદ પોતે તેને ધર્મભ્રષ્ટ ઠરાવી ન્યાત બહાર કર્યો હતો તે વેળા પણ તેના પક્ષમાં સાત લડવઇયા રહ્યા હતા. જોન કરતાં કચ્છના ના૦ મહારાજાઓશ્રી ઘણે દરજ્જે સારા છે. અને રાજા તરીકે ચાર્લસને મુકાબલે પણ તેના જેટલા ખરાબ લાગતા નથી એટલે મને એમાં આશ્ચર્યચકીત જરાપણ અહિં કારણ દેખાતુ નથી કે એ નામદારને કચ્છી પ્રજાની આર્થીક જરૂરીઆતો પ્રતિ આવી નમાકૂ કરાવ તેવી બેદરકારી બતાવવામાં પણ ઉતેજન આપનાર સોબતીઓ મળી આવે છે પણ આટલું છતાં હું આશા રાખું છું કે વિશ્વાસ રાખું છું કે વખત વણશા પહેલાં અને જ્યાં સુધી પ્રજાની ધીરજ અને દાઝભક્તિ કાયમ છે, અખુટ છે, તે અરસાના ના૦ મહારાજાઓશ્રી પોતાની આંખ ઉઘાડશે. આવી બેદરકારીથી થતાં નુકશાનનો શોચ કરશે. એની રાજનીતીથી ઉદભવતીનો ખ્યાલ કરશે અને એના પોતાના નજીક આવતાં દાવાનર પ્રતિ દ્રષ્ટી દોડાવશે.

હવે પ્રતિનીધી ભાઇઓ મને દહેશત લાગે છે કે આપણા વખતનો બહુ, ઉપીયોગ કર્યો છે. અને આપણી ધીરજ લગભગ ખુટાડી દીધી હશે કચ્છી પ્રજાના દુઃખ દર્દો કેમ ટાળવા તેમની સુખ સંપન્તી માટે કેવા ઉપાયો

-ચીજવા તેનો વીચાર કરવો અને તે સંબંધી ઠરાવ કરવા તે કામ તમારૂં છે. અને હું તે આપણાપર મુંકું છું. મારાપોતા તરફથી ફરી એકવાર આપેલા આ અનહદ માન માટે તેમજ મને આટલી ધીરજથી શાન્તીથી સાંભળવા આભાર માનુંછું. અને સાથે મારા હૃદયની પ્રાથના જાહેર કરવા દેજો કે કચ્છ હવે તરત એનીજ માના ભરની ઉધ્રમાંથી ઉઠશે અને હિન્દ તમામમાં ઉધરાત અને ઉન્નતિ માટે આગળ જે સંગીન ફાળો તે આપનો તે પુખ્ત આપવાની શકિત ધરાવશે કચ્છમાં માણસની ખોટ નથી, બુદ્ધિની ખામી નથી. સાહસની ઓછપ નથી ઉપરથી આજે ગમે તે દેખાય પણ કચ્છમાં સમૃધ્ધી સાધનની પણ તંગી નથી જ્યાં પુરૂષ અને પ્રકૃતિ બંન્ને હોય જ્યાં સાહસને બુદ્ધિબળ એક થાય ત્યાં આપણા આપણા તેજે મય ભુતકાળ કે જેને માટે અહી હાજર રહે દરેક જણ જરૂર મગરૂર હશે તેને પુનઃ સજીવન કરવામાં બીજું શું જોઇએ માત્ર રાજસત્તાની મીઠી નજર રાજ્યા ધિકારીઓની સાહાનુભુતિ શું હમેશાં આપણને તેની તાણ રહયાજ કરશે ઉપરના દેખાવ અને અંગત અનુભવ જેથી વીરૂદ્ધ છતાં પ્રપંચી સ્વાર્થીઓએ પેદા કરેલ તેમજ પરસ્પર નીખાલશપણે ખુલાસો કરવાની જોઇતી તક ને અભાવે ઉદભવતી અનેક ઘેર સમજુતી છતાં મને જરાપણ શંકા નથી લેશ પણ ભય નથી કે રાજ્ય તરફની આ સ્હાયને સ્હાનુ ભુતિપણ અન-શારે મલી રહેશે.

પ્રમુખ બીજા દીવસની બેઠક પાસે વખત ઓછો છે એટલે દરખાસ્ત મુકનારે ૧૦ મીનીટ અને ટેકો આપનારે ૫ મીનીટ બોલવું.

પ્રમુખે તે પછી નીચલો ઠરાવ રજુ કર્યો હતો, જે તાળીઓના ગડ-ગડાટ વચે પસાર થયો હતો.

---

## રાજ્ય અને ગાદી તરફ વફાદારી.

---

૧

શ્રી કચ્છી પ્રજાકીય પરીષદના આ બીજી બેઠક કચ્છના રાજ્ય અને ગાદી તરફ પરીષદની વફાદારી જાહેર કરે છે.

ભુજવાળા મી૦ સાકરચંદ પાનાચંદે તે પછી નીચલો ઠરાવ રજુ કર્યો હતો.

શ્રી કચ્છી પરીષદની પહેલી બેઠકમાં ગઇ સાલે નીમાએલા કારોબારી મંડળનો અહેવાલ તેમજ હીસાબ આ પરીષદ મંજુર રાખે છે, અને પુ-

જના કારોબારી મંડળે વરસ દરમ્યાન પરીષદની અને કચ્છી પ્રજાની જે જે સેવા બજાવી છે તે માટે આ પરીષદ તેનો આભાર માનવા સાથે ઠરાવ કરે છે કે રીપોર્ટ અને હીસાબના છેલ્લા પાનાપર કરેલી નોંધ મુજબ, પરીષદના આગલા એક મહેતાજીની કસુરથી ઘટતી રકમ માનદ મંત્રીઓ મંત્રીઓ અને ખજાનચીએ વળતી આપવી પડી, પણ તે રીતસર કાયદા મુજબ અને ઓડીટરોએ કરેલી ભલામણ પ્રમાણે માંડી વાળવી.

મી૦ સાકરચંદે ઠરાવના ટેકામાં જણાવ્યું કે રીપોર્ટ વહેંચાયેલો છે એટલે તે વાંચે મારે વધુ બોલવાની જરૂર નથી.

મી૦ નાનાલાલ ઉપાધ્યાયે ઠરાવના ટેકામાં જણાવ્યું કે હુંઆ ઠરાવ ર વધુ વીવેચન સંભવે નહી. ગઇ પરીષદ વખતે એક મહેતાજીએ આપણા મંત્રીને ઠગી અમુક રકમ ઉચાપત કરી છે. આ રકમ માંડી વાળવાની ઓડીટરોએ ભલામણ કરી છે. મંત્રીઓ પ્રોફેસર શાહ અને ડોક્ટર મીશ્રીએ આ રકમ ભરપાઇ કરવાની માંગણી કરી હતી પણ આપણે તેમની સેવા ધ્યાનમાં લઇ તેમને બતાવી આપવું જોઇયે કે કચ્છી પ્રજા તમારે માટે જામે તે કરવા તઇયાર છે. મંત્રીઓની નજીવી ભુલ પણ થઈ હોવી જોઇએ.

મી૦ પ્રાણલાલ મહેતાએ જણાવ્યું કે આપણે અત્રે ભેગા થયા છીયે તે માટે આપણે મુંબઇગર ભાઇઓનો ઉપકાર માનવાનો છે, આપણી આ પરીષદ પ્રતીનીધીતવવાળી છે. ગઇ પરીષદે આપણને આપણી પરતંત્રતાનું ભાન કરાવ્યું છે. આપણે તે માટે તેમનો ઉપકાર માનવાનો છે. આપણા મંત્રીઓ પ્રોફેસર શાહ અને ડોક્ટર મંત્રીએ પગાર લેવાને બદલે પ્રજાને ચરણે તે રજુ કર્યો. આપણી પાસે આવા નીસ્વાર્થ સેવક છે તે જોતાં પ્રજા આપણું કામ જરૂર પાર પાડશે.

તે પછી મત લેવાતાં ઠરાવ સર્વાનું મતે પસાર થયો હતો.

કચ્છ કેસરીવાળા મી૦ છગનલાલ ભવાનીશંકર મહેતાએ તે પછી નીચલો ઠરાવ રજુ કર્યો હતો.

આ પરીષદની પહેલી બેઠકના ઠરાવ ૨૭ :મુજબ પરીષદનું એમ પ્રતીનીધી મંડળ નામદાર મહારાઓશ્રીની સલામે ગયું હતું, અને પરીષદે પસાર કરેલા ઠરાવો તે નામદાર સમક્ષ અરજ પત્ર સહીત રજુ કર્યા હતા, તેનો નામદાર મહારાઓશ્રીએ જે ઉતર વાળયો હતો, તે આ પરીષદને બીલકુલ સંતોષકારક લાગ્યો નથી અને ઉતર બાદ ઠરાવોના વીષયમાં રાજ્ય તરફથી જે પધતી ચાલુ રાખવામાં આવી છે, તેમજ પ્રજાનાં હીતની દેશા આબાદ

ણીની જે અવજ્ઞા કરવામાં આવી છે તેને માટે આ પરીષદ પોતાનો ખેદ જાહેર કરે છે અને આશા રાખે છે કે કચ્છના રાજ્યકરતાઓ અને સતાધારીઓ ચાલુ રાજ્ય પધતી અને વહીવટમાં પ્રજાને સંપુર્ણ સંતોષ થાય એવો સુધારો કરશે.

શ્રીયુત છગનલાલ મહેતાએ ઠરાવ રજુ કરતાં જણાવ્યું કે કચ્છના ઇતીહાસપરથી મેં એવો આદર્શ બતાવ્યો છે કે જે રાજા પ્રજા માટે કાળજી અને ન્યાયપુર્વક કારભાર ચલાવતો નહી હોય તેનું સ્થાન ભુજ પાસેના ભુજેપુરીઆ કીલ્લામાં છે. જે અમલદારોએ પ્રજાપર જુલ્મ કર્યો હોય તેના પર તલવારના ઘા થવાના પણ દાખલા છે. કચ્છમાં એવા પણ દાખલા છે કે કચ્છી પ્રજાને ખાતર પોતાના છ છોકરાઓની કુરબાની આપી શકે છે તેને રાજાને કેદ કરવાનો પણ હક છે. પ્રજા રાજાને પોતાનું આપે છે તેના બદલામાં રાજા પાસેથી તેનું લેવાનો પણ તેને હક રહે છે. મુંબઇમાં મળેલી પહેલી પરીષદ કચ્છ રાજ્યને સર્ટીફીકેટ આપવા મળી નહતી. કચ્છ રાજ્યને જોહાકી બાહેર પાડવા માટે તે મળી હતી. એ પરીષદે રાજા પાસે પોતાની ફરીયાદ પહોંચાડવાનો ઠરાવ કર્યો. જે ડેપ્યુટેશન રાવ સાહેબ પાસે ગયું હતું તેનો સત્કાર થયો હતો એમ કોઇ માનતું હોય તો તેવી માન્યતા કાઢી નાખજો. કોન્ફરન્સે ઠરાવો મોકલ્યા હતા તેની પહોચ પણ રાવ સાહેબે સ્વીકારી ન હતી. રાવ સાહેબે પ્રજાપ્રત્યે કેવી ફરજ બજાવવી છે તેનો નીર્ણય તમારે કરી લેવાનો છે.

મી૦ છગનલાલ મહેતાએ આગળ ચાલતાં જણાવ્યું કે જે વ્યકતીઓ પ્રજા માટે માથું આપવાને તૈયાર છે તેમની મુલાકાત લેવાને નામદાર મહારાવે ના પાડી હતી. કચ્છ રાજયના પાયામાં એકલા ખાંગારજીના પુર્વજોનું નહીં પણ પ્રજાના પુર્વજોનું પણ લોહી રેડાયું છે અને રાજ્યની મહોબાતોમાં પ્રજાનો પણ હીસ્સો છે. પરીષદના પ્રતીનાધી મંડળને અપાયલા જવાબ ઉડાવનારા છે. શીળી કહડાવવાનું ફરજ્યાત નથી. એમ મહારાવશ્રી જણાવે છે પણ હુ કહી શકે શીળી કહડાવનારાઓના ૧૫ આની ભાગ મારા કુટુંબનો છે તે હું જાણું છું જે રાજા મારફાડ નહી કરવાનો કાયદો ઘડે છે પણ એમ કાયદો ઘડવાના તેમના પોતાના વર્તન પછી કેવો હક રહે છે ? અંકુશથુ સત્તા સામે પ્રજાના આગેવાનો લડત ચલાવે છે ત્યારે તેમને રાજ્ય ધાંધલીઆ કહે છે. આપણને પૈસાદારોની સહાયથી ફતેહ મળવાની નથી. અત્યારે પ્રજાપર જુલમ ગુજારનારાઓએ તેમ નહી કરી

પોતાની ફરજ બજાવવાની અપીલ કરૂં છું. બીન વફાદારોજ આજે પોતાના ગુનાહ ઢાંકવા માટે વફાદારીના બણુગા ફુંકે છે.

અંજારવાલા મી૦ જમનાસ ત્રીકમદાસ ગાંધીએ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે પ્રતીનીધી મંડળે નામદાર મહારાવ સમક્ષ સંખ્યાબંધ ઠરાવ વીષે પણ રાજ્ય તરફથી કંઇ થયું નથી. વેઠ બીગાર પણ હજુ ચાલે છે.

મી૦ કાંતીપ્રસાદ અંતાણીએ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે મહારાવશ્રી પ્રજાને પુત્રવત કહે છે છતાં તે પ્રજાને ચીતાના મુખમાં મુકે છે. નામદાર મહારાવશ્રી વેઠ બીગાર નથી એમ કહે છે પણ વેઠ બીગાર ચાલુજ છે. ખેંગારજી આગળ ખરી વાત કહેવામાં ગુનાહ નથી. તેમની આસપાસના લોકો તેમને ઉધું સમજાવી ઘોટાળો ઉત્પન્ન કરે છે. આથી રાજા પ્રજા વચ્ચે અંતર વધે છે. ખુશામતીઆઓ નામદાર રાવ સમક્ષ પ્રજાને દ્રોહી કહે છે. કચ્છના એક આગલા રાવ રાયધણ પ્રજાની ઇચ્છા વીરૂધ વર્તતા તેમને પ્રજાએ કીલામાં કેદ કર્યા હતા.

મી૦ આંતણીએ આગળ ચાલતાં જણાવ્યું કે નામદાર મહારાવશ્રીએ પ્રતીનીધી મંડળના સભ્યોને બનાવી કહાડયા હતા. અમે કચ્છના રહેવાસી છીએ, છતાં નીખાલપણે જે કહેવાનું છે તે કહીએ છીએ, ખરેખરૂં કહેવામાં વફાદારીને આંચકો આવવાનો નથી. આ ઠરાવ પછી જે જુલમ અને દરદ છે તે કહી દેવાની પ્રતીજ્ઞા લેજો. નામદાર મહારાવશ્રી આપણી નાડ તપાસી રહ્યાં છે અને પ્રજા સાચું કહી શકે છે તે જોવા માંગે છે.

મી૦ ગોકુળદાસ ખીમજીએ ઉપલા ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે જાહેરમાં બોલાવાને મને અભ્યાસ નહી હોવાથી મારો ભાવ ચોકકસ રીતે દેખાડી શકતો નથી. મારા હૃદયમાં અત્યારે આગ લાગી રહી છે. આ ઠરાવ ભવીષ્યની આપણી કસોટીનો છે. પ્રતીનીધીઓ પ્રત્યે નામદાર મહારાવે બાહેરનો દેખાવ કરી તેમને ખુરશી આપી, જમાડી બનાવી કહાડયા હતા. નામદાર રાવે જણાવ્યું હતું કે વેઠ બીગરૂં છે નહી, પણ કચ્છમાં ગાડાં વેઠે પકડવામાં આવે છે, અને મહેનતે તેમને નામનું ભાડુ આપે છે. ગરીબો પાસે મારીને કામ કરાવવામાં આવે છે. જુંડીજુછાનો રીવાજ નહી ઇચ્છવા યોગ્ય હોવાનું તેમણે કબુલ કર્યું હતું છતાં એ રીવાજ નીકળી શકયો નથી. ખલાસીઓ પર કેવો જુંલમ થયો હતો તે તો બધા જાણે છે. પરીષદે મુંબઇથી તાર કર્યા હતા છતાં તેનો સ્વીકાર પણ કર્યો નહતો, ચીતા વીશે આપેલો જવાબ પણ ઉડાવનારો હતો. ખેતરોમાં બાળકો, સ્રીઓ અને વૃધો

ચીતા સામે ભાગ્યેજ પોતાનું રક્ષણ કરી શકે, ઠાકોર વેરીસાલજીને નામદાર રાવે ચીતા મારી નહી શકાય એવું જણાવ્યું હતું તે પરથી પણ જણાય છે કે નામદાર મહારાવનો જવાબ ઉડાવનારો છે. હુંડીયામણ, શીતળાની રસી અને બીજી બાબતોનો જવાબ પણ ઉડાવનારો હતો.

શ્રીયુત શીવદાસ ચાંપસીએ તે પછી કચ્છી ભાષામાં બોલતાં જણાવ્યું કે કેટલાકો કહે છે પ્રતીનીધી મંડળે નાખતી કરી હતી પણ હું જણાવીશ કે પ્રતીનીધી મંડળે ઘણી અદબથી કામ લીધું હતું, મહારાવે મંડળને હેત ભાવથી બોલાવ્યું હતું, એટલે ખેંચતાણ કરવાની જરૂર હતી. એમ ધારતા હતા કે ચીતાના ત્રાસમાંથી તો પ્રજાને બચાવવામાં આવશે અને પ્રજાની વહુ બેટીની આબરૂ સચવાય તેવાં પગલાં ભરવામાં આવશે. મહારાવે પહેલાં તો પ્રતીની મંડળ પ્રજાના પ્રતીનીધીઓનું બનેલું છે કે કેમ તેજ સવાલ ઉઠાવ્યો હતો. આ સવાલ કાયદા પુર્વકનો હતો, હું તેમને તેનો જવાબ આપનાનો હતો, કે ભાગ ઓફ નેશનસમાં તમે હીંદના પ્રતીનીધી તરીકે જાઓ છો તો અમને કચ્છી પ્રજાના પ્રતીનીધી માનવામાં શું વાંધો હોઇ શકે? મને આ શંકાથી ખોટું ન લાગ્યું પણ લોકોની વહુ બેટીડીની વાત આવી ત્યારે મ.ા- રાવ ઉશ્કેરાઇ ગયા. વહુ દીકરીને ઉપાડી જવાની કોશીશ થતાં માર પડે પરંતુ રાજય કંઇ પગલાં ન ભરે તે શરમાવનારી બીના છે, બાવાના જવાબ બેદી અને સત્યની વેગળા હતા. શીબી કહાડવાનું કામ ફરજયાત નથી, એમ બાવાએ જણાવ્યું છે પણ તે બરાબર નથી. તેમણે ભળતો જવાબ આપવાને બદલે કહી દેવું જોઇતું હતું કે શીળી કહાડવામાં આવે છે કારણ કે તેમ કરવાની જરૂર છે અને લોકોને તે માટે સમજાવવામાં આવે છે.

શ્રીયુત શીવલાલે આગળ ચાલતાં જણાવ્યું કે કચ્છ રાજય બીજા રાજ્યો કરતાં કેળવણી પાછળ ઓછો ખરચ કરે છે, કચ્છ પ્રજા હરીફાઇમાં ટકી શકતી નથી તેનું કારણ કેળવણીની ખામી છે. જાડેજાઓએ રાજયને ખાતર ભારે ભોગ આપવા છે. અને વખત આવતાં તેઓજ રાજ્ય માટે લડશે છતાં રાજયે તેમને માટે પણ કંઇ કરવાની ના પાડી. હમણાં આપ સહન કરીએ છીએ તેમાં આપણોજ કે છે,

તે પછી મત લેવાતાં ઠરાવ સરવાનુમતે પસાર થયો હતો.

---

## બંદરોના સ્થતી જોઈતી ખીલવણી.

મી૦ જીવરાજ ગોકુળદાસ નેણસીએ તે પછી નીચેથી મતલબનો ઠરાવ રજુ કરયો હતો.

પરીષદની પ્રથમ બેઠકે પ્રસંગ કરેલા ઠરાવ ૧૧ મા મુજબ કચ્છ રાજયમાં બંદરોની સારી સગવડ છે છતાં દુર બારશ્રી વગેરેની તરફથી ચાલુ બંદરો, તેમાં પણ ખાસ કરીને મુખ્ય બંદર માંડવી વયવસ્થા અને મરામત પ્રતી અત્યંત બેદરકારી તેમજ છાપરાં વગેરેની ગોઠવણને અભાવે દેશના વયાપારવણજ અને પ્રજાના જાનમાલને વારંવાર નુકશાન થાય છે છે તે માટે આ પરીષદ પોતાની દીલગીરી પુનઃ જાહેર કરે છે. કે આ કુંડલાની નોંધ લેવા સાથે પોતાની દહેશત જાહેર કરે છે. કે આ કુંડલા બંદર વહાણોને માટે સરવથી ફતેહમંદ નીવડે કે નહીં. તે શંકાસ્પદ છે. માટે અરજ કરે છે કે આ ચાલુ બંદરોની ખીલવણી માટેના દરેક રીતે ચાંપતા ઉપાયો લેવા.

મી૦ જીવરાજ ગોકુળદાસ નેણસીએ ઠરાવના ટેકામાં જણાવ્યું કે આ ઠરાવનો અનુભવ તો બધાનેજ છે. રાજયની બેદરકારીને લીધે આપણને અનેક અગવડ ભોગવવી પડે છે. અગવડને કારણે શ્રીમંત વયાપારીઓ કચ્છ આવતા નથી. જે છે તે દશ વરસ પછી આવશે કે કેમ તે સવાલ છે "વીટા" જેવા અકસ્માત વખતે પણ આ રાજ્ય તરફથી સહાનુભુતી ન મળે તો તે આ શરમાવાનું છે. માંડવીના બારાંને સુધારી શકાય તેમ છતાં કુંડલાનું બારૂં સુધારવાનું કામ ઉપાડી લેવામાં આવ્યું છે. કુંડલાનું ગમે તેમ થાય પણ માંડવીનું બારૂ સુધારવાની ઘણી જરૂર છે. જખૌનું બારૂ સુધારવામાં આવે તો અબડાસાના લોકોને માંડવી ઉતરી ત્યાંથી સુધી જમીનને રસ્તે મુસાફરી કરવી પડે નહી.

મી. જીવરાજે આગળ ચાલતાં પુછ્યું કે "વીટા"ના અકસ્માત પછી લોકોએ કંઇ ધડો લીધો છે કે? બોંમ્બે સ્ટીમને વીગેશન કંપની દેશી આપણુથી ચાલે , તે દરેક પ્રકારની સગવડ આપે છે. તે આપણી સાથે સારૂ વરતન ચલાવે છે છતાં લોકો "વીટા" પાછળ ગાંડાં બન્યા છે. પરીષદ માટે ખાસ આવેલી સટીમર 'નેમાવતી'માં માત્ર ૫૦ મુસાફરો અને 'વીટા'માં ૪૦૦ ઉતારૂઓ આવે તે શરમાવનારૂ કહી શકાય.

મી૦ ગુલાબશંકર સોમજી ધોલકીયા એ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે માંડવી ખાતે અનેક અગવડ ભોગવવી પડે છે છતાં નામદાર મહારાવશ્રીએ અગવડ દુર કરવા માટે કંઇ કર્યું નથી. સ્ટીમર કંપનીએ "વીટાં"નાં અકસ્માત પછી લોંચ રાખી છે પણ રાજય તે દીશામાં કંઇ કરયું નથી. બંદરપર વેપારીઓના માલ માટે ગોડાઉન પણ નથી તુણા ખાતે પણ અનેક પ્રકારની અગવડ છે. તુણા બંદરથી તુણાનાં સ્ટેશનપર જતાં મુશ્કેલી વેઠવી પડે છે અને ચાલતાં જવું પડે છે. નામદાર મહરાવશ્રી એ પ્રજાની અગવડ દુર કરવા માટે તાત્કાળીક પગલાં ભરવાં ઘટે છે. માંડવી તુણા, કુંડલા ઉપરાંત કચ્છના બીજા બંદરોનો પણ વીકાશ કરવો ઘટે છે.

મી૦ ચતુરભુજ જીવજીએ ઉપલા ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે રાજયે ઉતારૂઓના જાનમાલના રક્ષણ માટે બંદરપર છાપરાંની પણ જરૂર છે, વેપારીઓનો માલ ખુલ્લામાં પડી રહેવાની વરસાદ વગેરે કારણોને લીધે ઘણું નુકશાન થાય છે મહારાજા ગાયકવાડે ઓખાના બંદરમાં અનેક પ્રકારે સગવડ કરી આપી છે અને તે નામદાર ગોડઉનનું ભાડું પણ લેતાં નથી બીજા રાજયો પણ વેપારીઓને અનેક સગવડ આપી વ્યપારની ખીલવણી કરી રહયા છે.

મી૦ લાલજી રામદાસે ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે કુંડલાનું બારૂ ફતેહમંદ નીવડશે કે કેમ તે વિષે હું કહેવા માંગતો નથી. નવું બંદર ખીલવતા પહેલાં જુનાને ખીલવવાની પણ જરૂર છે છે. તુણાનું બંદર આગલા મહારાવે ખોલવ્યું તેની સ્થિતિ આજે હાલહવાલ થઇ રહી છે, કુંડલાનાં બારાં પાછળ લાખો કોરીનો ખર્ચ થશે પણ તેથી આપણને લાભ થવાનો નથી. કારણ કે ત્યાં કામ કરવા માટે ચીનાઓ આવ્યા છે અને તે આપણા કામદારો કરતાં વધુ લવાજમ લે છે. કુંડલાનું બારૂ ફતેહમંદ નીવડવાનો સંભવ નથી, આપણે ત્યાં ડરેજરો પડી પડી છે પણ તે જોઇએ એવું કામ કરતી નથી, તુણા વારષીક રૂા. ૧ કરોડનો માલ નીકાશ કરે છે છતાં ત્યાં કંઇ સગવડ નથી, તુણા ખાતે ઉતારૂઓ માટે છાપરૂ બંધાયું છે છતાં બીઓ માટે ત્યાં હાજતે જવાની સગવડ નથી. એ સગવડ માટે માગણી કરવા છતાં રાજ્યે તે સ્વીકારવાની ના પાડી છે.

મી૦ આણંદજી દેવશી શાહે ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે બંદરો પર અગવડ છે તેનો અનુભવ આપણને બધાને છે. પ્રમુખને તે

અનુભવ છે કે કેમ તે વીશે મને શંકા છે કારણ કે તેઓ આવે છે ત્યારે તેમની તહેનાતમાં સ્ટીમ લોંચ, ફુલના હાર અને બેન્ડ હોય છે. નામદાર મહારાવનેશ્રી મારી વિનંતિ છે કે આ અગવડ દુર કરવા માટે સત્વર પગલાં ભરવાં.

તે પછી મત લેવાતાં ઠરાવ પસાર થયેલો જાહેર થયો હતો.

શ્રીયુત શીવદાસ ચાંપસીએ તે પછી નીચલો ઠરાવ રજુ કર્યો હતોઃ—

આ પરીષદનો નીશ્ચીત મત છે કે કચ્છ રાજાના રાજ્ય કારોબારી વહીવટને પ્રજાકીય અને પ્રજાપ્રીય બનાવવાની અનીવાર્ય અગત્ય છે. તે સિધ કરવા તેમાં જવાબદારી તત્વ દાખલ થવું જોઇએ. આ તેટલા માટે કચ્છ દરબારને અદબસર અરજ કરે છે કે જેમ બને તેમ જલદી આ આદર્શને અમલમાં મુકવો અને પ્રજાએ ચુંટેલા પ્રતીનીધીઓવાળી નીચે જણાવેલી સંસ્થા સજીવન કરવી યાતો સ્થાપવી.

(અ) ગામ અને તાલુકાની પંચાયત તેમજ પ્રત્યેક શહેર માટે મ્યુનીસીપાલીટી અથવા શહેર સભા.

[આ] કચ્છ દેશ માટે કચ્છની મધ્યસ્થ ધારાસભા.

(ઇ) ધારાસભાને જવાબદાર પ્રધાન મંડળ, ઉપરના ઠરાવમાં જણાવેલી સંબંધી આ પરીષદ ખાસ ઠરાવ કરે છે કે તેમાં કચ્છ રાજયમાં પરચલીત અથવા તેને લાગુ પડતા કાયદા ધોરણસર મંજુર કરાવવા અને વિશેષમાં રાજ્યનું આવક ખર્ચ અંદાજ પત્રક રાજયની આવકના પ્રમાણમાં રાજા અને રાજ્ય કુટુંબના નીરવાહને માટે અગાઉથી નીશ્ચીત કરેલા વર્ષાસન સિવાય પ્રતીવર્ષો તે ધારાસભામાં પસાર કરાવી તદનુસાર વહીવટ કરવો.

શ્રીયુંત શીવદાસ ચાંપસીએ ઠરાવના ટેકામાં જણાવ્યું કે હીંદનમા ત્રણ બાબતો ભયંકર છે, એ ત્રણ બાબતોમા એક સ્ત્રીઓની હાલત, બીજી બાબત અંત્યજોની સ્થિતિ અને ત્રીજી બાબત દેશી રાજયની પ્રજાની હાલત. આ ત્રણેમાં કોણ વધુ દુઃખી છે તેનો મારાથી હજુ નીર્ણય થઇ શકયો નથી, સ્ત્રીઓની હાલત દુઃખદાયક છે. અંત્યજોને તો આપણે કુતરા જેવા ગણીએ છીએ. દેશી રાજયની પ્રજા અત્યારે પીડાઈ રહી છે, દેશી રાજયની પ્રજા દુઃખી હોવાનું કારણ આપણી ભાવના છે આપણા શાસ્ત્રોમાં રાજાએ વહીવટ કેવી રીતે ચલવવો તેના કાનુંનો નકકી કરવામાં આવ્યા છે. શાસ્ત્રોમાં

રાજસભા સ્થાપવાનું કહ્યું છે. એ રાજસભામાં પ્રજાનાં ખરા પ્રતીનીધીઓને રાખવાની આજ્ઞા છે. રાજાને ધર્મસભા રાખવાનું પણ ફરમાન છે, આ સભાપર ભારે જોખમદારી નાખવામાં આવી છે. આ પ્રાચીન સભ્યતા છે પણ હવે એ સભ્યતા વીખરાઇ ગઇ છે, આપણે હાએહા કહીએ છીએ આપણે મજબુત હોઇએ તોજ રાજ મજબુત રહે કે મજબુત રાજા તરફ ખોટી વફાદારી બતાવવી તે એક જાતનો દરોહ છે. વઇદ જેમ રોગીને ખરી દવા આપે છે. તેમ આપણે રાજાને ખરેખરૂં કહી દેવું જોઇએ કે રાજા પ્રજાને માટે છે. પ્રજા રાજાને માટે નથી પ્રજાએ રાજાને રાજા બનાવ્યો છે.

શ્રીયુત શીવદાસે આગળ ચાલતાં જણાવ્યું કે ઇરાનની પ્રજાએ માજી શાહને ગાદીયે બેસાડયો અને રેઝાશાહ પેહલવીને ગાદીએ બેસાડયા. વળી કમાલ પાશાને ટરકીએ પોતાના પ્રેસીડંટ તરીકે સ્થાપ્યા છે આપણે જો વખતસર જાગરૂત થઇ પ્રજાસતાનું સુત્ર નહી સ્વીકારીશું તો આપણે ગુલામજ રહીશું.

શેઠ ગુલામહુસેન સુનાવાળાએ ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે આ જાતનો ઠરાવ નામદાર મહારાવ સમક્ષ પ્રતીનીધી તરીકે રજુ કર્યો હતો નામદાર મહારાવે જવાબમાં જણાવ્યું હતું કે પ્રજા આ હક માટે હજુ લાયક થઇ નથી. આપણે હવે આપણી લાયકત પુરવાર કરવાની છે. શીતળા ફરજીયાત નથી એમ રાવશ્રીએ જણાવ્યું છે પણ પ્રજાએ હવે શીતળાં કહાડનારા અમલદારો ફરજયાત શીતળા કહાડે તો લોકોએ તેમની સામો થવું જોઇએ અને જરૂર પડતાં લાકડીનો સ્વાદ ચખાડવો માટે મારા મુસલમાન ભાઇઓ તો માથાં ભાગવાને ચુકે તેમ નથી પણ હીંદુ ભાઇઓને મારી ખાસ અપીલ છે કે તેમણે સંગઠીત થવું ઘટે છે. આ સંગઠન તે શીલદાસ કહે છે તેવું નહી પણ લાકડીનું સંગઠન છે.

મી૦ પ્રાણલાલ સાકરલાલ મહેતાએ જણાવ્યું કે આપણને સુરાજ્ય નહી પણ સ્વરાજ્ય જોઇએ છે. જો નામદાર મહારાવ આ ઠરાવનો અમલ કરે તો શ્રીમાનસીંહ કહે છે તેમ આવતી પરીષદ વખતે મહારાવનો ઉપકાર માનવાનો એકજ ઠરાવ પડશે. આપણે દુનીયામાં રહીએ છીએ તેથીજ આ ઠરાવ કરવાની જરૂર છે. માઇસોરમાં સ્વરાજ્ય છે, એટલે ત્યાં આવી પરીષદ ભરવાની જરૂર રહેતી નથી. આપખુદીનો આપણે વીનાશ કરવાનો છે. હમણાં જ્યાં ત્યાં આપખુદી છે અને તે આપણે તોડવાની છે, આપણે બળવાન બ્રીટીશ સરકાર અને આપખુદ રાજા વચેથી આપણો

મારગ કહાડવાનો છે. આપણે પ્રમાણીક હોઇશું તો આપણને જરૂર ફતેહ મળશે. પ્રમુખ સાહેબ, આ સભામાં એક પણ પ્રમાણીક માણસ છે કે ?

પ્રમુખ—તમે પોછેજ છો.

મી૦ પ્રાણલાલ—હું એવો દાવો કરતો નથી. તમે પ્રમાણીક છો. લોકો તમને તેવા કહે છે.

પ્રમુખ—એ બાબતમાં મારો નંબર તમારી પાછળ છે.

મી૦ એલ. વી. ઠાકરે વધુ ટેકો આપતાં જણાવ્યું કે માંડવીને લકવો લાગુ પડયો છે એમ વાઇસરોઇની મુલાકાત પ્રસંગે એક ભાષણમાં જણાવવામાં આવ્યું હતું, પણ એ લકવો લાગુ પડવા માટે કોણ જવાબદાર છે ? માંડવી મારી જનમભુમી છે તેને લકવો લાગુ પડયો છે એમ કોણ કહે છે ? મારે તેનો જવાબ જોઇએ છે, પણ જવાબ આપે કોણ ? જવાબદાર રાજ્ય તંત્ર હોય તો આ સવાલનો જવાબ આપે કેની ? આ ઠરાવથી અપખુદ સનાનો મોતનો ઘંટ વાગે છે. નામદાર વાઇસરોયે પણ ' ' ' કે એક માણસ હસ્તક બધી સતા રહેવી જોઇએ નહી. વળી કારોબારીઓ હસ્તક ન્યાયની સત્તા રેહેવી જોઇએ નહી; એટલે મહારાવ જોડેની કોરટમાં બેસી શકે નહી. એ કોરટમાં તો બાહોશ બેરીસ્ટર બેસી શકે, રાજા અને પ્રજા વચ્ચે પીતા પુત્રનો સંબંધ છે

મી૦ કૃપાલ જીવાણીએ ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે આપની સમક્ષ રજુ કરાયલા રાજ્યવહીવટમાં જવાબદારીના તત્વને આમેજ કરનારા ઠરાવને અનુમોદન આપવા હું ઉપરથીત થયો છુ આપ સાહેબો સારી રીતે વાકેફ છો કે અત્યારનું આપણું રાજ્યતંત્ર કચ્છ દેશને બીલકુલ જવાબદાર ન હોવાથી તે પ્રજાપ્રીય બનાવવો એ આપણી અને ખુદ શ્રીમાન કચ્છ નરેશની પ્રાથમીક ફરજ છે.

આ ફરજનું ભાન શ્રીમાન કચ્છ નરેશને આપણે કરાવ્યે તે કરતાં તેઓ નામદાર વખતો વખત પરદેશગમન કરતા હોવાનાં કારણે પશ્ચીમનાં દેશોની રાજ્યપધતીના અભ્યાસક હોય એમ માની શકાય અને મારી એ માન્યતાને તેમણે “ લીગ ઓફ નેશનસ ”માં હીંદુસ્થાનના રાજાઓના પ્રતીનીધી તરીકે આપેલી હાજરીએ દઢ કરનારી છે, તેઓ સાહેબ રાજ્યબંધારણોના ઉંડા અભ્યાસક છે, એ એટલા ઉપરથી પણ સાબીત થશે કે તેમણે નામદારને નરેંદ્ર મંડળે પોતાના ઉપપ્રમુખનો દરજ્જો આપ્યો છે.

આ સઘળા કારણો એમ સાબુત ખાત્રી આપે છે કે પશ્ચીમ અને અને પુર્વના ભુત અને વર્તમાન સાશન તંત્રોના તેઓ મીત્ર નીરીક્ષક નહીં પણ અભ્યાસક છે. આથીજ તેઓ પાસેથી તેમના ખુદ તેમના રાજ્ય-વહીવટમાં, પશ્ચીમમાં, તેમજ હીંદમાં બહુધા સર્વત્ર પ્રચલીત રાજ્યપધતીની આપણે રીતસરની માંગણી કરીએ છીએ. આ માંગણી કરવામાં આપણો હેતુ હીંદી સુધારાના પરમ મીત્ર મી૦ મોન્ટેગયુએ દર્શાવેલી આકાંક્ષાઓને ફલીતારથ કરવાનો છે. બ્રીટીશ હીંદને મોન્ટેગયુ ચેમ્સફર્ડ સુધારા અનવયે જે મતાધીકારના હકો મલ્યા તેવાજ હકો આપણે આપણી રાજવીકનેથી માગીએ છીએ.

આપણા દેશની કહેવાતી મયુનીસીપાલીટીઓ તો આપે જોઇજ હશે. એ પર અભીપ્રાય આપવાનું કારણુજ ન હોય, સબબ જે વસ્તુગતે નથી તે પર વળી અભીપ્રાય શાનો? મુંબઇની મ્યુનીસીપાલીટી સરહદપરના પાડોશી અફઘાન રાજ્યને માનપત્ર આપી શકે છે. આપે જોયું છે કે હીંદના નામાકીંત દેશનાયકોને પણુતે મ્યુનીસીપાલીટી માનપત્ર તેટલાજ પ્રેમપુર્વક સન્માન આપી શકે છે. પણ કચ્છના કેંદર બંદર માંડવીની કહેવાતી મ્યુનીસીપાલીટી પોતાના દેશના સાચા પ્રતીનીધીઓથી ચુંટાયેલા તાજ વગરના રાજા આપણા સભા પતીનો સત્કાર કરવા જાગ્રત ન થાય તે શોચનીય છે. પણ સજનો દુઃખનો વીષય છે કે પ્રજાકીય મ્યુનીસીપાલીટીજ અહીં નથી અને તેથીજ આપણી આ માંગણી રાષ્ટ્ર બંધારણ પુર્વકની અને અદબસરની છે આ પરથી આપે એમ સમજવાનું નથી કે આપણી મ્યુનીસીપાલીટી માટેની માગણી એ ફકત માનપત્રો માટેનીજ છે. મ્યુનીસીપાલ અધીકારમાં શહેરનું આરોગ્ય, શીક્ષણ, સાર્વત્રીકપ્રકાશ, પાણી અને સ્વચ્છતા વગેરેપર સંપુર્ણ દેખરેખ રાખી શહેરને સ્વચ્છ, સુંદર અને આબાદ બનાવવાનું છે. આવા અધીકાર વાળી મ્યુનીસીપાલીટીજ આજ અત્રે હોત તો, છેલ્લા ત્રણ દીવસમાં આપણે સઘળાઓને જે ત્રાસો વેઠવા પડયા છે, તે વેઠવા પણ ન પડત અને બંદરી સગવડ પણ થાત. આ અને આવા સઘળા કરણો પ્રત્યે આપણે રાજ્યવહીવટમાં સુધારા સ્વીકારવા આગ્રહ કરીયે છીયે.

સજ્જનો ! ધારાસભા પણ તેટલાજ માટે જરૂરની છે. દેશના કારોબારને પ્રજાકીય અને પ્રજાપ્રીય બનાવવો હોય તો આજના રાજ્યવહીવટમાં આ તત્વ દાખલ કર્યેજ છુટકો છે બ્રીટીશ હીંદમાં બંધારણ મારફત આવી યોજના હોવાથી ત્યાંની પ્રજાને ન્યાય સુગમ અને

અને સુલભ મળી રહે છે. તેમ ત્યાં પ્રજાઅવાજ પણ મક્કમ રજુ થઈ શકે છે. મારે જણાવવું જોઈએ કે હું બ્રીટીશ હીંદનાં અત્યારના રાજ્ય બંધારણનો બીલકુલ પક્ષપાતી નથી કારણ ત્યાં પણ છેવટે તો ના૦ વાઇસરોય કરે તેજ થાય છે એટલે ત્યાંનું રાજતંત્ર પણ એકલી અટુલી 'શાશીતોના સંમતીની શાશન પદ્ધતી છે એમ ના કહી શકાય."
છેવટે પ્રજાકીય તંત્ર તે પ્રજાનેજ જવાબદાર હોવુ જોઈએ અને હું એજ તત્વનો તીરસ્કાર કરૂં છું. તેટલા માટેજ ફકત દેશના જુદા જુદા પ્રદેશોમાંથી ચુંટાએલા સભ્યોને ધારાસભા અને તે મારફતેજ વહીવટ એ ખુદ રાજ્યને વધુ દ્રઢ બનાવનારી અત્યંત જરૂરી વાત છે.

આપણે ત્યાં પ્રધાનજ નથી. ત્યાં વળી પ્રધાન મંડળની વાત એ આપનો આશ્ચર્યકારક લાગવાની પણ આ સઘળુંજ કચ્છ રાજ્ય માટે આશ્ચર્યજનક હોવા છતાં પ્રાણુવાયુ સમાન છે અને તેટલા માટેજ પ્રધાન સહીત પ્રધાન મંડળની અનીવાર્ય આવશ્યકતા છે કે જે પ્રધાનમંડળ હું ઉપર જણાવી ગયો ને ધારાસભાનેજ જવાબદાર હોય.

પશ્ચિમના દેશોમાં વર્તમાન પ્રજાસત્તાક રાજ્યો પ્રચલીત છે, મારી માન્યતા મુજબ ફક્ત એક આગલ પ્રદેશજ "રાજા" જેવી સંસ્થા ધરાવે છે, ત્યાં પણ રાજા અને રાજ્ય કુટુંબને વરષાસનો આપવાનું બંધારણ છે, આવા અત્યુત્તમ બંધારણથી દેશની સંપતીનો મનમાન્યો વપરાસ અટકે છે અને રાજાઓની નીરઅંકુશીત વલણપર પણ કાપ પડે છે. આજની આપણી "શાશક" સંસ્થા લોકો માટે ભારે નામ રાખવા જેવી સંસ્થા થઈ ગઈ છે આ સઘળુ મટાડવા રાજા અને રાજ્ય કુટુંબને વરષાસનો આપવાની પદ્ધતિ દાખલ કરવી એ અતી આવશ્યક છે.

આપનો વધુ સમય લેવા બદલ મને માફી આપશો આ સવાલ એટલો વીશાળ અને ઉંડો છે કે એનાપર ગ્રંથોના ગ્રંથો લખાયા છે અને લખાય કઈ સાશન પદ્ધતિ સારી એ આજે કોઈ દેશ નક્કી કરી શક્યું નથી. મારી માન્યતાનુસાર હું વર્તમાન ન્યુઝીલેંડમાં ચાલુ રાજ્ય પદ્ધતિનેજ વખાણનારો છું. આવી પદ્ધતિ મારા ભાગશાળી દેશમાં શીઘર દાખલ થાય એમ ઇચ્છી આ ઠરાવને હું મારો અંતઃકરણ પુર્વકનું અનુમોદન આપું છું.

મી૦ મથુરદાસ કાનજી મટાણીએ ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે આ ઠરાવ પ્રજાની દષ્ટીએ રજુ કરવામાં આવ્યો છે, આદર્શ આપણે

પ્રાપ્ત કરીએ તો બધું પ્રાપ્ત કરેલું ગણાય અને કંઇ કહેવાનું રહેજ નહી. જો ઠરાવમાં માંગેલું મળી જાય તો પછી વધુ માંગવાનું રહેજ નહી,

મી૦ મટાણીએ આગળ ચાલતાં જણાવ્યું કે રાજાની દષ્ટીએ જણાવી શકે આ ઠરાવનો અમલ થવાથી માત્ર પ્રજાનેજ નહી પણ રાજાને પણ લાભ છે. વફાદારી અનેક જાતની છે. કેટલીકવાર ફરજયાત રીતે વફાદાર રહેવું. પડે છે અને દાંભીક રીતે પણ ઘણા વફાદારી બતાવે છે, આપણને આવી વફાદારી જોઈતી નથી. રાજા આપણી પાસે ખરી વફાદારીની આશા રાખતા હોય તો તેમણે રાજયતંત્રમાં જવાબદારીનું તત્વ દાખલ કરવું ઘટે છે. નામદાર મહારાવે પ્રતીનીધી મંડળને જણાવયું હતું કે પ્રજા આ હક માટે લાયક નથી. જો પ્રજા નાલાયક હોય તો તે માટે કોણ જવાબદાર છે ? જો નાલાંયકાત હોય તો કેળવણી વગેરે સાધનો દાખલ કરી તે દુર કરવી જોઇએ. કચ્છમાં પાણી અને તેજ છે પણ ઉત્તેજનની જરૂર છે.

કરાંચીવાલા મી૦ હાતીમભાઇએ ઠરવને ટેકો આપતાં જણાવ્યુ કે માંડવી ખાતે અમે ઉતરયા ત્યારે અમારી ખાત્રી થઈ કે પુરાણોમાં જે નરક વીષે વરણુન છે તે ખોટો ખ્યાલ નથી પણ ખરી વાત છે. પ્રયત્નથી નર પણ નારાયણ થઇ શકે છે. માંડવીના લોકોએ પણ તેમ પ્રયત્ન કરવાના છે. માંડવીના લોકોએ બાહેર નીકળી પોતાની રીતી તપાસવી ઘટે છે. આપણે આ ઠરાવમાં દરબારને અરજ કરો છે પણ દરબારને શા માટે અરજ કરવી જોઇએ ? માંડવીના કુતરાંઓને જોઇ મારૂં હૃદય દરવી રહે છે. માંડવીના રસ્તા નરકરૂપ છે. દરબારને અરજ કરવી હોય તો કરો પણ જે બાબત આપણા હાથમાં છે તે આપણે પોતે કેમ ન કરવું ? અસલના વખતમાં બધુ રાજય કરી આટલુ વધેલું નહતું સ્થાનીક સ્વરાજયની બાબતમાં પ્રાચીન હીંદ ઘણું આગળ વધેલું હતું સાંધમાં ૫૦૦૦ વરષ પરના શહેરના ખંડીયર નીકળયાં છે તે પરથી જણાય છે કે પ્રાચીન હીંદમાં ગટરો, વગેરે સગવડ હતી. બીજા પ્રાચીન ખંડીયરો પરથી જણાય છે કે પ્રાશ્ચાત્ય દેશો કરતાં પણ તે વખતનું હીંદ આગળ વધેલું હતું.

મી૦ હાતીમે આગળ ચાલતાં જણાવયું કે આપણે હાથે ગંદકી દુર કરી શકીએ તેમ છીયે. પ્રતીનીધીઓને મારી વીનંતી છે કે શનીવારે ઝાડુ સાથે દરવાજા આગળ હાજર થવું, જો મારા કચ્છી મીત્રને ભેટ આપવાની જરુર પડશે તો હું તેને ઝાડુની ભેટ આપીશ મત લેવાતાં ઠરાવ પસાર થયલો જાહેર થયો હતો.

મી૦ કાંતીપ્રસાદ અંતાણીએ તે પછી નીચલો ઠરાવ રજુ કર્યો હતો:—

આ પરીષદ નીશ્ચીતપણે માને છે કે કચ્છના રાજયતંત્રના ધોરણસર પસાર થયેલા કાયદાના સરવોપરીપણાનો સરવથા સ્વીકાર થવો જોઇએ અને તે સંબંધમાં આ પરીષદ ખાસ ઠરાવ કરે છે કે કારોબારી આપખુદીથી કોઇપણ પ્રજાજનની અંગત સ્વતંત્રતાની અવગ્ના થવી જોઇએ નહિ અને જો કોઇપણ વયકતીને નીષકારણ અને ધોર સર તપાસ કર્યા વીના પકડવામાં આવે તો તેને જામીનપર અથવા વગર જામીને સતવર છુટકારો રીતસર અરજી અને સંતોસ કારક મુચરકો આપવાથી થવા જોઇએ.

મી૦ કાંતીપ્રસાદ અંતાણીએ ઠરાવના ટેકામાં જણાવયું કે મારા અનુભવ પરથી હુ કહું છું કે નાના અમલદારો પોતાનુ વેર વાળવા માટે અનેક માણસોને રોકી રાખે છે વગર તપાસે કોઇને બેસાડી રાખવાનું કાયદા વીરૂદ્ધ છે.

પ્રમુખે તે પછી જણાવવું કે મુંબઇ ખાતેથી મી૦ લખમસી ગુંડાલાવાલા તરફથી મને તારનો સંદેશો મળયો છે. તેમાં જણાવવામાં આવયું છે કે ગુંડાલાના કેટલાક તુફાની લોકો મારા બાપાને મારી નાખવાના પ્રયતન કરે છે તેમને બચાવો.

પ્રમુખે જણાવયું કે મેં આ સંદેશો પોલીસ કમીશનર પર મોકલતા તેમને મને જણાવયું કે એક સવાર તયાં મોકલ્યો છે અને એ માણસને બચાવવા માટે બીજાં પગલાં ભરીશ.

પ્રમુખે જણાવયું કે તમે નહી માનશો કે હું મલમપટા બગાડવા ઉભો થયો નથી. હવે જે થયું તે થયું પણ સહવાર પડી છે, તે પોલીસ કમીશનરના સંદેશાપરથી જણાય છે મને વાગડ આવવાનું આમંત્રણ થયું છે તે હું જરૂર જઇશ (તાળીઓ) અને ગમે તે ખોરાકથી ચલાવીશ હું પણ ગરીબ માણસનું ફરજંદ છુ. મારા દાદા પાસે પઇસા નહી હોવાથી મારા પીતાને હળમા બળદની સાથે જોડાવું પડયું હતું આથી ગરીબી સહી લેવાને હું તૈયાર હતો

મી૦ કાંતીપ્રસાદ અંતાણીએ તે પછી નીચલો ઠરાવ રજુ કરયો હતો.

આ પરીષદની પહેલી બેઠકમાં ઠરાવ ૧૪ માં જણાવેલા કચ્છ રાજ્યની જાહેર અમલદાર વરગની નીમણુંકમાં માત્ર લાયકાતનું ધોરણ દાખલ કરવા માટે આ પરીષદ ઠરાવ કરે છે કે દરબારી અમલદાર વરગમાં મુખ્ય જગાઓ પુરવા માટે જે ઉમેદવારો અગાઊથી નીશ્ચીત કરેલી જાહેર પરીક્ષામાં પાસ થયા તેનેજ લેવા અને તેમ કચ્છીઓને પહેલી પસંદગી આપવી અને દરબારને અરજ કરે છે કે વરતમાન અમલદાર વરગમાં વયો વરૂધ, અશાકત અને પોતપોતાના કામને માટે અયોગય થયેલા રાજયના નોકરોને વયાજબી વરસાષન આપી તેમને ઓધા અધીકારથી ફ્યરેગ કરવા અને તેમની જગાએ લાયક અધીકારીઓની ઉપર કહેલા ધોરણસર નીમણુંક કરવી. મી૦ અંતાણીએ ઠરાવના ટેકામાં જણાવયું કે હમણા લાગવગવાળા અને સગાવહાલાં નોકરીમાં ધુસી જાય છે હાલના અમલદારોમાં પોલીસ કમીશનર મી૦ અબ્દુલ રશીદેખાન ઘણા લાયક છે તેમની મારા તરફ મહેરબાની છે પણ આમ તરફ તેમની એવી વરતણુક હોવા વીશે મને શક છે ઘણીવાર અમલદારો જોઇતા નથી. આપણને કચ્છ માટે કચ્છી અમલદારો જોઇએ છે પણ હમણા કચ્છીમાં કચ્છીઓજ મોટે ભાગે ઓધાપર છે અને તેઓ પ્રજાને પીડે છે હમણાના અમલદારોમાંના જે વીરૂધ થયા છે તેમને પેનશન આપી ફારગકરી જવાનોને તેમની જગાએ નવા જોઇએ હમણા પેનશન મળતું નહી હોવાથી અમલદારો ઓધાને વળગી રહયા છે અને અમલ ઢીલો થાય છે,

મી૦ ગુલાબશંકર અમરૂતલાલ ધોલકીઆએ ઠરાવને ટેકો આપયા પછી તે પસાર થયો હતો.

મી૦ પુરૂષતમદાસ ધનજીએ તે પછી નીચલો ઠરાવ રજુ કરયો હતોઃ

કચ્છના મુખય અમત્યની જગા હાલ લગભગ ચાર વરસથી ખાલી પડી રહેવાથી રાજવહીવટની સરળતા તેમજ વધી જતા પ્રશનોના ચુકાદાને મોટી હાની થાય છે, માટે આ પરીષદ નામદાર મહારાવશ્રીને સવીનય અને આગ્રહ પુરવક અરજ કરે છે કે આ જગાપર બહોશ દેશના જાહેર જીવનમાં પંકાયેલા, કચ્છ પ્રજાને રાજય કારયમાં પ્રગતીમાર્ગે ચડાવી શકે અને રચનાત્મક કાર્ય કરી શકે એવા કોઇ બને ત્યાંસુધી કચ્છી ગ્રહસ્થ અને કચ્છીને અભાવે હીંદી ભાઈની સત્વર નીમણુંક કરવી. મી૦ પુરૂષોતમદાસ ધનજીએ ઠરાવના ટેકામાં કહ્યું કે મહારાવશ્રી દીવાન નહી રાખવાથી

રાજ્યને ભારે નુકશાન કરી રહયા છે કારણ કે દીવાનની ગેરહાજરીમાં જુદા જુદાં ખાતાંપર જોઇતો અકુશ રહેતો નથી વાઇસરોયની પધરામણી પ્રસંગે શણગારની તઇયારી જોકે મહીનામાં થઈ તોશું દીવાન શોધી શકાતો નથી રાજ્ય કુંડલા અમલદારને રૂ ૩૦૦૦ આપે છે અને બીજા અમલદારને પણ ભારે પગાર આપે છે તો દીવાનપદ, માટે રૂ. ૫૦૦૦ નો પગાર પણ આપવો પડે તો તે આપીને અનુભવવાળા જાહેર પુરૂષને એ ઓધાપર નેમવો જોઇએ છે.

નાગરેચાના ઠાકોરશ્રી વેરીસાલજીએ ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યુ કે રાજાના પાંચ મુખ્ય અંગ છે તેમાં એક અંગ મંત્રી છે. અને મંત્રીનો ઓદ્ધાની ખામી છે તે મહારાવશ્રીએ ઝટ પુરવી જોઇએ

ભુજવાલા મી૦ સાકરચંદે ઠરાવને વધુ ટેકો આપતા જણાવ્યું કે આપણું ઓઇલર નકામું છે છતાં તેને લઇ ચલાવવામાં આવે છે. બીજા રાજાઓને દીવાનપદ માટે લાયક માણુસો મલે છે અને કચ્છના નામદારે મહારાવને દીવાનપદ માટે લાયક માણુસ મળતા નથી તે આપણી અજાયબી છે. જો પુરતો પગાર અને સતા આપવામાં આવે તો દીવાન તરીકે જરૂર લાયક માણુસ મળશે.

મી૦ હરીદાસ કરસનદાસે જણાવ્યું કે ઠરાવમાં જણાવવામાં આવ્યું છે કે દીવાન તરીકે કચ્છીને નેમવો પણ હું એવી સુચના કરવા માંગું છું કે એકલા કચ્છી નહીં પણ લાયક કચ્છીને દીવાન નેમવા જોઇએ લાયક માણુસો તો છે પણ નામદાર રાવશ્રી પૈસા છોડવા માંગતા નથી. તેઓ હેલગ ૧૯ પાછળ પૈસા ખર્ચે છે પણ દીવાનના પગાર માટે નાણાં ખરચવાની આનાકાની કરે છે.

મી૦ મથુરદાસ મટાણીએ નીચલો ઠરાવ રજુ કર્યો હતોઃ—

(અ) આ પરીષદ કચ્છ રાજ્યની હુંડીઆમણુની વીકટ બાબતમાં ૧૪શી ૧.ણુ સુવ્યવસ્થત. સંતોષકારક રાજ્ય નીતિના અભાવ માટે અત્યંત ખેદ જાહેર કરે છે અને ખુદ મહારાઓશ્રીએ તે સંબંધી ગઇ પરીષદના ઠરાવોના જવાબમાં આપેલા વચનને બાર માસ થવા આવ્યા છતાં હજુ પણુ એ સંબંધી કાંઇ પણુ વ્યવસ્થા થઇ નથી તે માટે ખેદ જાહેર કરે છે અને આગ્રહપુર્વક અરજ કરે છે કે આ બાબતપર પ્રજાને સંતોષ થાય, દેશનાં હુન્નર ઉદ્યોગ તેમજ ખેતીની ખીલવણી થાય અને વેપારની સલામતી

જળવાઇ રહે તેવા ઉપાયો લેવા તપાસ કરવા અનુભવીઓની કમીટી નેમવાની અરજ કરે છે.

(આ) કચ્છ દેશના સામાન્ય ચલણમાં કેટલોક ભાગ ઘસાઇ ગયેલા માલુમ પડે છે તે સંબંધી સ્પષ્ટ દરબારી હુકમ છતાં દરબારી ખાતાંઓ તેવા સીકકા લેવાની ના પાડે છે તે સંબંધી આ પરીષદ દરબારશ્રીનું ખાસ ધ્યાન ખેંચે છે, અને તેમને વીનંતી કરે છે કે આવા સીકકા ચલણમાંથી અમુક મુદતની અંદર પાછા ખેંચી લેવા, અને તે દરમીઆન દરબારી ખાતાંઓને મુળ હુકમને અનુસરી સીકકાઓ કબુલ રાખવા ફરમાશ કરવી.

મી૦ મુળરાજ કરસનદાસે ઠરાવને ટેકો આપતાં જણાવયું કે પહેલાં રૂપીયાની ચાર કોરી મળતી હતી તેને બદલે પોણાબે કોરી મળે છે. લોકો માને છે કે આથી આપણને અનેક વસ્તુઓ સોંઘી પડે છે પણ આ માન્યતા ખોટી છે રૂપીયાના પોણાબે કોરીના કૃત્રીમ ભાવને લીધે ખેડુતને ઘણું સહન કરવું પડે છે એકલા રૂનોજ દાખલો લઇએ તો રૂ ઉગાડનારા ખેડુતોને કેટલું નુકશાન થાય છે તે શેઠ પુરૂશોતમદાસ ઘનજીએ પોતાના ભાષણમાં જણાવયું છે ઉંચી હુંડીને કારણે પરદેશી માલ આપણે ત્યા સોંઘો પડે છે આથી આપણા ઉદયોગોને સહન કરવું પડે છે આપણી આયાત ઘટી છે અને નીકાસ વધી છે અને જો કોઇને પણ આથી ફાયદો થયો હોય તો તે રાજયને છે પણ પ્રજા પાયમાલ થતી જાય છે અને તે કચ્છ છોડતી જાય છે.

ભુજવાલા મી૦ માનસીંગ કચરાએ ઠરાવનો વધુ ટેકો આપતાં જણાવયું કે આ નીચી હુંડીથી કચ્છનું સત્યાનાશ નીકળી ગયું છે હાલના હુંડીના ભાવથી રૂપીયાના ચલણમાં પગાર મેળવતાં રાજયના અમલદારોનેજ લાભ છે, ભુજનો ઉદયોગ આજે તુટી પડયો છે અને બીડીવાલાની દુકાન વધી છે તેનું કારણ હુંડીઆમણ છે.

કરાંચીવાલા મી૦ હાતમભાઇએ જણાવ્યું કે કચ્છનો વેપાર અને ખેતી નાશ પામ્યાં છે અને તે માટે રાજય જવાબદાર છે હુંડીયામણને કારણે ખેડુતોનું લોહી ચુસાઇ જવાથી તેઓ રાજય છોડી જાય છે રાજય હુંડીયામણથી સુધરેલી લુટ ચલાવી રહ્યું છે.

મત લેવાતાં આ ઠરાવ પસાર થયો હતો પરીષદની બેઠક તે પછી શુક્રવારે સહવારે કચ્છી ટાઇમ ૯ વાગ્યાપર મુલતવી રહી હતી.

કચ્છી પ્રજાકીય પરીષદની ત્રીજા દીવસની બેઠક આજે સહવારે મહાજન વાડીના ચોગાનમાં બાંધવામાં આવેલા ખાસ મંડપમાં મળી હતી.

પ્રમુખે તે પછી નીચેલો ઠરાવ રજુ કર્યો હતોઃ—

આ પરીષદ તેના મારદ મંત્રી અને કચ્છના જાણીતા પ્રજાસેવક ભાઈ ગોકળદાસ ખીમજીપર તા૦ ૫ જુલાઈ ૧૯૨૭ ના રોજ કચ્છના પાટનગર ભુજના ઘોરી રસ્તાપર ધોળે દીવસે થયેલા જીવલેણુ હુમલાની નોંધ અત્યંત દીલગીરી સાથે લે છે અને ભાઇ ગોકળદાસના ધૈર્ય તેમજ સહનશીલતાની ખાસ કદર બુજી તેમનાંપર ગુજરેલા સીતમ માટે અંતઃકરણપુર્વક દીલસોજી જણાવે છે.

પ્રમુખે જણાવ્યું કે હું નથી ધારતો કે આ ઠરાવની વીરૂધ કોઇ હોય ગુનેહગારો પકડાયા નથી તેમનાપર હુમલો થયો છે પણ તેમણે હજુ ફરીયાદ નોંધાવી નથી. ફરીયાદ નહી નોંધાવવામાં તેમનો વાંક છે. ઘોરી રસ્તા પર તેમનાપર હુમલો થયો છતાં કોઇને પકડવામાં આવ્યો નથી તે દીલગીરીભર્યું છે. મને આશા છે કે રાજ્ય ગુનેહગારોને પકડશે. ભાઈ ગોકળદાસ પર હુમલો થવામાં ઠીકજ થયું છે, કારણ કે એમ થશે અને ભોગ અપાશે ત્યારેજ જાગ્રતી આવશે.

તે પછી મત લેવાતાં ઠરાવ પસાર થયો હતો.

ભુજવાળા શેઠ સાકરચંદ પાનાચંદે તે પછી નીચલો ઠરાવ રજુ કર્યો હતો.

આ પરીષદની પહેલી બેઠકમાં પસાર કરેલ ખેતીવાડી માટે પાણી ઇત્યાદી સગવડ તેમજ વેપાર વણજની સગવડ માટે કચ્છમાં વ્યવહારના, સાધનની અને જગાત માટેની રાજ્યનાતીનાં સુધારા સંબંધી ઠરાવો ન. ૧૦, ૧૩, ૧૫, ૧૬, પુનઃ પસાર કરે છે, અને તે પરતવે અદ્યાપી કચ્છ દરબારની ઉદાસીનતા પ્રતી અત્યંત દીલગીરી સાથે પોતાનો સખત વીરોધ જાહેર કરે છે અને કચ્છ દરબારને આગ્રહપુર્વક અરજ કરે છે કે હવે વગર વીલંબે આ બાબતોમાં પ્રસ્યાત્મક પગલાં લેવામાં જોઇએ.

માતાના મંડપમાં અનેક વરસો સુધી ખાતરના ગંજ તેમાંથી હટકીન માટે સુરો ખાર પેદા કરવા વાસ્તે દરબારી ફરમાનથી મચયા રહે છે, અને તે ખેડુતને ખેતીમાં ઉપયોગ કરવા દેવાની મનાઇ છે, તેથી ગંદકી તેમજ મંદવાડનું જોર આવાં ગામડાંઓમાં બહુજ વધી જાય છે. માટે પરીષદે જનસુખાકારીને તેમજ ખેતીવાડીની આબાદીને અનુકુળ રાજનીતી સતવર જાહેર કરવી, અને તેને સતવર અમલમાં મુકવી.

ખેનીવાડીના સંબંધમાં આ પરીષદ ખાસ કરીને રાજ્યની જમીનમાંથી ઉઘરાવવાની મેહેસુલની પધ્ધતી સંબંધી ના મહારાઓશ્રીનું ખાસ ધ્યાન

ખેંચે છે કે મહેસુલની વસુલાત કરતી વેળા અમલદારો તરફથી ખેડુત વરગને અનેક જાતની હેરાનગતી અને કનડગત કરવામાં આવે છે, તે દુર કરવા સ્પષ્ટ હુકમ કહાડી તેને ગામેગામ પુરતી જાહેરાત આપી, ખેડુત વરગની આ રીતે થતી હાડમારી અટકાવવી, અને જમીનની મહેસુલ સંબંધી મુળ રાજયનીતીના પ્રાથમીક સીધાંતો યોગય વ્યકતીઓ મારફતે તપાસાવી, તે શાસ્ત્રીય રીતે મુકરર કરવા અને કચ્છની ધારાસભા મારફત પસાર કરી અમલમાં મુકવાં.

કચ્છમાં ચાલતી જગાત પધતી ઉપર કરેલા ઠરાવના વધારામાં આ પરીષદ ખાસ ઠરાવ કરે છે કે એ વીષયમાં જે પણ કોઇ સુવ્યવસ્થીત રાજયનીતી નીશ્ચીત કરવામાં આવે તેમાં ખાસ કરીને નીચેના મુદા અને તતવોનો સંતોષકારક રીતે સમાવેશ કરવો.

( અ. ) કચ્છમાં આવતા દરેક માલ પર લેવામાં આવતી જકાત એકજ સ્થળે લેવાવી જોઇએ, અને તે જે માલ એક બંદરે આયાત થયેલે હોય, અને જેના ઉપર એકવાર નીરણીત દાણ અપાયું હોય, તેજ માલ ફરી કચ્છ દેશના બીજા કોઇ પણ ગામમાં જાય, તો તેના પર તળોટ, કે ચુંગી કે એવાં બીજા કોઇ પણ નામે કે બહાને વધારે અને નવી જકાત ન લેવી અને એક સરખી જકાત લેવી.

(આ) આયાત થયેલા માલ પર લેવામાં આવતી જકાતની રકમ નીશ્ચિંત કરવા માટે પરદેશી સીક્કા અને ખાસ કરીને સરકારી રૂપીઆના ભાવ આજે જે અનેક જાતના ફેરવવામાં આવ્યા છે, તે તમામને બજારમાં ચાલતા ભાવ મુજબ એકરાશ કરી દેવા કે જેથી વેપારી વર્ગને અને કચ્છી આલમને આમ આડકતરી રીતે વેઠવો પડતો મોટો બોજો ઉઠાવવામાં રાહત મળે.

(ઇ) જકાતના દરના મુળ સીદ્ધાંત અને આંતરીક આશય ઉદેશ જે હાલ પ્રજાથી સદંતર અજ્ઞાન છે તેને નીશ્ચીંતપણે અને દેશના હુન્નર ઉદ્યોગને સદંતર ઉતેજન મળે તેમજ તેની અભિવૃદ્ધિ થાય એવી રીતની રાજનીતી સત્વર જાહેર કરવી.

(ઉ) કચ્છમાં આયાત થતાં પુસ્તકો અને કેળવણીનાં અન્ય સાધનો પર હાલ લેવાતી જકાત સત્વર બંધ કરવી.

શેઠ સાકરચંદે ઠરાવના ટેકામાં વીવેચન કરતાં જણાવ્યું કે આપણો

મુખ્ય આધાર ખેતીવાડી ઉપર છે અને હુંડીયામણને કારણે ખેતીનો ઉદ્યોગ નાશ પામતો જાય છે, આપણી ખેતીની રશીતી સુધારવાની પણ જરૂર છે એ બાબતો છે એટલે એક ઠરાવ બે ઠરાવનો સમાવેશ થઇ જાય છે. હુંડીયામણ વીશે કાલે ઘણું બોલાયું છે પણ હું એટલું તો જણાવીશ કે હુંડીયામણનો નિકાલ નહિ થાય ત્યાં સુધી ખેતીનો ઉદ્યોગ ખીલવાનો નથી. બીજા ખાતાની માફક રેવન્યુ ખાતાંમાં પણ બીનલાયક અમલદારો છે અને તેઓ પ્રજાપર ભારે જુલમ કરી રહ્યા છે. મહેસુલ કેવી રીતે લેવાય છે તે જાહેર પ્રજા તો શું પણ ખુદ ખેડુતો પણ જાણતા નથી. ખેડુતોની આ અજ્ઞાનતાનો લાભ અમલદારો લે છે ખેડુતો ખાસ કંટાળી બીજા ધંધામાં જોડાતા જાય છે. ખેડુતો પાસેથી કેટલેક ઠેકાણે ૩।। મો ભાગ તો કેટલેક ઠેકાણે અર્ધ ભાગ લેવાય છે, આ ભાગ ઉપરાંત અનેક લાગા લેવાય છે. આ બધા લાગા ગણાવું તો ખેડુત પાસે ઘણું ઓછું રહે છે, જો આ સ્થીતી નહિ સુધરે તો કચ્છ અન્ન વીના ટળવળવાની વખત આવી પહોંચશે. ખેડુતોને આ ઉપરાંત અમલદારો અનેક રીતે પજવે છે તેમની સામે નનામી અરજી થાય છે અથવા કરાવવામાં આવે છે અને એ બાબત તેમને પજવવામાં આવે છે પટેલ એક વખત સુખી પ્રજા વચ્ચે મધ્યસ્થ પુરૂષ હતો તે હવે રાજ્યનો વેચાયેલો પુરૂષ થઇ પડયો છે અમલ છતાં આ અમલદારો ગામડામાં જાય છે ત્યારે પટેલો લોકો પાસેથી પઇસા ઉઘરાવી તેમની પરોણાગત કરે છે. પઇસા મળવા છતાં લોકો પાસે નાણાં મળવાની ખોટી રશીદો લખાવી લેવામાં આવે છે. મહેસુલી ખાતુ એક રીતે અંગારાનો દરીયો છે.

શેઠ સાકરચં તે પછી જગાત વીશે બોલતાં જણાવ્યું કે જમીન અને દરીયા માર્ગે આવતા માલપર આપણે ત્યાં જકાત લેવાય છે આ જકાતમાં પણ હુંડીયામણ વચ્ચે આવેલી માલની કીમત કોરીમાં ગણાયે છે અને એ કોરીના ભાવ પણ જુદા જુદા હોય છે અમુક વસ્તુની કીમત નક્કી કરતી વખતે રૂપીયાની પાંચ તો કોઇ વખતે આઠ કોરી ગણવામાં આવે છે જ્યારે કોરીનો ભાવ તો બીજોજ છે જકાત તરીકે ઘણી વારે કીમતના ટકા જેટલી રકમ વસુલ કરવામાં આવે છે વળી જકાત ભરી તો માલ એક ગામથી બીજે ગામ લઇ જવામાં આવતાં ત્યાં બીજીવાર જકાત લેવાય છે, ખાસ સ્થાનિક ઉદ્યોગને ઉત્તેજન મળતું નથી. એક અવાજ—ધર્મના પુસ્તકો અને મુર્તીઓ પર પણ જકાત વાય છે.

શેઠ સાકરચંદ—હું તે જાણું છું હવે પછી તે વીષે હું બોલીશ.

તેમણે આગળ ચાલતાં જણાવ્યું કે જકાતની પદ્ધતિ એકસરખી નથી ઘાસતેલ પર માંડવીમાં રૂપીયાનાં ભાવ પ્રમાણે મુદરા ખાતે કોરીના ભાવ પ્રમાણે જકાત લેવાય છે આ ઉપરાંત ધર્મના પુસ્તકો અને મુર્તી પદ પણ જકાત લેવાય છે. જો જકાત અને ખેતીવાડીની આ સ્થીતી નહિ સુધરે તો ૨૫ વરસ પછી શું થશે તે હું કહી શકતો નથી.

મી૦ યુસુફ અલારખીયા પટેલે ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે આપણે ત્યાં જકાત રૂપીયા અને કોરીના ભાવમાં લેવાય છે આ પદ્ધતિ એક સરખી હોવી જોઇએ. એક ગામવાલાને એક રકમ આપવી પડે અને બીજા ગામવાલાને બીજી રકમ આપવી પડે તે ઇચ્છવા જોગ નથી જગાતના ધોરણમાં ફેરફાર હોવાથી એક ઠેકાણે ચીજ સોંઘી અને બીજે ઠેકાણે મોંઘી વેચાય છે.

ખેતીવાડી વીષે બોલતાં તેમણે જણાવ્યું કે ખેડુતોને રાહત આપી તેમની સ્થીતી સુધારવી જોઇએ. જકાતની પધતિ કરવા માટે કલંકરૂપ છે સાહિત્યની જકાત તો નીકળીજ જવી જોઇએ. આપણા દેશમાં ડુંગરો છે અને પાણી રોકી તળાવ બાંધવામાં આવે તો ખેડુતોને ઘણો લાભ થાય. રાજ્યે આ બાબત પર ધ્યાન આપવું ઘટે છે. ચુનાની ભુળ પણ વધતી ઓછી છે. માંડવીના પીંજારાઓની પણ જકાતની બાબતમાં ઘણી ફરીયાદછે

મી૦ ઇસ્લાઇલ નલ્લુ સમેનીએ વધુ ટેકો આપતાં જણાવ્યું કે મહારાવે વડા લાટને જણાવ્યું કે કચ્છની જમીન ઉતરતી અને વરસાદ ઓછો છે. કચ્છમાં જમીન ઉતરતી છે પણ કુદરત તરફથી પણ બક્ષીસ મોટી છે જો બુદ્ધિનો ઉપયોગ કરવામાં આવે તો પરિણામ ઘણુ સારૂં આવે. નેહેર ખાતાવાલા મી૦ કોલેમને એક વખતે રેતીવાલા પ્રદેશમાં આવવાનું કહ્યું હું તેમની સાથે ગયો. મેં તેમને કેટલીક સલાહ આપી પણ તેઓ રહ્યા ગોરા અને હું રહયો કાળો એટલે મારી વાત તેમના ધ્યાનમાં ઉતરી નહી. કચ્છને પહેલાં સીંધુનું પાણી મળતુ હતું પણ ઝરાના ધ્રુરઘ પછી એ પાણી મળતું બંધ પડી ગયું છે,

મી૦ સમેનીએ આગળ ચાલતાં જણાવ્યું કે પાણી લાવવા માટે બીકાનેરના મહારાજાએ કેવા પ્રયત્ન કર્યા છે તે બધા જાણે છે. આપણે પણ તેવા પ્રયત્ન કરવા છે અને સીંધુનું પાણી વાપરવાનો આપણે હક પાછો મેળવવો જોઇએ. ખેડુતોની સ્થીતી ૧૨ ભાગ અને ૧૩ લાગીઆ જેવી છે.

અત્યારે એટલા બધા લાગા છે કે ખેડુતોની પાઘડી કોઇ કોઇ વાર ખેંચાઇ જાય છે. રબાડીઓની હાલતનો તો હજુ કોઇએ વીચાર કર્યો જણાતો નથી.

થરપારકર અને ઉમરકોટ ખાતેની જકાત વસુલ કરવાની પધતીની કચ્છની પધતીની સરખામણી કરતાં જણાવ્યું કે અત્રે કોઇ પહોંચ માગે કે પ્રાણ નીકળી જાય. અત્રે જકાત વસુલ કરવા પાછળ ભારે ખરચ થાય છે. ૪૦ કોરી વસુલ થાય તો ૨૦ કોરી વસુલ કરવા પાછળ ખરચાઇ જાય છે. કચ્છના એક ભાગ પર સીંધુ બીજા ભાગપર દરીયો એને ત્રીજા ભાગમાં ખનીજ પદાર્થો છે.

તેમણે આગળ આવતાં જણાવ્યું કે ઈંગ્લાંડ જેવા સુધારા આપણે ત્યાં થયા હોત તો આપણ ઇંગ્લાંડ કરતાં વધી જાત. મહેસુલ અને જકાતને નામે લોકોનું લોહી લેવામાં આવે છે.

શેઠ કલ્યાણજી ધનજીએ ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે જકાત પધતી દેશના ઉદ્યોગના રક્ષણ માટે ઉપયોગી છે અને સુધરેલા દેશો દેશના ઉદ્યોગ અને વ્યાપારના રક્ષણ માટે તેવી રીતે જકાત નાખે છે, બ્રીટીશ હીંદમાં સીમેંટ અને લોખંડને ઉત્તેજન મળે તેવી રીતે જકાત નંખાય છે અને દીવાસળીના ઉદ્યોગ વીશે હમણાં તપાસ થઇ રહી છે. આપણે ત્યાં જુની પધતીએ જકાત લેવાય છે, સાહીત્યપર કોઇ પણ દેશમાં જકાત લેવાતી નથી આપણે ત્યાં પણ જમાના પ્રમાણે જકાતની પધતીમાં સુધારો થવો ઘટે છે.

મી૰ લાલજી રામદાસે જણાવ્યું કે આપણા મહારાવશ્રી ઘણા બાહોશ છે, પણ તેમણે ડુબાતી જતી મીલકત બચાવવા માટે કંઇ પ્રયત્ન કર્યો નથી. તુણા અને માંડવીના બંદર નાશ પામ્યાં જાય છે. કેટલેક ઠેકાણે રાજ્યના વહાણ કોહી જઇ નાશ પામવાની સ્થીતીપર આવી પડયાં છે.

રાજ્યે રેલવે અને મોટર સીવાય બીજો કોઇ વેપાર કર્યો હોય એમ વ્યાપારી તરીકે હું જાણતો નથી. કચ્છમાં આગળ જેટલી કોરી રહી નથી કચ્છે નવા કર નાખ્યા નથી તેમ રાજ્યે વ્યાપાર કર્યો નથી છતાં કોરી કયાં ગઇ ?

જાહેર બાંધકામ ખાતાં પાછળ વાર્ષીક ૨૩ લાખનો ખર્ચ થાય છે. રાજ્યની મીલકત આ રીતે દટાતી જાય છે. હુનર ઉદ્યોગ અને ખેતીનાં રક્ષણ માટે વધુ જકાત જરૂરી છે પણ રાજયને કંઇ કરવું નથી. જો રાજય કહે તો કુંડલાથી સીંધ સુધી રેલ્વે બાંધી આપવાને તઇયાર છું.

પ્રમુખ—તમે વીષયની બાહેર જાઓ છો. રેલ્વે બાંધવાની માગણી મહારાવ પર મોકલી આપજો અત્રે તો ઠરાવ પર બોલજો.

મી૦ લાલજીએ આગળ ચાલતાં જણાવ્યું કે દેશને ખેડુતોની જરૂર છે.

મી૦ લક્ષ્મીદાસ રણછોડદાસે ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે ખેતીને ઉતેજન આપવાની જરૂર છે અને બીકાનેરની માફક પાણીનાં સાધન પુરાં પાડવાં ઘટે છે, અત્રે બનતાં માલને ઉતેજન આપવાની પણ ઘણી જરૂર છે. દેશમાં બનતા માલને ઉતેજન મળે તોજ ખેતીની સ્થીતી સુધરે; સાધનો યોજવા માટે નાણાંની જરૂર હોય તો કચ્છીઓ તે પુરાં પાડી શકે પણ રાજય તરફથી સહાયતાની ઘણી જરૂર છે. કચ્છમાં પાણીનાં સાધન મળે અને ખેતીવાડી ખીલે તો બીજા પ્રશ્નોનો આપોઆપ નીકાલ થઇ જશે કાઠીયાવાડના રાજયો આ બાબતમાં અનુભવીઓની સલાહ લે છે, આપણે ત્યાં પણ તેમ થવું જોઇયે ફળ અને શાક પર પણ ઘણી જકાત લેવાય છે અને તે ગેરવાજબી રીતે લેવાય છે.

મી૦ લાલજી મોતાયાએ જણાવ્યું કે પટેલોના જુલ્મ વીષે મારે ઘણું કહેવાનું છે. પટેલો અમલદારોના લાગવગવા લોકોને કનડે છે. અમે મુંબઇથી આવી માડવી ઉતરીએ અને તે પછી ગામડામાં જઇએ તો પટેલ ત્રણ ગણી કીંમત ગણી જકાત લે છે. જો પટેલને ખુશ નહી કરવામાં આવે તો તે મહેસુલી અમલદારને ખોટો રીપોર્ટ કરે અને તેમને જણાવે કે અમુક માણસની સ્ત્રીએ ગાડામાંથી માલ ઉતાર્યો છે, અમલદારો આ બાઇઓને કોરટમાં હાજર રહેવાનો હુકમ કરે છે અને એ રીતે ફજેતી થાય છે. અમારી જ્ઞાતી સ્ત્રીઓ કોરટમાં જવાની આનાકાની કરે છે એટલે તેમને વધુ પજવવામાં આવે છે. પ્રમુખ સાહેબે અમારાં ઠાઠીના ગામડાના મુલાકાત લેવી ઘટે છે.

મી૦ અબદુલહુસેન અલીભાઇ માડવી વાલાએ ઠરાવને વધુ ટેકો આપતાં જણાવ્યું કે અત્યારે હાજી હાની પધતી ચાલી રહી છે તેનો અંત લાવવો જોઇએ છે.

ગોધરાવાલા મીં૦ જેસીંગ વેલજીએ વધુ ટેકો આપતાં જણાવ્યું કે ખેતીવાડી પડી ભાંગવાનું કારણ હુંડી છે. હુંડી નીચી હોવાથી ખેડુતોને અનાજની કીંમત ઓછી મળે છે, હુંડી વધે તારસકસમામોધી થવાની માનયતા ખોટી છે. હુંડી વધે તો તેથી મુખ્ય ફાયદો ખેડુતોનેજ છે.

વાગડવાલા મી૦ ઇંદરજી ગાંગજીએ જણાવ્યું કે ખેતીવાડી સંબંધી દરબાર કંઇ કરતા નથી એમ હું કહેતો નથી. દુકાળ વખતે દરબાર તગાવી આપે છે પણ અમારા મોટાભાઇઓ એટલે અમલદારો જે ખરેખર શયતાનો છે તેઓ તેમાંથી અર્ધ હીસ્સો પોતાના ગજવામાં મુકે છે. સરહદી અમલદારો લોકોને લુટે છે એટલુજ નહીં પણ લોકોના ડબામાંના ગાંઠીયાં પેડીમાંથી ભાગ પડાવે છે. જકાતની રાજ્યનીતી વાગડ અને કચ્છ માટે એકસરખી હોવી જોઇએ.

તે પછી મત લેવાતાં ઠરાવ સરવાનુંમતે પ્રસાર થયેલો જાહેર થયો હતો,

શ્રીયુત ગોકુલદાસ ખીમજીએ તે પછી આમન જેસંગ, જુમા એસ. અમેલી અને રહેમતલ્લા ફકીરમહમદ નામનાં માડવીના ત્રણ મછવાવાલાઓને રજુ કરી જણાવ્યું કે પરીષદનુ પ્રતીનીધી મંડળ અત્રે આવ્યું ત્યારે જે ભાઇઓપર જુલમ થયો હતો અને તેમને મછવામાંથી મારામારી ડરેજરપર લઈ જઇ દરીયામાં નાંખી દેવામાં આવ્યા હતા તે આ ભાઇઓ છે. એ ભાઇઓમાંના બે ભાઇઓ અત્રે આવી શક્યા નથી, એ ભાઇઓને સતાવાળાઓએ બે મહીના સુધી બોલાવી તેમને સતાવવામાં આવ્યા હતા. તેમને અમલદારોએ ધમકી આપી હતી. તેમના વકીલ થવાની પણ કોઇએ હા પાડી ન હતી.

કોન્ફરન્સ તે પછી બપોરે કચ્છી ટાઇમ ૨ વાગ્યા પર મુલતવી રહી હતી.

કચ્છી પ્રજાક પરિષદની બેઠક બપો ક. ટા. ૨ વાગે પાછી મળી હતી. કચ્છી ટાઇમ સ્ટેન્ડર્ડ ટાઇમથી ૫૧ મીનીટ પાછળ છે. આરંભમાં બાળકોએ "મનમોહીની પ્રકૃત્ત, જો ગોદામે બસા હય" નું ગીત હારમોનિયમ સાથે ગાઇ પ્રાર્થના કરી હતી. જ્યારે અંજારવાલા શ્રીયુત ન્હાનાલાલ ઉપાધ્યાય તબલા વગાડતા હતા. તે પછી "મુંજી માતૃભુમિ કે નમન" નું ગીત ગવાયુ હતું.

મી૦ નાનજી હરીરામ કારીયાએ તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કે આ પરીષદ કચ્છ રાજ્યમાં ચાલતા રીવાજ મુજબ ભુંડીભુછી સંબંધી અપાતા ઇજારા તરફ પોતાનો સખત વીરોધ જાહેર કરે છે અને કચ્છ દરબારને અદબસર અરજ કરે છે કે આ ઇજારાની પદ્ધતી બંધ કરવી અને આ સવાલ કાયદા પ્રમાણેની અદાલતને સોંપવો.

મી૦ નાનજી કારીયાએ ઠરાવના ટેકામાં જણાવ્યું કે મ૦ ગાંધીજી અને આ બાબતમાં નામદાર મહારાવ સાથે તેમણે મસલહત ચલાવી ત્યારે એવી આશા રાખવામાં આવી હતી કે એ તો આ રૂઢી બંધ પડશે. પણ હજુ સુધી તેનું કાંઇ પરિણામ આવ્યું નથી. અંત્યજોએ આ રૂઢી સામે મહારાવશ્રીને અરજ કરવાનો અને તે નામદાર મહારાવશ્રીને રૂબરૂમાં આપવાનો વીચાર કર્યો પણ અમલદારોએ એવી યુક્તિ કરી કે જેથી અરજી રૂબરૂમાં આપી શકાઇ નહી અને અરજી ટપાલમાં મોકલવામાં આવી. કચ્છી પ્રજાકીય પરીષદે મુંબઇમાં એ વીશે ઠરાવ કર્યો હતો પરંતુ નામદાર મહારાવશ્રી તરફથી તેનો કાંઇ ઉત્તર મળ્યો નથી. ભુંડીભુછી સંબંધી પ્રતીનીધી મંડળને પણ વ્યાજબી જવાબ મળ્યો નથી, અંત્યજો તરફ કોઇની લાગણી હોય તેમ જણાતું નથી. હું નામ સાથે દાખલા રજુ કરવા માંગું છું પણ બારવાઓના હાલ પછી તેમ કરવાનું મને ઠીક લાગતું નથી. ભુંડીભુછીને લીધે અનેક માણસોપર ખોટા આરોપો મુકાતાં ઘણાએ આપઘાત કર્યા છે. એક પુરૂષપર વ્યભીચારનો આરોપ મુકાતાં તેણે આપઘાત કર્યો. ભુંડીભુછીના ઇજારદારે એક સ્વરૂપવાન સ્ત્રી પર લોભાઇ જતાં તેની સાથે મરજી વિરૂધ્ધ પુર્નલગ્ન કર્યું. જો કે તેનો ધણી હજુ હયાત છે. આવી રીતે અનેક કુંવારી છોકરીઓની લાજ લુંટાય છે. એક વીધવાપર વ્યભિચારનો આરોપ મુકી તેની પાસે લાંચ લેવામાં આવી હતી. ભુંડીભુછી સંબંધી તપાસ કરી અંત્યજોને રાહત આપવાની જરૂર છે.

મી૦ ગોકુલદાસ ખીમજીએ ઠરાવને ટેકો આપતાં જણાવ્યું કે ભુંડીભુછીને કારણે દરવરસે અનેક આપઘાત થાય છે. કચ્છમાં અંત્યજ અને બીજી કેટલીક કોમો પાસેથી અમુક જાતનો કર લેવામાં આવે છે. આ કર વસુલ કરવાનો ઇજારો અપાય છે. ઇજારદાર ધારે તે માણસપર કોઇ સ્ત્રીને ઉભી કરી તેની સાથે વ્યભિચાર કરવાનો આરોપ મુકે છે અને તેને સતાવે છે. ઇજારદાર ફરીયાદ કરતાં ગુનેહગારને ભુજ લઇ જવામાં આવે છે ત્યાં તેને સાર મારી ભુખે મારવામાં આવે છે. આથી કોઇવાર આપઘાત થાય છે. થોડા વરસ ઉપર તો અન્ય કોમના ગ્રહસ્થોને પણ સતાવવામાં આવતા હતા, પણ ઉંચ કોમના લોકોને તેમાંથી બાતલ રાખવામાં આવ્યા હતા. નામદાર મહારાવશ્રીએ પણ જણાવ્યું છે કે આ કાયદો કોઇ વખત લાભકારક હશે પણ હવે તેવો રહ્યો નથી. જો તેમ હોય તો હવે નાબુદ થવો જોઇએ.

તે પછી મત લેવાતાં ઠરાવ પસાર થયો હતો.

પ્રમુખે તે પછી ગધ પરિષદે પસાર કરેલા વેઠ, ચીતા, ન્યાયના વહી-વટ અને સ્વદેશી ચળવળને લગતા ઠરાવ પાછા રજુ કરી તે પસાર કરવાની વીનંતી કરી હતી,

મત લેવાનાં એ ઠરાવ પસાર થયા હતા.

મસ્કા હોસ્પીટલના શ્રી તબીબ ડોક્ટર ડાહીગઉરીએ તે પછી ગધ પરીષદે પસાર કરેલો એવો મતલબનો ઠરાવ રજુ કર્યો છે કચ્છ રાજ્યમાં હોસ્પીટલોની સંખ્યા વધારવી, દવાખાના વધારવા અને દવાખાના અને પુસ્તકાલયો માટે આવતી વસ્તુઓ પર જકાત નહી લેવાની કચ્છ દરબારને અરજ કરવી.

ડોક્ટર ડાહીગઉરીએ ઠરાવના ટેકામાં જણાવ્યું કે કચ્છ રાજ્યમાં આવ્યાને મને ૨॥ વર્ષ થયાં તે દરમીયાન મને જે જે અનુભવો થયા છે તે જણાવવાની જરૂર છે શ્રીમંતો ગરીબો માટે દવાખાના ઉઘાડવાને તઇયાર થાય તેમનો વાંસો રાજયે થાબડવાની જરૂર છે શ્રીમંતો પઇસા ખરચવાને તૈયાર છે પણ તેમના માર્ગમાં અનેક પ્રકારની મુસ્કેલી છે. કેટલીક દવાઓ માટે પરવાનાની જરૂર છે અને પરવાના મેળવતા મહીનાઓના મહીના નીકળી જાય છે. આ દવા દરદીઓ માટે કેટલી ઉપયોગી છે તે તો ડોક્ટર જ જાણે છે જે ખાતું પરવાનાનું ફરફરીયું આપે છે તે પરવાનાની અરજીઓ મહીનાઓ સુધી દબાવી રાખે છે. આવો અનુભવ મને પણ થયો છે અમે કેટલીક દવાઓ મંગાવી તે હજુ કસ્ટમસમાંજ પડી છે કારણ કે પરવાનો મળતો નથી. આ દવાઓમાંની કેટલીક સ્રીઓ માટે તો સ્રી ડોક્ટરજ ઉપયોગી છે સતાવાળાઓની દખલગીરીનું લાકડું ધીમે ધીમે વધતું જાય છે અમલદારો અજ્ઞાનને કારણે ઘણી દવા અફીણવાલી માની અટકાવે છે. આવી દવાઓ સાધારણ લોકોના ઘરમાં પણ હોય છે.

ડોક્ટર ડાહીગઉરીએ આગળ ચાલતાં જણાવ્યું કે અમારૂં દવાખાનું સખાવતી છે. તેમાં નફો કરવાનો ઇરાદો નથી. દવા પુસ્તકો અને સખાવતી સંસ્થાઓ માટે જોઇતી વસ્તુઓપર જકાત લેવાવા જોઇતી નથી. કેટલાક પુસ્તકો કસ્ટમસ ઓફીસમાં દીવસો સુધી પડી રહે છે. મહાત્મા ગાંધીજીના પુસ્તકોને કસ્ટમસમાં અનેક રીતે રોકવામાં આવે છે. મહાત્મા ગાંધીજીએ કોઇનું બગાડયું નથી તેમના પુસ્તક વાંચવાથી કોઇને નુકશાન થયું નથી.

## પ્રમુખનો ઉપસંહાર.

પ્રમુખ શ્રીયુત લક્ષ્મીદાસરવજી તેરસીએ પોતાના મનાયલા ઉપકાર માટે વળતો ઉપકાર માનતા જણાવ્યું કે મારૂં કામ પુરૂં થયું છે. હું મરણ પથારીએ છું, મરણ પથારીએ પડનાર દેહ શુદ્ધ કરે છે તેમ હું દેહ શુદ્ધી કરી તમારી માફી માગું છું, મને આશા છે કે તમે મને માફ કરશો. તમે સ્વધર્મનો ભંગ કરી ઉભા થઇ દરખાસ્ત પસાર કરી છે તેમ અકથ્યનો ભંગ કરી હું બધાને પગે લાગી તમારો ઉપકાર માનું છું હું નથી માનતો કે તમે મને લક્ષ્મીદાસ રવજી તેરસી તરીકે આ માનપત્ર આપ્યું હોય. પ્રમુખપદને તમે માન આપ્યું છે અને પ્રમુખ તરીકે હું તમારો ઉપકાર માનું છું. એક કવિએ કહયું છે કે જેના પર તાજ છે તે સુખી નથી. હું કહીશ કે પ્રમુખ તે કે જે ઉજાગરા વેઠે, પ્રજા જેને પાડવા માગે છે તેના વખાણ કરે છે તમે મને પાડવા માટે આટલા વખાણ કર્યા હોય તો હું તમારો ઉપકાર માનું છું. તમે માનેલા ઉપકારની હું કદર કરૂં છું, હું ભુલ કરીશ એમ હું માનું છું અને ભુલ કરૂં ત્યારે તમે મને માફ કરશો. ત્યારેજ તમે મારો ઉપકાર માન્યો એમ સમજીશ. હું ભુલ કરીશ, લાંબો હોવાથી લાંબી ભુલ કરીશ પણ તમને વેચીશ નહીં તેની હું ખાત્રી આપું છું. (તાળીઓ,) ભુલો કરી છે અને હવે પછી થશે પણ દંભથી કે લોભમાં લલચાઇ ભુલ કરીશ નહી તેની હું ખાત્રી આપીશ. હું ગરીબ હતો. મારા બાપને હળમાં જોડાવું પડયુ હતું પણ હવે હું સુખી છું. મારૂં પેટ ભરેલું છે. એટલે પેટને ખાતર નહીં કરૂં. પણ તમારે મને મદદ કરી મને ડુબતો બચાવવાનો છે.

## રાજાઓને ફરજ શીખવો.

પ્રમુખે આગળ ચાલતાં જણાવ્યું કે રાજાના પ્રત્યે શું ધર્મ છે તે મેં મારા ભાષણમાં જણાવ્યું છે. રાજાને તેનો ધર્મ સમજાવવા માટે આવી સંસ્થાની જરૂર છે. રાજાઓ આપણી માફક ભુલને પાત્ર છે. પ્રજા રાજાની ખરી દોસ્ત એ આવી સલાહકારી કમીટી નીમવી જોઇએ. અત્રભત

મોટો ખર્ચ કરવો પડશે સર કરીમભાઈ મી૦ શાન્તીદાસ અને પ્રોફેસર કે. ટી. શાહ (તાળીઓ) જેવા માણસો દેશ સેવા અને સલાહ આપવા માટે તેમને જો આમંત્રણ થાય તો જરૂર આવે જો સલાહની દરકાર કરવામાં ન આવે તો હું નથી ધારતો કે શરમાનવાળો માણસ આવે. આનો અર્થ એ તો નથી કે બધીજ વખતે સલાહ આપવી. ઇંગ્લંડના રાજાને કેટલી સતા છે? લડાઇ રાજાને નામે થાય છે. પણ લોકો જાણે છે કે બધું પ્રધાન મંડળજ કરે છે. પ્રધાનો રાજાને જે કહે છે તે સલાહજ કહેવાય છે પણ તે સલાહ એવી છે કે તેનો રાજાને સ્વીકારજ કરવો પડે છે પ્રીવી કાઉન્સીલના ચુકાદા રાજાને નામે અપાય છે પણ એ ચુકાદા જજોજ આપે છે. પ્રીવીકાઉન્સીલના જજો જે ચુકાદો આપે છે તે સલાહ જેવી છે પણ ઇંગ્લંડમાં એવાં કોઇ રાજ્યકર્તા થયાં નથી કે જેને આ સલાહનો ઇન્કાર કર્યો હોય આપણા મહારાવશ્રીને સલાહના જરૂર ન જણાય ત્યાં સુધી કાંઈ સલાહ આપવા ન નીકળે તે બનવાજોગ છે.

પ્રમુખે છેવટે જણાવ્યું કે મેં આગળ જણાવ્યું છે તેમ કચ્છમાં બબે ત્રણ ત્રણ મહીને આવીશ તે વખતે હું ભાષણ નહી આપું પણ ગામડે ગામડે ફરી ખબરો ભેગી કરીશ કારણ કે કચ્છ વીષેનું અત્યારનું મારૂં ભાષણ ઉપલક્યુ છે હું અત્રે આવીશ ત્યારે ભાષણ નહી કરૂં કારણ કે શીખવા આવનાર ભાષણ નહી કરે પોલીસ અને બીજા સતાવાળાઓ આથી તે સુઇ શકશે હું પોતે કચ્છ વિષે જ્ઞાન મેળવવા માગુ છું હું જાણું નહી ત્યાં સુધી કંઇ કામ કરવા ઉપાડુ નહીં અને એકવાર ઉપાડું તો પછી છોડું નહીં. આ મારી બદચાલ છેતે હું જાણું છું ત્યારબાદ પરિષદનું કામકાજ પુર્ણ થયું હતું,



# શ્રી ગુજરાત પ્રાંતિક વૈદ્ય સંમેલન.

## સુરત ખાતે મળેલું ત્રીજું અધીવેશન.

### સ્વાગત મંડળના પ્રમુખ શ્રીયુત રાજેંદરરાવ સોમનારાયણનું ભાષણ.

આજે અત્રેના નગીનચંદ ઇનસ્ટીટયુટના હોલમાં શ્રી ગુજરાત પ્રાંતીક વૈદ્ય સંમેલનના ત્રીજા અધીવેશનની બેઠક મુંબઇના જાણીતા વૈદરાજ પ્રાણાચાર્ય શ્રી, ત્રંબકલાલ ત્રીભોવનદાસ મુનીના પ્રમુખપણા હેઠળ ભારે ધામધુમથી મળી હતી.

જે વેળાએ સ્વાગત મંડળના પ્રમુખ શ્રીયુત રાજેંનદરરાવ સોમનારાયણ બી. જે. પી. એ અધીવેશનમાં પધારેલા વૈદરાજોને આવકાર આપતાં કરેલું ભાષણ નીચે મુજબ છેઃ—

હું આપણી આગળ ઉભો થતાં મુઝાઇ ગયો છું છતાં મને આપ સર્વમાં એક શ્રધા છે. લોક કલ્યાણ એ તમારા ધંધાનો આશય છે, અઉદાર્ય લોક કલ્યાણનું એક અંગ છે. એટલે મારા પ્રત્યે ઉદાંરતા બતાવવામાં મને નીભાવી લેવામાં કોઇ પણ જાતની ન્યુનતા નહી રાખો એવી મને ખાત્રી છે. હું તો એક કોઠો ભણ્યો નથી. એટલું ખરૂં કે નાનપણથીજ ડોકટરોની ફી બહુ ભારે લાગવાથી મારી તે સમયની સ્થીતીને અંગે હું દેશી દવાનો વીશેષ ઉપયોગ કરતો; અને તેને અંગે વઇદોના સમાગમમાં હું થોડો ઘણો આવ્યો છું; અને દેશી વઇદકમાં મને શ્રધા છે. બાકી આ પ્રમુખ તરીકેની પસંદગીને માટે મારા મનમાં બે વીચાર ઉપસ્થીત થયા. એક તો આજની પ્રથા વીષયના જ્ઞાન વગર તેમાં માંથુ મારવાનો પ્રચાર દરેક વીષયમાં આજનો માનવી પોતાનો વીચાર આપી શકે, તે માટે આગ્રહ રાખીશ કે ને તેની તકરારમાં ઉતરી શકે. બીજું સતારામાં ભરાયેલી મહારાષ્ટ્રના વઇદોની કોનફરન્સમાં રા બા. કાળેને સ્વાગતનું પ્રમુખપદ આપેલું તે બાન

અને તેને અનુસરીને એ સ્વીકારવાનું મારૂં આજનું સાહસ. પરંતુ તેમાં પણ સુરતનાં શહેરી જીવનમાં અગ્રગણ્ય ગણાતા ભાઈઓ અને બહેનોને બદલે મારી પસંદગી શા માટે કરવામાં આવી તેનાં કારણો મારે તો કલ્પનાનજ રહ્યાં કદાચ વારંવાર જેઓ આવા કાર્યમાં આ શહેરમાં ભાગ લે છે તેમ કરતાં આ શહેરના કોઇ નવીન માણસને લાવવાનું આ નવીનતાના જમાનામાં કોઇને મન થયું હશે અથવા તો ડાહ્યો દીકરો દેશાવર ભોગવે તેમ હું દેશાવરમાં છું તેથી ડાહ્યાની ગણનામાં મુકયો હોઇશ.

જે હો તે હે, સુરત વૈદ્ય સભાના સભ્યોનો તો મારે ઉપકારજ માનવો રહ્યો અને હું તેમણે આપેલા આ માન માટે તેમનો અંતઃકરણથી આભાર માનું છું.

એક વિચાર થાય છે કે "ભલે પધાર્યા" કહી બેસી જાઉં, પણ આજનો વા થોડે ઘણે અંશે મને પણ વાયો છે એટલે તેમ તો નહી કરૂં. તમારામાંના કેટલાકને પણ તે કદાચ ના રૂચે અને મારે લીધે મારૂ સુરત વગોવાય, આયુર્વેદના આદી ગ્રંથોમાંના બ્રહ્મસહીંતાનો દક્ષસહીંતા પત્તો નતી. ઇ૦ સ૦ પાંચસો વર્ષ પુર્વે થયેલા અને ઔષધ સંગ્રહ માટે પ્રસીદ્ધી પામેલા ચરક, ઇ૦ સ૦ છસોમાં રચાયલા શસ્ત્ર વીદ્યાને અંગે પંકાએલા સુશ્રુત અને એ બે ગ્રન્થોને આધારે રચાએલા વાગભટ એ આપણા ત્રણેના મુખ્ય ગ્રન્થોમાંના એકેને તેમજ બીજા નાના ગ્રન્થોને મેં નજરે જોયા નથી છતાં એક વાત બરાબર જાણું છું, અર્વાચીન પાશ્ચાત્ય ઔષધ વિદ્યા (અલોપથી સોળથી સતરમા સઇકાથી જાણવામાં આવી અને દીનપ્રતીદીનના એ પ્રજાના ખંત, પ્રયાસ અને અવનવી શોધથી એટલે દરજ્જે આજે આગળ વધી ગઇ છે કે દેશી વૈદુ જો તેના જોડે દોડવાની શરતમાં નહી ઉતરે તો તે મૃતપાય થવાની બીતી મને રહે છે અને આપણે આજે આગળ વધેલા હોવાથી ઘોડાની શરતમાં ખેલનારને જુગારની કક્ષામાં મુકતા નથી તો દોડવામાં કોઇ જાતનો વાંધો ના સંભવે, આ બીતીનું મુખ્ય કારણ એક છો

સુંઠનો ગાંગડો વેચી જેમ ગાંધી કહેવડાવવાનો પ્રયાસ અહીંઆ તેમજ બીજે ઠેકાણે પ્રચલીત છે તેમજ પુરા અભ્યાસ વગર વૈદ કહેવડાની લાલસા ઘણાઓને થાય છે અને નરસા ભેગુ સારૂં તણાઇ જાય છે બાકી પડીકા વાળે તેજ ગાંધી કહેવાય નહી તેમ બાટલા ભરે તે ડોકટરો હોતો નથી. કોણ કહે છે કે આયુર્વેદ પદ્ધતી શાસ્ત્રીય નથી ?

## શાસ્ત્રીય નથી ?

બાકી આયુરવેદની પધતી શાસ્ત્રીય નથી વઇજ્ઞાનીક નથી, એમ પાશ્ચાતય પ્રજાની માંનવતા ને એકજ ઉતર આપવા ઘડીભર મન થઇ જાય છે વઇજ્ઞાનીક પધતીની ગેરહાજરીમાં ભારત આટલા વરસ જીવી શક્યુ એનાં જુના માણુસો આજની વેંતીઆઓની ભારતની સરૂપટી કરતાં હરૂ ષદપુત્રટ હતાં આયુષ્ય લાંબા હતાં રોજ બાટલા ડાસ્યા વગર અને ઇન જેકશનની પીચકારી મુકાવ્યા વગર તેઓ ટકી શકયા તે જો અમારા અજ્ઞાનનેજ આધારે હોય તો અજ્ઞાનને અને શાસ્ત્રીય પધતી વગરના જીવાડનાર વઇધોને જેટલે. ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે.

ખરૂં જોતાં જેમ બધુ આગળ વધ્યું છે તેમ આજે રોગો પણ આગળ વધતા જાય છે, એમને પણ વીજ્ઞાનની કસોટીએ ચડવાનો મોહ વધતો જાય છે. એટલે પાછળ પડી રહેવું આપણને ઉચીત નથી. રોગોના આજે ટીપણુ થાય છે. ગામેગામ રેલ અને પોસ્ટથી તેની ખબરના પ્રચાર થવાને લીધે તેને અટકાવવાના પ્રયાસ વધતા જાય છે, એ વાત ખરી. તે વખતની પ્રણાલીકા નીરાળી હતી. નાના ગામમાં એકજ વઇદ બીજા તેનાં સીષ્યો. વઇદનું આયુષ્ય ખુટે નહી ત્યાંસુધી શીષ્યો તેની સેવામાં રહેતા. કંઇક અંશે આજના કમપાઉનડરની ગરજ સારતા, સ્વતંત્ર ધંધો કરતા નહી અને ઘણા વર્ષોની કસોટી પછી વઇદોનું પાટીઉ મારતા, કોઇ જાતનુ શીક્ષણ નહોતું, જ્ઞાનપધતી નહોતી એમતો સંભવે જ નહી. બીજા ધંધાના તેમજ આજીવીકાના સાધનના અભાવે પાટીઆંઓ આજે જે તે મારે છે ખરાં.

## પુર્વ પશ્ચ મનું વીજ્ઞાન

તેમજ એટલું પણ નકકી કે આજે જેને વઇજ્ઞાનીય પધતી પાશ્ચતયો ગણે છે તે અને આપણી પધતીમાં બહુ તફાવત ગણે છે અને આજે એમનું એ પ્રમાદભર્યું વીજ્ઞાન શું કરી રહ્યું છે ? એક તરફથી નીર્દોષ પ્રાણીઓ ઉપર અખતરા કરી શકાય તેટલા કરે છે એક મનુષ્યનું આયુષ્ય લંબાવવા જનાવરના ગળાની એક ગ્રંથી Thyroid gland કાઢી મનુષ્યના શરીરમાં મુકી તેને લાંબુ જીવન આપવામાં પ્રયાસ કરે છે ત્યારે બીજી તરફથી એ વીજ્ઞાન બંબગોળા, ઝેરી હવા નઉકાવીનાશક ઉપચારો નો ઉપયોગ કરી પ્રજા જીવનનો કચ્ચરઘાણ

કાઢવા. શહેરોનો નાશ મનુષ્યનો સહાર કરવા, તનતોડ મહેનત કરી રહ્યું છે, એમનો વઇજ્ઞાનીક ડોકતર વઇકીતનું આયુષ્ય લંબાવવા મથે છે- અને એમનો Survial of thefittest—યોગયતમનું અતીજીવન એ ડાર્વીનના સીદ્ધાંતનો અનુ-સારી વીજ્ઞાનવાદી પોતાનાં રાંષત્રને પગભર કરવા મનુષ્યત્વને તીલાંજલી આપે છે, જયારે પુર્વનો વઇજ્ઞાનીક વનસ્પતીમાં જીવ છે, લાગણી છે. એમ પુરવાર કરવા તેનાપર અખતરા કરી મનુષયને મનુષય બનાવવા મથી રહયો છે.

પ્રશ્ન એજ છે કે આપણે મનુષયતવ છોડી દેવું કે રાખવું? એ રાખવાથી એક દોષ તો આપણે વહોરી લીધો છે; કાયરતાનો તે કાયમ રાખીએ તો બીજા દોષમાં પડીશું: સાધુતાના, સાધુતા સારી છે એની ના નથી. વયકતી તરીકે આદરણીય છે પણ પ્રજામાં સાધુતા આવે એટલે તો તેણે હીમાલયમાં જ નીવાસ કરવો રહયો. ત્યાં પણ સુખે બેસવું શકય નથી.

સુરતને દાખલો લઇશ પ્રથમ તો મારા શહેરની હાલના સુખકારી માટે બોલીશ, પુરતો અભીપ્રાય તો સેનાટેશન ખાતું, મ્યુનીસીપલ પ્રમુખ કે શહેરના કલેકટર તમને આપી શકે. છતાં મારે કહેવું જોઇએ કે શહેરની તંદુરસ્તી માટેની તદબીરો મને તો જોઇએ એવા નથી લાગતી સારૂં છે કે શીયા-ળામ મને આપનો સ્વાગત કરવાનો પ્રસંગ આવ્યો ચોમાસામાં ગંદા પાણીથી ઠેર-ઠેર થતાં ખાબોચીયાં, તેને અંગે થતો મચ્છરનો બેહદ ઉપદ્રવ, માત્ર પસાર કરાવવાને મસે કરાવેલા અને પછીથી બેદરકારીથી વપરાતા ડબલ ચેમબરના ઉઘાડા રહેતા અને ભાંગેલા બારણાંઓવાળા જાજરૂઓ, સવારના મોડા વખત સુધી લહાણું કરવા નીકળતા હોય તેમ મહાલના વાડાવાળાઓ શેરીએ શેરીએ ઉધમાં એક સરખા રીતે ખલેલ કરતા કુતરાઓ, ઠેકઠેકાણે થયેલા ભેંસોના તબેલાઓ સુરત શહેરના આરોગ્યને આશિષરૂપ તો નથી એ નકકી જ. અને ખરેખરૂં કહું? એ મચ્છરના ધણધણાટથી સંધ્યા કરવામાં ઘડીભર ખલલ પહોંચે છે ત્યારે ખરેખર એમ થઇ જાય છે કે વાંજીંત્રના આ સુર સામે ખળભળાટ કરવા શહેરના નાગરીકો હીન્દુ મુસ્લીમનો ભેદ રાખ્યા વગર અઇકય સાધવાની જરૂર છે.

સારી ગટર યોજના, ટાંકી ખેંચવાના જાજરૂ એજ તેને સુધારવાનો કંઇક અંશે ઇલાજ છે. એ યોજનાનો ખર્ચ ઉપાડવો એ રાજકર્તાની ફરજ છે, મારી જાણ પ્રમાણે સને ૧૮૯૮ માં મરકીનો રોગ હીન્દુસ્તાનના દરેક

ભાગમાં ફાટી નીકળ્યો હું સુરતમાં તે વખતે નહોતો છતાં તે વધતો જતો અટકાવવા માટેના પાશ્ચાત્ય ધોરણે થયેલા પ્રયાસોએ એવો ગભરાટ ફેલાવી મુક્યો કે રોગને બદલે આ પ્રયાસોથી ભયભીત થયેલા કેટલાય વગર મોતે મરી ગયા હશે!

એ મરકી પછી મેલેરીયા ઇનફ્લુએનઝા, ન્યુમોનીઆ, ટાઇફોઇડ પ્રચલીત થયાં આજે દાંત મેનીઆ 'પાયરીઅ' ચાલ્યો છે. ઘડીભર ફ્રેન્ચ નાટકકાર મોલીયરનો ડૉક્ટરની બનાવટનો પ્રસંગ યાદ આવે છે, દર્દીએ જેટલી હકીકત જણાવી તે સંબંધમાં ફેફસાં ગુનેહગાર છે એમ તે ડાક્ટરે જણાવ્યું તેમ જે રોગ ચાળો ચાલતો હોય તે ઠોકી બેસાડવામાં આવે છે અને પરી ણામે ઘણીવાર મને એમ થાય છે કે પાશ્ચાત્ય વઇજ્ઞાનીક પદ્ધતિ જેમ ઇતર પ્રાણીઓ ઉપર દવાનો અને શસ્ત્રનો પ્રયોગ અજમાવે છે તેમ પુરા નીદાન વીના મનુષ્યને પણ ઇતર પ્રાણીઓની કક્ષામાં મુકી તેના પર એક નહી તે બીજો અખતરો અજમાવવા પ્રેરે છે દવા કરતાં ઇનજેકશનનો મોહ પણ વધતો જાય છે. ઉંટમાં હોઝરીમાં પાણી ભરી રાખવાની શક્તી છે એમ વઇદો પાસેથી સાંભળ્યું છે પણ તેમાં વીજ્ઞાન કેટલે દરજ્જે સમાયેલું હશે તે તો કોઇક ડૉક્ટર સમજાવે ત્યારે અને જ્યાં ત્યાં માંથુ મારે એવાં અઢારે અંગ વાંકા એવા જ્ઞાન વગરના અર્ધદગ્ધ તો કોઇ પણ ક્ષેત્રમાં મળી આવે મને તાજો અનુભવ છે.

ખરૂં જોતાં બંને પ્રથાઓ જુદી જુદી પધતી પર ઘડાયલી છે અને તે એકેક સામા ઘુરકા ઘુરકી કરે તે કરતાં અહીંની ભારતની આબોહવાનો વીચાર કરતાં તેનો સંયમ વધારે ઇષ્ટ છે. મેં ઘણીવાર જોયું છે, કે શાસ્ત્રીય ઢબે શીખેલા વઇદો, નાડી પરીક્ષામાં કુશળ હોઇ માત્ર તેનેજ આધારે આપણી જે શરીર સંબંધમાં ફરીવાદ હોય તે જણાવી જાય છે. ડૉ૰ આ વીષય અજ્ઞાત હોય છે. ડૉકટરો ધબકારા ઉપરથી નાડની પળથાં થતી વધતીઓછી ગતી ઉપરથી આ જાતની ચીકીતસા કરી શકતા નથી. સુરતનાજ એક માન- વંતા ડૉકટરે મને ચોખા શબ્દમાં એક વાર કહેલું કે નાડી પરીક્ષા કરાવવી હોય તો કુશળ વઇદની સલાહ લો, અમે તે નથી જાણતા પણ એટ- લેથી આપણે ફુલાઇ જવું આજના વખતમાં પરવડે એમ નથી. કેટલાક એવા પણ રોગો છે કે જેમા એમની પધતી વધારે કારગર નીવડે છે. જડ ઘાલી બેઠેલા સંઘરણી, દમ, ક્ષય, વગેરે રોગોમાં અનુભવથી યોજાયેલી ધીરે ધીરે શરીરમાં પ્રસરતી પણ મક્કમપણે કામ કરતી દેશી દવાઓ ફળદાયી

નીવડે છે ત્યારે એકદમ પોતાનો પ્રભાવ શરીરમાં પ્રસરાવી દે એવા ઇન્ફ્લુએન્ઝા, ન્યુમોનીઆ ટાઇફોઇડ જેવા રોગોમાં બહુ ધીરો ઇલાજ તેને અસાધ્ય કરી મુકે છે અને ડોકટરોના પશ્ચાતાપ પધતીએ કરેલા ઉપચારો રોગનો વધારે ફેલાવો કરવામાં અટકાયત આણી દરદીને આરામ આપવામાં વધારે સાધનભુત નીવડે છે એમ મારૂં માનવું છે. વઇદોમાંના કેટલાકનું એમ કે એ રોગનો ઘાણ જડમુળથી નીકળી નથી જતો અને સમય જોતાં શારીરશાસ્ત્ર (Anatemy) અને ઇંદ્રીયલીજ્ઞાન શાસ્ત્ર (Physiolodgy) તમારે સારી રીતે જાણવાની જરૂર છે એમાં તો બે મત હોઇ શકે નહીં. શાસ્ત્રયોગ તમે કરતા નથી એ દેખીતું છે, દીન ઉગે ને અકસ્માતો ઉભરાય ને તમે તે તરફ દુર્લક્ષ રાખો. એ તમને તમારી પ્રતીષ્ઠાને હાની કર્તા છે એ તો નીરવીવાદ છે. અશ્વનીકુમાર તો સેના વૈદનું કામ કરતા. દેવોના કપાયેલા પગને સ્થાને લોઢાના પગને સ્થાને લોઢાના પગ ગોઠવવામાં પડી ગયેલા દાંતને બદલે નવા દાંત ઉગાવવામાં તેઓ કુશળ હતા વગેરે માટેના વેદમાં આપેલા વર્ણનોથીજ આપણે સંતોષ લઇશું ?

એ ખાસ પધતીમાં, એકજ ગુરૂના શીષ્ય છતાં ઝંડુભટજી વનસ્પતીનો પ્રયોગ વીશેષ અજમાવતા, આહાર ઉપર ભાર મુકતા, રાજવૈદ બાવાભાઇ ભસમનો ઉપયોગ છુટથી કરતા. બાકી સ્પેશીયાલીસ્ટ'ની પ્રથા ડોકટરોમાં છે તેવી આપણે ત્યાં અને હજુ થોડે ઘણે અંશે છે.

પ્રો, જદુનાથ જેવા ઇતીહાસકાર જણાવે છે કે પડદાશીન બાનુંઓની નાડી ઓઝીત્મા તેને હાથે દોરી બાંધી પડદા બહાર દોરી લઇ વઇદો કરતા. એક પ્રસંગ સુરતનો કહું નવાબના સમયમાં એક વઇદની કોઇએ બનાવ' કરી દોરી એક બીલાડીના પગ જોડે બાંધી વઇદે રોકડુ પરખાવ્યું કે ચુઆ ઓત ખાયા હય, નવાબે ખુશ થઇ રતુવઇદને સોનાના કડાં ભેટ આપ્યાં,

એ સાવ નવીન તો નથીજ સુરતમાં એક અમુક અમુક રોગોના અભ્યાસીના નામ જાણીતા છે ઉપરાંત બાળકો માટે વઇદ, સ્ત્રીઓ માટેના ખાસ અભ્યાસીઓ, આ શહેરમાં હતા, વઇદ સુરજરામ બાળવઇદ તરીકે એટલે દરજ્જે મશહુર હતા કે આજે પણ એમનું જયા દવાખાનું ચાલતું તેને બાળવઇદનાં ખાંચા તરીકે આદયાંપી પર્યંત આપણે આજે જાણીએ છીએ.

*આદીચ્ય ને શ્રીગોડ બ્રાહ્મણોમાં આ વીદ્યાનો પ્રચાર સુરતમાં વીશેષ જોવામાં આવે છે. સુરત એકવાર નાનું કાશી ગણાતું વેદ શીખવા તેમજ વઇદક શીખવા ઘણા અભ્યાસીઓ અહીં આવતા. નવાબીને અંગે મશહુર યુનાની હકીમો પણ અહીં સારા થયા છે. કાજીના મેદાનમાં હકીમ બદરૂદીન, મહમદઅલી ચીચીં વીગેરે મશહુર ગણનામાં છે.

સોનાના કડાવાળા તરીકે પામેલી એ રતુવઇદ ઉપરાંત વઇદો બાળકરામ, નાળકોટનાં દર્દમાં વીખયાતી પામેલા કરૂષણારામ ઇચ્છુભાઈ રામશંકર ભાણુંભાઇ, મણીશંકર તાકીશંકર સુરત શહેરમાં પોતાની ખ્યાતીની બહુ સારી છાપ મુકવા માટે જાણીતા છે. વઇદથી ચીકીતસાનો એક બીજું દષ્ટાંટ આપું. પેશવાના સમયમાં એક વરઘોડો રસ્તામાંથી જતો હતો અને અત્રેના એક વઇદરાજે—નાનાભટે જોયું કે આ વરરાજાનું ભવીષ્ય બહુ ટુંકું છે. વરરાજાના સ્નેહીને કાને વાત કોઇ પણ રીતે ગઇ અને નાનાભટને સાથે લીધા માવજત કરી તેમણે કેટલાક ઉપચાર કર્યા અને પરીણામે એ કાળા કરમા બહાર નીકળ્યા અને વરરાજાને નવી જીંદગી મળી. કોઇને નવાઇ લાગે પણ આંખ, નખ, જીભની ચીકીતસાથી રોગનું નીદાન કયા નથી થઇ શકતું ?

પણ તેમ કરવાને લાંબા અનુભવની અને શીક્ષણની જરૂર છે વઇદનો પુત્ર માટે વઇદ એ ધોરણ તેમાં ચાલે નહીં, ગ્નાનના કરતાં આજીવીકાના સાધનના ફાંફા મારવાના સમયને લઇને ગ્નાન તદન ગઉણ થતું જાય છે, અને તેમને તે હાનીકર્તા છે.

આપણામાં શી શી ખામી છે તે આવે વખતે ના જોઇએ એ ના ચાલે સંપુર્ણ કંઇ છે નહીં તો અપુર્ણ કયાં છીએ તે જાણવામાં, સુધારવામાં નાનમ નથી. આજે વધતી જતી આંખની ખરાબી, કાનના દરદો ગુમડાંઓ વગેરેના ઉપચાર કરનારા આપણે ત્યાં નથી.

સુરતનો વીચાર કરીએ તો ગુમડાનાં દરદીઓને સારા કરનારમાં મેજર કરસન અને બીજા મી૦ સોલા કરશન પોતાનું ગ્નાન વારસામાં કોઇને આપી ગયો નથી અને મી૦ સોલા એની ભુલના કરે એટલું મારે તો વીનવવુંજ રહયું હાડવઇદ દાંતની દીશામાં પણ કામ કરનારા આપણે ત્યાં નથી અને આંખના દરદીઓને ઉપચાર કરનારા તો મુંબાઇમાં કે સુરતમાં જ્યારે જોઉં ત્યારે મને એકજ વીચાર આવે છે; મારું રાજ્ય

હોય તો તેમને તો પને ગોળેજ ઉડાવી મુકુ. એમના ઉપચારથી કોઇ રડયોખડયો સારો થતો હશે પણ કોઇપણ જાતના શસ્ત્ર પ્રયોગોનાં શીક્ષણ વગર મોતીઆ પડયા હોય તેનો માત્ર આજીવીકાના લોભ ખાતર ઉપચાર કરનારને તો ફાંસીની સજા પણ મને કમ લાગે છે તમારા ધંધા માટે પણ ઇન્લાસનસ'ની આવશયકતા હું તો ગણું પણ પારકાની આંખના જોડે આમ રમત કરનાર ધુર્ત માટે તો કાયદો કરાવવા વઇદો તેમજ ડોક્ટરોએ સાથે મળી આકાશ પાતાળ એક કરવાં જોઇએ. કુટણખાના કરતાં સમાજને ઓછા ભય કર આ લોક નથી હીંદની સામાન્ય ગરીબીને પરીણામે અને મફત અઉષધાલયોનો લાભ લેવા મોટા ડોક્ટરને પહોંચવાને જોઇતી લાગવગને અભાવે આંખના દરદીઓ જલદી સારા થઇશું પઇસા ઓછા પડશે એમ સમજી એવા ટુટભ ડોળીઆ પાસે જાય છે અજ્ઞાન એ બીજુ કારણ છે. કોઇ સમજુ માણસ વઇદની કક્ષામાં તેને ના મુકે અને એમના ઉપચારથી થતી નુકશાની ગરીબ જતનાને થતી હોવાથી એમનાં ભોપાળાં જોઇએ તેવાં બહાર તથી આવતાં છતાં કેટલાકો એમને પણ વઇદની કોટીમાં મુકી તમારા નામને હલકું પાડે છે, ટુંકમાં શાસ્ત્રીય જ્ઞાન વગરનાં માણસો પાટીઆં મારી વઇદોનો ધંધો આદરે છે. તેને અટકાવવાનો પ્રયાસ નહી કરો તો તમારાં સારાં નામને નુકશાન થવા સંભવ છે.

ઉપાધી–ડીગ્રીમાં સર્વસ્વ છે એમ હું માનનાર નથી પણ કોઈ પણ જાતનુ શીક્ષણ તમે લીધું છે તેની (જામીનગીરી) ખાત્રી આજના જમાનાને આવશ્યક છે. એ શીક્ષણ મેળવવાના સાધનો માટે પ્રથમ તો સારા આચાર્યની દેખરેખ તળે ચાલતી સારી પાઠશાળાઓની જરૂર છે, તેમાંથી ઉતીર્ણ થયા પછી અનુભવી વઇદની પાસે થોડો સમય કામ કર્યાથી તમારા જ્ઞાનમાં સારો વધારો થઇ તમારા કામને યશદાયી થવા વધારે સંભવ છે, હાલમાં સુશીક્ષીત દાઇયણોની જરૂર વધતી જાય છે તમારી પધતીથી તમારે સુવાવડખાનાં ચલાવવાં હોય તો તે માટેના ઔષધાલયમાં કામ કરવા માટે શીક્ષીત દાઇયણો વગર તમને ચાલી શકે નહીં. દેશી હમે વઇધો માટે રાજ્યની મદદ શ્રીમંતોની મદદ તમને મળી શકે નહી. ત્યાં સુધી પાઠશાળાઓ, મફત ઔષધાલયો કોઇ રીતે સંભવીત નથી. પાશ્ચતાય ઢબની એવી આદર્શ ઇસ્પીટાલમાં આણંદ અને તેથીય વધારે મીરજના વખાણ થાય છે. પાશ્ચાત્ય ધર્મ સંસ્થાઓ જયારે આમ કામ કરી રહી છે ત્યારે આપણા ધર્માભીમાનીઓ

દીન ઉગે ને શાસ્ત્રાર્થ માટે ચર્ચા ઉભી કરી વર્તમાતપત્રોનાં પાનાં ભરે છે. વીદેશી દવા વાપરવાથી વટલાવાની વાત તેઓ કરે પણ દેશી વદકદવાણુ જનસેવા કરવા માટે એક તસુ ભાર ચાલે નહી એ ખરેખર શોચનીય છે.

ઉતર તરફથી ચાલુ વરસમાં આવેલી મથુરાદાસજીની જનસેવા આંખના દરદીઓને આશીરવાદરૂપ નીવડી છે અને ગુજરાત તેમને આમંત્રણ આપે તો તે ખોટું નથી.

સુરતમાં હરીપરામાં અમારાજ એક શેરદલાલના ઔદાર્યથી અને અને તેમાં કામ કરવા તતપર થયેલા ભાઇ જીવણરામના ઉત્સાહથી એક ઓષધાલય થયેલું છે અને આશા છે કે તેનો નીભાવ આરંભશુરાની ગણનામાં ના મુકાતાં સુરતવાસીઓ ચાલુ રાખશે એજ દલાલની ઉદાર સહાયથી રક્તપીતીઆ આશ્રમ પણ ગામ બહાર ખોલવામાં આવ્યો છે. અમદાવાદની મ્યુનીસીપાલટીએ પણ સારી ગ્રાંટ આપી દેશી દવાખાનું ખોલવાનો સ્તુત્ય પ્રયાસ કરવા માંડયો છે મુંબઇ તે માટે ચળવળ કરી છે અને સુરત રહેલું આગળ દોડે એવું ને તેની મ્યુનીસીપાલીટી એ બાબતમાં મુગી રહે તે સોરૂં તો ના કહેવાય.

દેશી ઓષધ બનાવવાના કારખાનાની આવશ્યકતા પણ ઓછી નથી. ઘણીવાર વૈદો પાસેથી હું સાંભળું છું કે એ દવાઓ અમે જે રીતે દવા બનાવીએ છીએ તેટલી શાસ્ત્રીય નથી. વાત ખરી હશે. ઘેર ઘંટીએ દળેલા દળાવેલા લોટ કરતાં સંચે દળેલા લોટમાં કસ કમતી છે છતાં કોઈ દળતું નથી એટલે સંચે દળાવ્યા વગર ચાલે એમ નથી. જયા દુનીયા મોટરની ઝડપે ચાલે અને ઉડે ત્યાં તમે ઘર આગળ દવા બનાવી તેને । પ્રચાર શી રીતે કરી શકો ? અને એ એરોપલેનમાં ઉડતી વખતે માર્ગમાં ધુમસ આવે તો તેને દુર કરવા પંદર લાખ મીણબતીના અજવાળાની શક્તીની શોધના જમાનામાં ગામની બહાર બે ચાર પાંચ ભઠી બનાવી તમે દવા બનાવો તે કેટલા દરદીઓને પોંચી શકે ? હા, રોગને આવતોજ અટકાવો તો અમારી ના નથી. બાકી આજ તો ખાવાના પણ કોડ વધતા જાય છે એમ કોઇવાર લાગે છે. મદ્રાસ અને કલકતા દવા બનાવવાના વીષયમાં આગળ વધેલાં છે એમ મારૂં માનવું છે. આપણે ત્યાં પ્રથમ પ્રયાસ સુરતનાજ વતની અને વૈદ કે ડોકટર કશુએ નહીં એવા પ્રોફેસર ગજ્જરે કર્યો અને તે માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે અત્યારે

ઝંડુનુ ફાર્મ વર્કસ વીજળીની ઝડપે કામ કર્યું જાય છે અને ઠેકઠેકાણે તેની એજન્સીઓ જોતાં મને ખરેખર આનંદ થાય છે શીક્ષણ કાર્ય માટે બે સારાં સ્થાન મુંબઈની પ્રભુરામ પાઠશાળા અને પાટણમાં વડોદરાનરેશે કાઢેલી પાઠશાળા એ કાર્ય સારી રીતે કરે છે બનારસમાં પંડીન માલવી-આજીએ તનતોડ મહેનતથી કાઢેલી યુનીવર્સીટીમાં ઓરીયન્ટલ ફેકલ્ટીની શીખ તરીકે આયુર્વેદનું શીક્ષણ અપાય છે અને તેમાં આચાર્ય જાદવજીભાઈ કામ કરે છે તે તમારાથી કયાં અજાણ્યું છે? મારૂં એમ માનવું છે કે આયુર્વેદનું શીક્ષણ આમ કરવાથી ગાણુ પક્ષે રહેવાનો સંભવ છે.

સતારામાં મળેલી વઇદક કોનફરન્સે આ બાબાતમાં ઠરાવ્યું, છે કે શીક્ષણ માતરૂભાષામાં આપવું, અમુક કક્ષાનું સંસ્કરૂત જ્ઞાન અવશ્ય રાખવું અને અંગ્રેજી એલોપથીનું શીક્ષણ ગઉણ રાખવું પણ આપવું તો ખરૂંજ ટુંકમાં અંગ્રેજી શીક્ષણને આત્મસાધ્ય તરીકે ગણી આયુર્વેદની જુદી ફેકલ્ટી રાખવી એમ મારો મત છે. જેપુરની કોલેજમાં અઉષધનીદાન તેમજ શસ્ત્ર-પ્રયોગના આચાર્યની પદવી સુધીનું શીક્ષણ આપવામાં આવે છે બાકી એ માણસોનોજ નહી પણ અંગ્રેજી ભાષાનો એ પ્રભાવ એવો છે કે યુનીવર-સીટીમાંથી સંસ્કરૂત શીક્ષણ અઘરૂં છે માટે તેને ગઉણ કરવા પ્રયાસ ચાલી રહ્યો છે, બાપા કહેવડાવતાં શરમ લાગે અને પાપ કહેવડાવાની હોંસ થાય તેના જેવું આ મને લાગે છે. ભારત આજ ખુમારીથી કંઇ પણ બોલી શકે છે તો તેના કારણમા સંસ્કરૂત સાહીત્યનો હીસ્સો જેવો તેવો નથી ઘડીભર એની એ દીશામાં એકડ્થથુ સતા સમજીએ તો તે પણ ખોટું નથી. પાશચાત્ય વીદવાનો તેમાં શું છે તે જાણવા પછાડા મારે છે, ત્યારે આપણે તેને વીસારે કેમ મૂકવું તેનો વીચાર કરીએ છીએ કોઇને એમ લાગે કે જેને એ ભાષા માટે ભાવ છે તે તો તે માટે બનતું કરવાનાજ હીંદની ગરીબાઈમાં સડતી જનતાને પેટીઉં મેળવવાનાં ફાંફાં મારવાં પડે છે તે શોખને ખાતર, સંશોધનને ખાતર, માતબર થયેલી પાશ્ચીત્ય પ્રજાની માફક એમાં માથું દુઃખવવાનો અવકાશ તેનું સાધારણ જ્ઞાન હશે તોજ કોઈ રડયો ખડયો કાઢી શકશે, બાકી એ તદન મરૂતપ્રાય થઇ જશે અને શ્રીમંતોના મોટા ભાગને તો શરત માટે પુને કે કલકત્તા જવાનું કહેશો તો જરૂર તેમ કરશે બાકી યુરોપ અમેરીકાના શ્રીમંતોની માફક સંશોધનમાં જીંદગી વેડફી નાખવી તેમને રૂચે એમ નથી તમારા ગ્રંથો તો સંસ્કરૂતમાંજ છે એટલે તમને તો તેનું જ્ઞાન ખાસ આવશ્યક છે એમ કહેવાની જરૂરજ નથી.

---

# ગુજરાતનું વઈદ સંમેલન,

## સુરત ખાતે ભરાયલી બેઠક.

## પ્રમુખ વૈદરાજ ત્રંબકલાલ મુનીનું વીદ્વતા ભર્યું ભાષણ.

### આયુર્વેદના ઉન્નતી

સદ્‌ગ્રહસ્થો સુસીલ બેનો અને વીદ્વાન વૈદ્ય બંધુઓ આજે તમારી સન્મુખ જે ભાષણ કરૂં છું તે આપ આપ નીરાંતે સાંભળશો સુખી થવાનો આ ઉપાય કેવો સરસ અને દરેક માણસથી બની શકે તેવો છે. તેવીજ રીતે આપણા આયુર્વેદમાં ઘણીજ સાદી સાદી ચીજો અને વનસ્પતિના પ્રયોગો છે, જેનું વીધીપુર્વક સેવન કરવામાં આવે તો શરીર દ્રઢ થાય અને રોગોનો પણ નાશ થાય, અને રોગોની ઉત્પતિ શરીર થઇ શકેજ નહી. વળી આપણા કેટલાક રસઉપચો એવાં છે જે રોગીઓને આપવામાં આવે તો તેવા રોગનો નાશ કરે છે તેટલુંજ નહિ પણ તેની શારીરિક શકિત જાળવી રાખે છે અને રોગનાં કારણથી જે અશકિત થવી જોઇએ તેવી અશકિત દરદીના શરીરમાં થવા દેતા નથી. ઉદાહરણ તરીકે પંચામૃત પર્પટી, સુવર્ણ પર્પટી, પ્રાણુદા પર્પટી વિગેરે ઔષધો તેવા પ્રકારના છે. ભાઇઓ! આપ સર્વના સતત પ્રયત્નોથી મને તો લાગે છે કે આપણા આયુર્વેદનો અરૂણોદય શરૂ થઇ ચુકયો છે. કલકતામાં ત્યાંના વઇદોના પ્રયાસની અષ્ટાંગ આયુર્વેદીક કોલેજની શીક્ષણ આપનારી શાળાઓ સ્થપાઇ છે. મદ્રાસ સરકારે પણ મદ્રાસમાં જે આયુર્વેદની કોલેજ છે તેને પહેલે વરસે ૩૦ હજાર બીજે વરસે ૫૦ હજાર અને ત્રીજે વરસે એક લાખ રૂપીઆની ગ્રાંટ આપી છે. યુ. પી. ની સરકારે રૂપીઆ બે લાખનો વાર્ષિક ખર્ચ આયુર્વેદના ઉતેજનાર્થે કરવાનો ઠરાવ કર્યો છે અને યુ. પી સરકાર તરફથી શરૂઆતમાં પચાસ હજાર અને દર વરસે પાંચ હજાર તે પ્રમાણે હરદવારનાં રૂષીકુળ આયુર્વેદ વીદ્યાલયને મદદ આપવામાં આવે છે. કાશીની આયુર્વેદીક કોલેજને તેવીજ રીતે મદદ મળી છે. વડોદરા રાજ્યે પોતાના રાજ્યમાં એક આયુર્વેદની કોલેજ ઉઘાડવામાં રૂપીઆ એક લાખની

મદદ આપી છે. અને તેમાં પસાર થયેલા વીદ્યાર્થીઓને પોતાના રાજ્યમાં નોકરી રાખી આશ્રય આપ્યો છે. ભાવનગરમાં પણ નાના પાયા ઉપર એક આયુર્વેદની શાળા ખોલવામાં આવી છે અને એડમીનીસ્ટ્રેટર સાહેબ તરફથી તે શાળાને ઘટતો આશ્રય મળે તેવો સંભવ છે. કરાંચીમાં મ્યુનીસીપાલીટીએ બે આયુર્વેદના દવાખાનાં ખોલ્યાં છે. માઈસોર અને ત્રાવણકોરનું રાજ્ય તો આયુર્વેદના પ્રચાર માટે પ્રસીદ્ધ છે. પુનામાં મ્યુનીસીપાલીટી તરફથી એક આયુર્વેદીક દવાખાનું ઘણા વરસોથી ચાલુજ છે અને મુંબઇની મ્યુનીસીપાલીટીએ તેવાં આયુર્વેદીક દવાખાનાઓને માસીક રૂ. ૧૫૦ આપવાનો ઠરાવ કરી શરૂઆત કરી છે. વળી આ વર્ષમાં આયુર્વેદની ઉનતી માટે ડાકટર વામન દેસાઇએ રચેલું "ઔષધ સંગ્રહ" તથા રા. બાપાલાલનો આદર્શ નીઘંટુ" તથા પંડીત હરીપ્રપનજીનો "રસયોગસાગર" ડાકટર નાટકરણીનો "મેટીરીઆ મેડીકા" આવાં પુસ્તકો બહાર પડયાં છે. અને જો સતત પ્રયાસ ચાલુ રાખીશું તો આપણા ધારેલા કાર્યમાં અવશય વીજય મળશે અને હાલમાં જેમ આયુર્વેદનો અરૂણોદય થયલો દેખાય છે. તેમ આયુર્વેદરૂપી સુર્યના પ્રખર કીરણોનાં પણ દર્શન થશે. આપણે આશા રાખીએ કે ભગવાન ધનવનતરી આપણી તે આશા પરીપુર્ણ કરો. યુરોપ અમેરીકામાં વીજ્ઞાનની અભીવરૂધીને લીધે આપણે નવી શોધો થવાનું સાંભળીએ છીએ થોડાં વર્ષો ઉપરજ તેમના જાણવામાં આવ્યું કે લસણના ઉપયોગથી ક્ષય રોગમાં ફાયદો થાય છે. કેટલાએક ડાકટરો તો ક્ષય રોગમાં તેનો રસ પીચકારી દવારા શરીરમાં દાખલ કરે છે, એક બીજો અમેરીકન ડાકટર એવી ભલામણ કરે છે કે બધું મળીને આખા :દીવસમાં ૩૦ થી ૬૦ ઘઉ ભારના વજનમાં ક્ષય રોગવાળા દરદીને લસણ આપવું તેથી તેને ઘણો લાભ છે. આ તેમને મનથી નવી શોધ છે પણ આપણા સુશ્રુતના ઉતરતંત્રમાં કહ્યું છે કે વીધીપુર્વક ક્ષય રોગમાં લસણનો ઉપયોગ કરવો.

હાલના વીજ્ઞાન પ્રમાણે એવું માનવામાં આવે છે કે ક્ષય રોગમાં 'ઓપન એર ટ્રીટમેન્ટ' ખુલ્લી હવામાં રહેવા જેવી બીજી કોઈ ગુણકારક ચીકીતસા નથી. આપણા શાસ્ત્રોમાં લખે છે કે ક્ષય રોગીએ બકરાંઓ સાથે ફરવું, તેની સાથે વસવું અને તેનાં જ ઘી દુધ વાપરવાં દેખીતી વાત છે કે બકરાંની સાથે જવામાં તેને જંગલના ચોખી હવાનો અને સુર્યના કીરણોનો લાભ મળે અને એક પ્રકારના હલકી કસરત પણ થાય જેથી તેને લાભ થયા વીના રહે નહી.

---

વળી હાલનું વીજ્ઞાન એમ માને છે કે એક ક્ષય રોગીને હાઇપોફોસફાઇટ ઓફ લાઇમ જેવા સોનાના ક્ષારો બહુ કામના છે. ત્યારે આપણામાં પણ રાતા ભસ્મ, પ્રવાલ ભસ્મ વીગેરે સુનાના ક્ષારોનો ક્ષય રોગમાં ખાસ ઉપયોગ કરવામાં આવ્યો છે. થોડાં વર્ષ પહેલા અંગ્રેજીમાં સુવર્ણના ગુણો સંબધમાં કંઇ પણ વીવેચન કરવામાં આવ્યુ નહોતું. તેઓ તે વખતે એમ જ માનતા કે સુવર્ણમાં એવા કોઈ ઉત્તમ અઉષધી ગુણો નથી અને તે આપણા જઠરમાં પાચન થયા વીના એમને એમ નીકળી જાય છે, પણ તેમણેજ સુવર્ણના કેટલાક ક્ષારો બનાવી તેનો ઉપયોગ કરવા માંડયો છે, વળી એક ડાક્ટરે એવી શોધ કરેલી કહેવાય છે કે સુવર્ણના ઉપયોગથી સર્પનું વીષ નાશ પામે છે. તેજ શોધ આપણા વાગભટમાં સ્પષ્ટ રીતે લખવામાં આવી છે.

ઘણાના મનમાં એવી શંકા થાય છે કે હાલમાં ડાકટરોએ પીચકારી વાટે લોહીમાં દવા દાખલ કરવાની જે રીત શોધી છે અને જેનો પ્રચાર તેઓ દીવસે દીવસ વધારતા જાય છે તેવું કંઇ આપણામાં છે ખરૂં કે? આપણામાં પણ તે શોધતું મુળ સ્પષ્ટતાથી દેખાઇ આવે છે. રસશાસ્ત્રોમાં કહયું છે કેઃ—

---

## તીવર ઉપાયો કયારે વાપરવા ?

---

આપણે આવા ઉગ્ર ઉપાયોનો સમયમાં ઉપયોગ કરતા કે જયારે દરદીને બચાવવાને બીજો કોઇ માર્ગ રહયો ન હોય. પણ વારંવાર તેવી ઉગ્ર વસ્તુઓ વાપરતા નહી. એ વાત સાચી કે આવી ઉગ્ર વસ્તુઓ એક વખત તાતકાલીક ગુણ દેખાડે છે પણ પછી વારંવાર વસ્તુઓનો ઉપયોગ થવાથી અવગુણ થવાનો પણ તેવોજ સંભવ છે. આપણા " સુચીકા ભરણ રસ " માટે વઇજ્ઞાનીકોની સભા સમક્ષ ડા. જગદીશચંદર બોઝે એવું સીધ કરી બતાવ્યું છે કે તે વનસ્પતી જીવન અને તેના હરૂદયની અંતરંગમાળને અજબ જેવી રીતે બળ આપે છે વળી ચાલુ માસમાજ આ પ્રસીધ વઇજ્ઞાનીક ડાકટરે કલકત્તામાં જે ટ્રોપીકલ મેડીસીન ઉપર વીચાર કરવા મોટી સભા મળી હતી અને જેમાં દેશ દેશાંતરોમાંથી અનેક વીદ્વાનોએ ભાગ લીધો લીધો હતો તે સભા સમક્ષ આપણા જંગલની વનસ્પતીથી એવો એક ચમત્કાર કરી બતાવ્યો કે તે સભા આશ્ચર્યચકીત થઇ ગઇ એક દેડકા જેના

હરૂદયની ગતી બંધ થઇ ગઇ હતી તેવા દેડકાને તેણે કુમાયુન પર્વતની એક વનસ્પતીના સતવથી તેના હરૂદયને પાછું સચેતન બનાવ્યું જો શોધખોળ કરનાર હોય અને નીરંતર પ્રયત્નો કરતા હોય તો તેવી ઘણી ચમત્કારીક વનસ્પતીઓ આપણા જંગલોમાંથી પ્રાપ્ત કરી શકે ચરક રૂશી તો એટલે સુધી કહે છે કે અઉષધીનાં જે નામ તથા ગુણદોશો તમો ન જાણતા હોતો તેવા અઉષધોનો ગુણ અને સ્વભાવ તમારે ગોવાળીઆ ભીલ ભરવાડ, વીગેરે જંગલમાં વસનાર લોકો પાસેથી જાણી લેવા. આપણે આગળ કહી ગયા છીએ સીંકોનાની શોધ પણ આવીજ રીતે ઇંગ્લાંડનો એક કાઉન્ટેસે અમેરીકાના જંગલા લોકો પાસેથી જાણી લીધી હતી. પ્રજાને બધું કામ એકદમ ઉતાવળથી થઇ જાય ને દરદ પણ તાતકાલીક મટી જાય એવા ઉપચારો વાપરવાની તીવર આકાંક્ષા છે. પણ તેમ કરવાથી પાછળ કેવું અનીષટ પરીણામ આવે છે તેનો તેમને કંઇ પણ ખ્યાલ અથવા વીચાર નથી. એક મેલેરીઆ જવરને મોટા પ્રમાણમાં ક્વીનીન આપીને દબાવી નાંખો અને પછી તેનું પરીણામ જુઓ. તે મલેરીયા તાવ ફરી ફરીને આઠ પંદર ને વીસ દીવસે દરદીને રાબાગ્યા કરે છે. અને મહીનાઓ સુધી તે તેનો પીછો છોડતો નથી અને શરીર એકદમ ક્ષીણ અને અશક્ત કરી નાંખે છે. આવા સેંકડો દરદીઓ આપ સર્વના જોવામાં આવ્યા હશે. માટે આ વિષે વિશેષ વીવેચન કરવાનું હું અનુચીત ધારૂં છું. એ વાત તો સત્યજ છે કે રાજ્યાશ્રય અને ધનવાનોના આશ્રય વિના કોઇ પણ વિદ્યા આગળ વધી શકતી નથી. તો જેમ બીજા પ્રાંતોની સરકારે આપણા આયુર્વેદને ઉચીત આશ્રય આપ્યો છે તેવોજ આશ્રય મુંબઇ સરકાર પાસેથી મેળવવા માટે આપણે યતનો ચાલુ રાખવા જોઇએ. કદાપી કોઇવાર આપણે આપણા પ્રયત્નોમાં નીષ્ફળ જઇએ તો તેથી નીરાશ થવાનું નથી કારણ કે જે સત્ય છે તે કદાપી ખોટું ઠરવાનું નથી, ધારાસભામાં થયેલા પ્રશ્નોતરો ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે આપણી મુંબઇ સરકાર મદ્રાસ સરકારે ઉઘાડેલા આયુર્વેદ પાઠશાળાના પરીણામથી વાટ જુવે છે. એટ એટલી બાબત સીદ્ધ થાય છે કે મદ્રાસવી પાઠશાળા માટે આપણા મનમાં તો એવોજ વીચાર સ્ફુરે છે કે તે પાઠશાળા દીવસો દીવસ સારી સ્થીતી ઉપર આવતી જાય છે, કારણ કે મદ્રાસની સરકાર તરફથી અપાતી ગ્રાન્ટમાં પ્રતી વર્ષ વધારો થતો જોવામાં આવે છે. હવે જે જે મ્યુનીસીપાલીટી અગર લોકલ બોર્ડોએ પોતાના શહેરમાં આયુર્વેદીક દવાખાનાં ન ઉઘાડયાં હોય તેમણે પુના, મુંબઈ કરાંચી વીગેરે શહેરોનું અનુકરણ કરી,

તેવાં દવાખાનાઓ ઉઘાડવાં જોઇએ. હાલમાં જે જે પાઠશાઓ ચાલે ચાલે છે તેમાંથી પસાર થયેલા વઇદોને તેવાં દવાખાના ઉપર નીમવા જોઇએ. આવી રીતે જો શહેર શહેરમાં દવાખાનાંઓ ઉઘડે તો આપણા આયુર્વેદનો કેવો અભયુદય થાય તેનો ખ્યાલ આપના મનમાં સહજ આવશે.

સદ્‌ગૃહસ્થો સુશીલ બહેનો અને વીદ્વાન વૈદ્ય બંધુઓ ! આપણો ઘણો સમય મેં લીધો છે તે માટે અને મારા વ્યાખ્યાનમાં કંઇ પીષ્ટપેષણ જેવું લાગતું હોય તે માટે ક્ષમા માગી હું આપણા આયુર્વેદનો અભયુદય દીવસો દીવસ વધતો જાય તેવી શુભેચ્છાઓ સાથે મારૂં આ વ્યાખ્યાન પુરૂં કરૂં છું.

સુરત સ્થાને મળેલું આ વૈદ સંમેલન મુંબઇ ઇલાકાના વર્તમાન, પત્રકારોને આયુર્વેદના સમર્થનમાં દેશી ઉપચાર પધતીના સસ્તા અને શાસ્ત્રીયપણા ઉપર વારંવાર લેખ માળાઓ પ્રગટ કરવા વીનંતી કરે છે.

બાદ સ્વાગત મંડળના ચેરમેન શ્રીયુત રાજેન્દ્ર સોમનારાયણ દલાલે સર્વનો આભાર માનતા જણાવ્યું કે અમે લગન લીધા તમે પાર ઉતાર્યો એકજ કારણસર જેમ બની શકયું તમે કોઇએ વેવાઇવટું કર્યું નથી. તમે તેમાં કચાશ રાખી નથી તે માટે તમારા સઉનો હું રૂણી છું. બીજા સંમેલનો કરતાં આવાં સંમેલનમાં ફેર છે એકતો સંમેલ જનતાને, પ્રીય અને તહમારૂં કામ જન સેવાનું પોપટભાઇ વખતસર આવવા ઉત્સુક હતા છતાં કામથી રોકઇ બપોર કે સ્હાજે જ્યારે તહમને દરદી બોલાવે અથવા તહમારે દવાખાને આવે ત્યારે તહમારે તે તરફ લક્ષ્ય આપેજ છુટકો વળી સામાન્ય સામાજીક કામમાં તથા રાજ્યદ્વારી બાબતમાં વોલંટીયર વગેરે સ્હેલાઇથી જોડાવા રાજી હોય છે પરંતુ હમોને તે ભાઇઓને મેળવવાને પણ મુશ્કેલી રહે છે છતાં જે વોલંટીયરોએ કાર્ય કર્યું છે. તે માટે હું તેમને ધન્યવાદ આપું છું હમારી ઉણપ જ્યાં લાગી હોય. તેને માટે હું આપની ક્ષમા માગું છું. બનતું કરવામાં હમારા સેક્રેટરી ઘેલાભાઇનો બેસી ગયેલો ઘાંટો સાક્ષી પુરે છે. અને હમારા મંત્રી શ્રી ભોગીલાલ તો સર્વ વ્યાપક જેવા બધેજ હાજર રહેતા હતા વ્યવસ્થાપક સમીતીએ પણ બનતું કર્યું છે અને મહારાથી તેમાં કાંઇ ફાળો અપાયો નથી. હમારે કોઇ જોડે તકરાર નથી આજનુંજ દ્રશ્ય જોતાં ઘડીભર આનંદની છોળ ચાલે છે મારે ઠેકાણે આપ હોત તો આપને પણ એમજ થાત સુરત એટલી તુટી ચાર તહેને અહીંથી

આપે તો મ્હારી વીનંતી મુજબ વૈદ ડાક્ટરનું સલ્લારૂં કર્યુ મથુરાદાસજીનો ઠરાવ મહાસ તરફથી સચવાયલો તે આપે કબુલ રાખ્યો ઉપરાંત દેશ પ્રેમી ડા૦ રાયજી આપ્ટેને આપના કરી લીધા એકની પાસે આયુર્વેદનું પ્રકાશન ખુલ્લું મુકાવ્યું બીજાઓ પાસે આયુર્વેદની પાઠશાળા સ્થાપવાના ઠરાવ મુકાવ્યા આપણા તે તો આપણાજ રહેશે ને થસો સંભાળ એટલીજ રાખવી કે તહેમનું શીક્ષણ પાવશ્રીત ધોરણે અપાયેલ છે તે પંડીત હરીપ્રસાદજીનો,મનુભાઇ રંગીલદાસનો,સ્થાનીક વદ્દ બંધુ વાનો તેમજ મદદ કરનાર ન્દ્ર અંદસ્થોનો, રા. બળવંતરાયનો આભાર માની સવાગતમાં તરુટી હોય તો તે માટે ક્ષમા કરવા જણાવ્યું હતું, અને છેવટે પ્રમુખશ્રીનો આભાર માન્યો હતો-

બીજા મંત્રી વદ્દ ઘેલાભાઇએ પણ ટુંકવીવેચન કરીને પોતાના કાયમ મદદ કરનારાઓના આભાર માન્યો હતો.

વઇદ મોહનલાલે વધુ ટેકો આપતાં શ્રીયુત રાજેન્દ્ર સ્વામીનારાયણ દલાલની સેવાઓની યાદ આપી હતી.

રા. ભોગીલાલે માસ્તર વસંત અને હીંદુ બેંડવાળા મી૦ હીમતરામનો આ આભાર માન્યો હતો.

બાદ સ્વાગત મંડળના ચેરમેન શ્રી રાજેન્દ્રરાવે પ્રમુખશ્રીનો ફુલે હારથી સતકાર કરતાં તાલીયોના અવાજે થઇ રહ્યા હતા.

પ્રમુખ શ્રીયુત ત્રંબકલાલ મુનીએ સંમેલતની બેઠકનો ઉપસંહાર કરતાં જણાવ્યું કે હું રવીવારે સહવારે અહીં ઉતર્યો ત્યારે મારા મનમાં શંકા થઇ હતી કે આ મહાન કાર્ય મારાથી કેમ ઉકેલાશે, પરંતુ મને મારા મુંબઇના વઇદ બંધુઓએ મારી સાથે સામેલ થઇને મને પ્રોતસાહન આપશું અને આપ સર્વેએ હાજરી આપીને આ કાર્ય પુરૂં કરવા માટે મદદ આપી છે. તે માટે હું આપ સર્વનો આભાર માનું છું, મેં જોયું કે સુરત શહેરમાં પ્રજાનો આયુર્વેદ પર પ્રેમ છે અને આયુર્વેદની ઉન્તીમાં તન મન ધનથી મદદ કરવા તઇયાર છે. અત્રે ડોકટરોએ આપણા કાર્યમાં સહાય કરવાની દેખાડેલી તઇયારી માટે હું તેઓશ્રીરો આભાર માનું છું. સ્વાગત કમીટીના ચેરમેન શ્રી. રાજેન્દ્રરા અમારૂં સ્વાગત કરવા માટે જે તસ્દી લીધી છે.

તેમની સેવાઓ તેમજ તેમણે સત્કાર મંડળના પ્રમુખ તરીકે કરેલા અનુપમ ભાષણના સ્મારક ચીન્હ તરીકે આ સુવર્ણ ચંદ્રકની સ્વલ્પ ભેટ સ્વીકારશે એવી હું તેમને વીનંતી કરૂં છું.

બાદ પ્રમુખશ્રીએ પોતાના તરફથી સુરત વઇદ સભાના પ્રમુખ શ્રી. ધીરજ રામભાઇને શ્રી, બાળક રૂપણભાઇને, મંત્રીઓ શ્રી. ભોગીલાલભાઇ તથા શ્રી, ઘેલાભાઇને શ્રી, અંબાશંકર જી. ત્રીવેદીને સોનાનાં ચાંદ, મુંબઇની વઇદ્ય ધારાસભાના સેક્રેટરીઓ શ્રી, જમીયતરામ તથા શ્રી, વ્રજલાલ જે સંધારકરને રૂપાના ચાંદ એનાયત કર્યા હતા

કામનો હેવાલ પોતાના પત્રમાં પ્રગટ કરવા માટે તઇયાર કરી મોકલવામાં ઉઠાવેલી મહેનતની પીછાણ તરીકે હું અમારી સભા તરફથી વીંટીની અલ્પ ભેટ એનાયત કરવા માટે પ્રમુખશ્રીને વીનંતી કરૂં છું.

આ ભેટ ઓફીસમાં મોકલી આપવા જણાવવામાં આવ્યું હતું.

વધુમાં શ્રી. ભોગીલાલ વઇદ્યે જણાવ્યું કે અત્રેના 'દેશબંધુ' તેમજ ગુજરાત મીત્ર' ના પ્રતીનીધીઓએ ઘણું આ સંમેલનમાં હાજરી આપીને આપણા કાર્ય પ્રત્યે સહાનુભુતી દેખાડી છે અને સહાય આપી છે તેમને પણ અમારી સભા તરફથી તેવીજ સ્વલ્પ ભેટ પ્રમુખશ્રીના હાથે એનાયત કરવા વીનતી કરૂં છું.

આ બંને વર્ત્તમાનપત્રોના પ્રતીનીધીઓએ તે ભેટ સ્વીકારી હતી.

અત્રે પ્રમુખશ્રીએ જાહેર કર્યું કે "સાંજ વર્તમાન" પત્રના અધીપતીએ પોતાના પ્રતીનીધીને આપણા કાર્યને ઉતેજન આપવા માટે ખાસ અત્રે મોકલી આપીને આભારી કર્યા છે. હું "સાંજ વર્તમાનના પ્રતીનીધીને તેમજ અત્રે આપણા કાર્યમાં સહાય આપવા માટે પધારેલા સર્વ વર્તમાનપત્રોના પ્રતીનીધીઓને હું મારા તરફથી રૂપાના ચાંદ આપવાનું જાહેર કરૂં છું,

બાદ વઇદ જેઠાલાલ દવેએ રીસેપશન કમીટીનો આભાર માન્યો હતો અને જણાવ્યું હતું કે સ્વાગતકારીણી સમીતીના પ્રમુખ મંત્રીઓ અને સભ્યોએ અમારો પુર્ણ સત્કાર કરી અમને ઉપકાળ તળે દાબી દીધા છે, વધુમાં આ શહેરના આગવાન ડૉક્ટર મી૦ ઘીયા કે જેઓ મુંબઇ ધારાસભાના મેંબર છે તેમણે તેમ ડૉ૦ વયાસ, ડૉ૦ અભયંકર ડૉ૦ આપટે

વીગેરે બીજા પણ ડાક્ટરોએ અમારી સાથે સહકાર સાધી આયુર્વેદને ઉત્તે-જન આપવા સરકારને અને જન સમાજને આગ્રહ કર્યો છે તે માટે તેમનો પણ ઉપકાર માનું છું.

સ્વયંસેવક મંડળવાળા શ્રી૦ રતનમણીશંકર રમાશંકર શુક્લ તથા શ્રી. જમીયતરાય નાથુભાઇ વઇદને રૂપાના ચાંદ પ્રમુખશ્રીના હાથે એનાંયત કરવામાં આવ્યા હતા અને શ્રીરત મણીશંકરે સ્વયંસેવકોની જે કંઇ ત્રુટીઓ હોય તો તે માટે ક્ષમા કરવા સઘળા: સ્વયંશેવકો તરફથી જણાવ્યું હતું, બાદ પ્લેટફોર્મપર બીરાજેલા વઇદરાજોના મંત્રી શ્રી ભોગીલાલ વઇદે પુલ હારથી સત્કાર કીધા બાદ પ્રમુખશ્રીએ આવતા વર્ષે વડોદરામાં ફરી આનંદ પુર્વક મળવાની આશા જાહેર કરીને સંમેલનની બેઠક ધનવંતરી મહારાજકી જયના જયનાદો વચ્ચે રાતના ૮–૩૦ ના અમલે ખતમ થઇ હતી.



# પાંચમી ગુજરાત વાળંદ પરિષદનો હેવાલ.

શરૂઆત અમદાવાદ નિવાસી શ્રી ફુલચંદ મગનલાલ માસ્તરે વેદમંત્રોથી કરી. આથી પરિષદ્ મંડપમાં સર્વત્ર શાંતિ પ્રસરાઇ ગઇ. પછી વિદ્યાર્થી રણછોડભાઇ ફુલચંદભાઇએ લીમ્બચ માતાની સ્તુતિ સુંદર રાગમાં ગાઇ સંભળાવી હતી. પછીથી એજ વિદ્યાર્થીએ "ભલે પધાર્યા મહેમાન સહુરે" એ કાવ્યથી પરિષદ્‌માં પધારેલા મહેમાનો પ્રતિનિધિઓ અને બેનોનું સ્વાગત કીધું હતું અને ત્યાર બાદ નિસરાયા નિવાસી શ્રી નાથાલાલ લલ્લુભાઇ માસ્તરે "અહો જે નાયી તણાં સંતાને જગમા નાયી આબાદી" નામનું સ્વરચિત કાવ્ય હારમોની. યમના તથા તબલાંના તાલ સાથે ગાઇ સંભળાવ્યું હતું. પછી કરાંચીથી પધારેલા રા. સોમેશ્વર સાંકળચંદ નાયી બ્રાહ્મણે "નાયી બ્રાહ્મણકા ઝંડા" નામનું કાવ્ય ગાઇ સંભળાવ્યું હતું. ત્યાર બાદ.

## ગુજરાત કાઠિયાવાડ નાયી બ્રાહ્મણ સભાના મંત્રી શિવરામ શર્માનું નિવેદન.

વ્હાલા બંધુઓ અને બહેનો !

પહેલી પરીષદ ડાકોરમાં, બીજી મહેદાવાદમાં, ત્રીજી પેટલાદમાં અને ચોથી અમદાવાદમાં મળી હતી અને આ વખતે નડીઆદમાં કે જે સ્થળે આજની પાંચ વર્ષ પહેલાં ગુજરાત કાઠીયાવાડ નાયી બ્રાહ્મણ સભાનો પાયો નંખાયો હતો તે સ્થળે પાંચમી ગુજરાત વાળંદ પરિષદ ભેગી મળે છે. આ દરમ્યાન ગુજરાત કાઠીયાવાડ નાયી બ્રાહ્મણ સભાએ શું કાર્ય કર્યું તે ટુંકામાં જણાવીશ.

ગુજરાત પ્રાન્તની એટલે ગુજરાત, કાઠીયાવાડ અને કચ્છની કે જે પ્રદેશમા ગુજરાતી ભાષા બોલાય છે ત્યાંની વાળંદ અર્થાત નાયી બ્રાહ્મણ જ્ઞાતિમાં એક બીજાના વીચારોની આપ લે કરવાના સાધનની મોટામાં મોટી ખોટ હતી અને તે પહેલાની તકે સંવત ૧૯૭૯ ના કારતક માસથી "નાયી બ્રાહ્મણ હિતેચ્છુ" માસિક પ્રકટ કરીને સભા એ પુરી છે. ત્યાર પછી

ટુંક મુદતમાં વાળંદ કોમનું જુનું અને નવું સાહિત્ય ખુણેખોચરેથી એકત્ર કરી પ્રસીદ્ધમાં મુકવા માટે સભા તરફથી "નાંયી બ્રાહ્મણ પુસ્તક ફંડની યોજના ગડી કાઢવામાં આવી અને "નાયી વર્ણનિર્ણય" જેવું અમુલ્ય પુસ્તક ગુજરાતી ભાષા જાણનારના હાંથમાં મુકી શકાયું. આ પુસ્તક પ્રસીદ્ધ થવાથી આપણા જાણવામાં આવ્યું કે આપણે બ્રાહ્મણ વર્ણમાં છીએ, આપણું પ્રાચીન ગૌરવ પુનઃ પ્રાપ્ત કરવાની ઈચ્છા પણ આપણને ત્યારેજ થઈ. પાછળથી સંધ્યા, પવિત્ર કોણ બ્રાહ્મણ કે નાયી અને નાયી બ્રાહ્મણ કાવ્યમાળા એ ત્રણ પુસ્તકો પ્રસીદ્ધ કરવા માટે આપણે ભાગ્યશાળી નીવડયા તે પણ એજ યોજનાને લીધે. હાલ નાયી બ્રાહ્મણ પુસ્તક ફંડમાં ૪૦ જિંદગી પર્યંતના સભાસદો છે. ગુજરાત પ્રાંતના જુદા જુદા ગોર-જથને તથા કચ્છીયા, ભાટીઆ, દક્ષિણી, સુરતી, બાબર. હિન્દુસ્તાની, મારવાડી, વિગેરે પેટાભેદોના જ્ઞાતિબંધુઓને એક ગ્રન્થીમાં જોડી સંગઠન મજબુત બનાવવા માટે ગુજરાત કાઠીયાવાડ નાયી બ્રાહ્મણ સભા સ્થાપવામાં આવેલી છે, આ સભા પ્રતિનીધી સભા છે અને તેમાં હાલ પર પ્રતિનિધિઓ છે. લોકમત કેળવવા માટે, જ્ઞાતિમાં ચાલતી અંધાધુંધી અટકાવવા માટે અને જ્ઞાતિબંધુઓને સત્ય શું છે તે સમજાવવા માટે સભા તરફથી વખતો વખત પત્રિકાઓ પ્રકટ કરવી પડે છે. આજ સુધીમાં કુલ ૨૦ પત્રિકાઓ પ્રસિદ્ધ થઈ ચુકી છે. પ્રચાર કાર્ય કરવા માટે સભા તરફથી "ઉપદેશકો" નીમવામાં આવે છે. ઉપદેશકોનું પ્રમાણ અત્યારે ઘણુંજ ઓછું છે જો તે વધે તો પ્રચાર કાર્ય કુદકેને ભુસકે આગળ ધપે વાળંદ કોમનું પ્રસિદ્ધ થએલું સાહિત્ય વેચવા માટે કમમાં કમ એક પુસ્તકાલયની જરૂર હતી અને તે જ્યારથી નાયી બ્રાહ્મણ પુસ્તક ફંડની યોજના અમલમાં મુકાઈ, નાયીવર્ણ નિર્ણય નામનું પુસ્તક પ્રસિધ્ધ થયું ત્યારથીજ ગજરાત કાઠીયાવાડ નાયી બ્રાહ્મણ સભાને અંગે "નાયી બ્રાહ્મણ પુસ્તકાલય" ખોલીને પુરી પાડવામાં આવેલી છે. સભાએ જ્ઞાતિ સુધારણા માટે અંધારણ પુર્વકની હીલચાલ હજી નથી ઉપાડી પરંતુ શરૂઆત તો કરીજ દીધી છે. મહેમદાવાદ પરીષદ વખતે નક્કી થયા પ્રમાણે પ્રતિજ્ઞા પત્ર ઉપર સહીઓ લેવા માંડી છે. મને આશા છે કે આ વખતે વધુ ભાઇઓ સહીઓ કરી આપી કોમની ઉન્નતી અર્થે પોતાના તરફનો ફાળો આપશે.

આ વખતે સભાને આંગે "કેળવણી ફંડ" જુદું પાડવાની ખાસ આવશ્યકતા છે કારણ કે અનેક વિદ્યાર્થીઓ આજે પૈસાના અભાવે નિશાળો

છોડી દેતા જોવામાં આવે છે. એમને આપણે કોઇને કોઇ પ્રકારે મદદ તો આપવીજ જોઇએ આપણી પાસે જ્યાં સુધી વધુ રકમ ન થાય ત્ય સુધી લોન તરીકે નાણાં ધીરીને પણ તેમનો અભ્યાસ ચાલુ રખાવવો જોઇએ આપણી ફરજ છે. કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીપે ટીપે સરોવર ભરાય એ ન્યાયે જો આપણે સૌ એકેક રૂપીઆ આપીએ તો હજારો રૂપીઆ થોડી વારમાં એકત્ર થઇ જાય પરંતુ જ્યાં સુધી આપણો દાન કરવાનો બદલીએ નહિ ત્યાં સુધી તેમ થવું અસંભવિત છે. હાલના જમાનામાં વિદ્યાદાન સર્વ શ્રેષ્ઠ દાન ગણાય છે એટલે તે ખાતે જેટલું દાન આપીએ તેટલું ઓછુંજ છે. હું તો એ માર્ગે અધિકમાં અધિક દાન આપવાની આવશ્યકતા. જોઉં છું. બીજે રસ્તે દાન આપતાં અચકવું જોઇએ પણ આવા માર્ગે દાન આપતાં તો આપણે બીલકુલ પાછી પાની ન કરવી જોઇએ. મને આશા છે કે આપ સા ફુલ નહિ તો ફુલની પાંખડી પણ કેળવણી ફંડમાં દાન આપ્યા વિના નહિ રહો. આપણે જો કેળવણી ફંડમાં દાન આપ્યા વિના નહિ રહો. આપ કેળવણી ફંડમાં આપણો હાથ નહિ લંબાવીએ તો બીજું કશું પણ ઉજાળી શકવાના નથી એ ખાત્રીથી માની લેવું. કેળવણી વિના આપણો ઉદ્ધાર નથી એ આપણે સૌએ સમજવું જોઇએ. આટલું કાર્ય કરવા જો આપણે સૈ શક્તિવન થઇએ તો આપણું અત્રે એકઠા મળવું સાર્થક થયું ગ તથા આપણે એક પગલું આગળ વધ્યા એમ લેખાશે.

અંતમાં આ નિવેદન પુરૂ કરતા પહેલાં ફરીથી હું આપ સર્વનું ધ્યાન ગુજરાત કાઠીયાવાડ નાયી બ્રાહ્મણ સભા તરફ ખેંચીશ. એ સંસ્થા આપણી ઉન્નતિ માટે અથાગ પરિશ્રમ ઉઠાવનારી, આપણને સરળ માર્ગ બતાવનારી, આપણા સુખ દુઃખમાં ભાગ લેનારી અને વિદ્યાર્થીઓની એવી પીછાન નારી છે.અત્યારે તેની પ્રતિષ્ઠા જામેલી આપણા જોવામાં આવે છે તે ખરેખર મગરૂર થવા જેવી છે. જેથી સભાને અને તેનાં દરેક અંગોને સમૃદ્ધ બનાવવાને માટે હમેશ પ્રયત્ન કરતા રહેવાની વિજ્ઞપ્તિ કરૂં છું કારણ કે અમુક વખત પછી સભા, માસિક, પારષદ, પુસ્તક ફંડ, પુસ્તકાલય, ઉપદેશકો અને કેળવણી ફંડ આપણને વધુ ઉપયોગી અન વધુ લાભદાયી થઇ પડે એમ મારૂં માનવું છે.

# નડિઆદના સ્વાગતાધ્યક્ષ
# શ્રી શંકરલાલ છગનલાલ વૈદ્યનું ભાષણ.

---

**માનવંતા મહેમાનો તથા બહેનો.**

પાંચમી ગુજરાત વાળંદ પરિષદ જેવા માંગલિક પ્રસાંગે ગુજરાત કાઠિયાવાડ નાયી બ્રાહ્મણ સભા તરફથી આપ સર્વનું સ્વાગત કરતાં મને ઘણોજ હર્ષ થાય છે. આપ સર્વ આ શુભાવસરે પોતાના સમયનો ભોગ આપીને તથા અનેક પ્રકારની મુશ્કેલીઓ વેઠીને અત્રે પધાર્યા છો તે બદલ હું આપનો તથા મને પોનાને આ અમૂલ્ય તકનો લાભ આપનાર ગુજરાત કાઠિયાવાડ નાયી બ્રાહ્મણ સભાનો આભારી છું.

અસલના વારામાં લોકો નડિઆદને નટપુર નગરી કહેતા હતા. આ શહેર ખેડા જીલ્લાનું અને ચરોતરનું મધ્યસ્થળ છે. ગામના પ્રમાણમાં આપણી કોમની વસ્તી જોઇએ તેટલી નથી. લીમ્બચીઆ ભાઇઓનાં સો અને ભાટીઆ ભાઇઓનાં સાત ઘર અત્રે છે. એ સિવાય પરદેશી આસરે દશબાર કોથળી ગામમાં કરે છે. અહીં બે મીલો ચાલે છે. લોખંડ ગાળવાનાં તથા તીજોરીઓ બનાવવાનાં કારખાનાં પણ છે. આ શહેર વહેપાર રોજગારમાં સાધારણ રીતે ઠીક ગણાય છે. કેળવણી લેવા માટે માટે ગુજરાતી શાળાઓ તથા હાઇસ્કુલો અત્રે છે અને સાગીરય તાલીમ લેવા માટે બે અખાડા ચાલે છે. નડિઆદ સાક્ષરોની ભૂમિ ગણાય છે. "રાજકીય" અને પ્રજાકીય હીલચાલો અસહકાર નડિઆદ મ્યુનિસિપાલીટીએ કરેલો. અહીંના રાષ્ટ્રીય શાળાના શિક્ષકોએ દેશસેવામાં મહાન ભોગ આપેલો છે, આમાં આપણી પ્રાંતિક સભાના મુખ્ય કાર્યકર્તા રા. શિવરામ શર્મા તથા બીજા બે ભાઇઓ હતા. નાગપુરમાં આજથી પાંચ વર્ષ ઉપર રાષ્ટ્રધ્વજની લડત શરૂ થઇ હતી તે વખતે આ શહેરે સારો ફાળો આપેલો. નાગપુર જેલનો સ્વાદ ચાખનાર વીરનરોમાં આપણી કોમના ગુજરાત કાઠિયાવાડના શિરતાજ રા. શિવરામ શર્મા પણ હતા. રેલ સંકટ નિવારણાર્થે વડી ધારાસભાના પ્રમુખ નામદાર વિઠ્ઠલભાઇ પટેલે પણ અત્રેજ નિવાસ કરેલો.

---

અત્રેના સંતરામ મંદિર, ડાહીલક્ષ્મી લાયબ્રેરી, પાદરીનું દવાખાનું, નેટીવ જનરલ લાયબ્રેરી અને હિંદુ અનાથઆશ્રમથી કોણ અજાણ્યું છે? હિન્દુઓનાં નિરાધાર બાળકોને ઉછેરી કામધંધે વળગાડવાને માટે હિન્દુ અનાથઆશ્રમ ઘણા વખતથી નડીઆદમાં ચાલે છે તેમાં શીવણ કામ. ભરત કામ. સુથારી કામ, ચિત્ર કામ તથા છાપવાનું કામ શીખવવામાં આવે છે. બાળકોને કેળવણી પણ આપવામાં આવે છે. સેશન્સ કોર્ટ આવ્યા પછીથી તો આ શહેરની ધમાલ ઘણીજ વધી પડી છે. અત્રે આપણી જ્ઞાતિમાં લગભગ પચાસ બાળકો વિદ્યાભ્યાસ કરે છે, જેમાંનાં દશ અંગ્રેજી ભણે છે. અહીં આપણી જ્ઞાતિમાં એક ભાઇ મેટ્રીક તથા એક ભાઇ પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજના પહેલા વર્ષમાં પાસ થએલ છે. ચાર વર્ષથી અત્રે નાયી બ્રાહ્મણ સભા નડીઆદ ચાલે છે. સદરહુ સભા તરફથી નિશાળે જતા બાળકોને ઉત્તેજન આપવા ખાતર ઇનામ વહેંચવામાં આવે છે. સભા તરફથી દર માસે પહેલું નામ લાવનારને ચાર આના સ્કોલરશીપ આપવાની ગોઠવણ પણ થએલી છે. સભાની કાર્યવાહી પ્રમાણમાં ઠીક ચાલે છે, સભાના કાર્ય-કર્તાઓ અને સભાસદો ઉત્સાહી છે. સભાના વિદ્યાર્થીઓ તરફથી વખતો વખત પ્રોત્સાહન પણ મળતું રહે છે, નડીઆદની નાત તરફથી સભાને સારો ટેકો મળતો રહ્યો છે. સભાના ઠરાવ પ્રમાણે જ્ઞાતિબંધુઓ તરફથી દરેક શુભાશુભ અવસરે ઠરાવેલી રકમ વગર હરકતે મળ્યા કરે છે. અત્રે આપ જે સ્થાનમાં બીરાજ્યા છો તે વાળંદવાડી અહીંની આપણી નાતની છે. વડતાલમાં આપણા જ્ઞાતિભાઇઓ આજથી સત્તર વર્ષ ઉપર ભેગા થયા હતા. એ વખતે પસાર થયેલા ઠરાવને આ શહેરે અમલમાં મુકવાની પહેલ કરી હતી, પરંતુ મારે લાચારી સાથે કહેવું પડે છે કે ન તો અમોને સભાએ મદદ કરી કે ન તો કોઇ કાર્યકર્ત્તાએ મદદ કરી. પરીણામ એ આવ્યું કે અમારે અનેકના દબાયેલા રહેવું પડયું. અને એજ કારણે—એજ પુણ્ય પ્રતાપે પરમકૃપાળુ પરમાત્માએ અનાયસે આ શહેરને લાભ આપ્યો. ગુજરાત કાઠીયાવાડ નાયી બ્રાહ્મણ સભા જેવી જીવતી જાગતી સંસ્થાનો પાયો અમારા નડીઆદ ગામમાં નંખાયો. ફળ મળવાની આશા તો અમને સ્વપ્ને પણ નહોતી પરંતુ અચાનક મળી ગયું; જેને માટે નડિઆદનાં ભાઇ-બ્હેનો અમારૂં અહોભાગ્ય માનીએ છીએ. શ્રી, પંડિત રેવતીપ્રસાદ શર્મા નડિઆદમાં પધાર્યા ત્યારે આજ વાળંદવાડીમાં ભાષણ થએલું નવાગામમાં રૂ. ૫૦૧) નો સત્યાગ્રહ ચાલ્યો ત્યારે નડિઆદે તથા પેટલાદે આગળ પડતો

ભાગ લીધેલો અને આપખુદ સત્તાધારી નાતપટેલોની જોહુકમીનું જોર નરમ પાડેલું. આ ગામ નવગામ જથામાં આવેલું છે. અહીંનું જ્ઞાતિબંધારણ પ્રમાણમાં ઘણું સારૂં છે. અહીંના ભાઇઓ તથા બહેનો એક બીજા પ્રત્યે સ્નેહ રાખનાર છે. "સેના આખ્યાન" નામનું પુસ્તક લખનાર રા. ફુલાભાઇ ગરબડદાસ માસ્તર આજ શહેરના વતની હતા.

**પારિષદની જરૂરિઆત**—ગુજરાત કાઠિયાવાડ નાગર બ્રાહ્મણ સભા તરફથી દર સાલ પરિષદ ભરવામાં આવે છે. પહેલી પરિષદ ડાકોરમાં, બીજી મહેમદાવાદમાં, ત્રીજી પેટલાદમાં અને ચોથી અમદાવાદમાં ભરાઇ ગઇ છે, અને આ વખત પાંચમી ગુજરાત વાળંદ પરિષદ નડિઆદમાં ભરવામાં આવે છે, એટલે મારે આપને એની જરૂરીઆત વિષે કંઇ પણ કહેવાનું બાકી રહેતું નથી. પરિષદ ભરવાથી શું ફાયદો એ પ્રશ્ન તો આજે કોઇનાય દિલમાં ઉપસ્થિત થતો જોવામાં આવતો નથી. સૌ કોઇ જાણે છે કે અનેક જણનો પરિચય થવાનું, વિચારોની આપ લે કરવાનું ત્રણ દિવસ સાથે રહેવાનું અને પોતાની ઉણપ દૂર કરવાનું ઉત્તમ સાધન પારિષદ છે. આજે આપણે જુદા જુદા લત્તાના અત્રે એકઠા થયા છીએ. અહીં આપણે એક બીજાના વિચારોની આપ લે કરીને અને જ્ઞાતિહિત કયા રીતે થાય તેનો નિર્ણય કરીને વિખરાઇશું. આપણે સૌએ કેટલી પ્રગતિ કરી છે તેનું માપ પણ પરિષદના દિવસોએજ નીકળી શકે છે,

**એકતા**—એકતા વિષે મારે ખાસ કહેવાનું છે. ગુજરાત કાઠિયાવાડમાં ચાલતો તીવ્ર વિરોધ અટકાવવાને માટે મારા મેડા ઉપર શ્રી પંડિત રેવતીપ્રસાદ શર્માની રૂબરૂ રા. શિવરામ શર્માએ તથા રા. ભાઇલાલ ગોવિંદજીએ લખાણ કરેલું અને તે મુજબ ડાકોરમાં ગુજરાત કાઠિયાવાડના ભાઇઓને એકત્ર કરવામાં આવેલા પણ મારે દિલગીરી સાથે જણાવવું પડે છે કે ત્યાં પરિણામ વિપરીત આવ્યું ધર્મજ નિવાસી ભાઇલાલ ગોવિંદજીએ તથા તેમના ગણ્યાગાંઠ્યા સાથીઓએ ડાકોર પરિષદના ઠરાવોને ઠોકરે માર્યા અને ઘેર જઇ જાહેર ચેતવણી નામની પત્રિકા જ્ઞાતિમાં દાવાનળ સળગાવવા માટે પ્રસિદ્ધ કરી વિરોધ કરવાનું પણ લઇ ચાલ્યા ગયાનું સાર્થક કર્યું. આ બધી કર્મ કથા મારે આજના માંગલિક પ્રસંગે આપની સમક્ષ કહેવી પડે એ દુઃખની વાત છે અને તેથી વધારે ન લંબાવતાં એટલુંજ કહીશ કે જ્ઞાતિમાં કુસંપ કરાવનાર તથા જ્ઞાતિને અવળે રસ્તે દોરનાર ભાઇલાલ ગોવિંદજી છે. પ્રભુ તેમને સદ્બુદ્ધિ આપે અને જ્ઞાતિના પૈસાને અવળે માર્ગે વ્યય કરતા અટકાવે એજ યાચના,

**કેળવણી**—આપણી જ્ઞાતિમાં કેળવણીનું પ્રમાણ ઘણુંજ ઓછું છે અને તેથી કરીને આપણે આપણાં બાળકોને ભણાવવાની ખાસ જરૂર છે. દરેક માબાપની ફરજ છે કે તેમણે પોતાનાં બાળકોને નિશાળે મોકલવાં જોઇએ. ઓછામાં ઓછું લખવા વાંચવા જેટલું જ્ઞાન તો કમમાં કમ દરેકને હોવું જોઇએ. કેળવણીના અભાવે કરીનેજ આપણે અનેક પ્રકારની મુશ્કેલીઓ વેઠવી પડે છે. કેળવણી વિનાનો મનુષ્ય પશુસમાન છે એ સૂત્ર જાણ્યા છતાં પણ આપણે આપણાં બાળકોને અભણ રાખીએ તો આપણા જેવો મૂર્ખ બીજો એકે નહિ. માત્ર છોકરાઓનેજ ભણાવવા અને છોડીઓને ન ભણાવવી એવી સમજને તો હવે આપણે તિલાંજલી આપવી જોઇએ. સ્ત્રીઓ ભણેલી હશે તોજ તેનાં બાળકોની તે સારી રીતે માવજત કરી શકશે તથા પોતાના ધણીને પુરતી રીતે સંતોષ આપી શકશે. આપણા ધંધામાં આપણને ડગલે ને પગલે કેળવણીની જરૂર પડે છે. કેટલાક કહે છે કે તમારે ભણીને શું કરવું છે? જે ઇસમ આપણને આવું કહે તેને તડ ને ફડ જણાવી દેવું કે તમારૂં કહેવું તમારી પાસેજ રાખો. અમારે તમારૂં કહેવું માનવાની લેશ પણ જરૂર નથી. આપણે સદાને માટે અજ્ઞાનજ રહીએ અને અનેકના ઠુંસલા ખાતા રહીએ તથા તેજ માટે સર્જાયા છીએ એવી ઉંધી સલાહ આપનાર આપણને આજે ઘણા મળશે પણ તમો ભણો, તમારાં બાળકોને ભણાવો એવી સાચી સલાહ આપનાર તો આપણને જુજ મળવાના. આપણી સ્ત્રીઓ આજે જો ભણેલી હોત તો નર્સ તરીકેનું કામ કેટલી સુંદર રીતે કરતી હોત! આપણો વંશપરંપરાનો એ ધંધો આજે છિન્નભિન્ન થઇ રહ્યો છે. આપણી સ્ત્રીઓ એ કામમાં ઘણીજ પ્રવીણ હોય છે પરંતુ કેળવણીના અભાવે આજે આપણી કશી પણ કિંમત જનસમાજમાં રહી નથી. આપણા ધંધામાં તો શું પરંતુ દરેક પ્રકારના ધંધામાં કેળવણીની જરૂર છે એ કોણ નથી માનતું?

**નાતવાર**—નાતવાર કરીને આપણે સૌ થાકી ગયા છીએ. આપણું અનેક દિવસનું રળેલું નાતવરા કરવામાં વપરાઇ જાય છે એ કોણ નથી જાણતું? સીમંતના નાતવરા તો જેમ બને તેમ સત્વરે બંધ થવા જોઇએ. જો સીમંતની નાત બંધ કરવામાં આવે તો તેથી લેશ પણ વાંધો હું જોતો નથી. મરણ પાછળની નાત પણ નીકળી જવી જોઇએ. એ બાબત નાતના આગેવાનોએ ધ્યાનમાં લેવા જેવી છે. આ સંબંધમાં એમના સહકાર વિના આપણાથી કશું પણ થઇ શકે તેમ નથી એમ હાલના સંયોગો

જોતાં મારૂં માનવું છે. કેટલાક એક નાત કાઢી નાખી બીજી દાખલ કરવાની વાત કરે છે જે બીલકુલ ઇચ્છવા જોગ નથી, નાતવરા બંધ કરવાનું મુખ્ય કારણ આપણી ગરીબ અવસ્થા છે. નાત નહી કરનારને નાતબહાર મુકવાની પ્રથા જો દૂર થઇ જાય તો ઘણા જણ નાત ન કરે, આપણે જો નાતવરા કરવાના ચાલુજ રાખશું તો આપણી આપણા બાળકોની દશા અમુક વખત પછી ઘણીજ કફોડી થઇ જવાની એ નક્કી સમજી લેવું. નાતવરા પછી અનેક જણ ખુવાર થઈ ગયાના દાખલા આપણી પાસે મોજુદ છે. યુવાનોનો ઉમંગ આ બાબતમાં ઘણોજ છે પણ આગેવાનો આગળ તેમનું કંઇ પણ ચાલી શકતું નથી, છતાં પણ જો તેઓ ધારે તો આ બાબતમાં જરૂર સફળ થાય.

**બાળલગ્ન**—બાળલગ્ન એ કંદગી રૂઢી છે. એનો તો નાશજ થવો જોઈએ, એ કુરિવાજે આપણુ સૌને હેરાન કર્યા છે. બાળલગ્ન કરવાથી અનેક પ્રકારની હાનિ છે એ આપણે જાણીએ છીએ છતાં પણ વખત આવે તેના ભોગ થઇ પડયા સિવાય આપણે રહી શકતા નથી. નાતનું બંધારણ કઢંગુ ઘણેખરે સ્થળે જોવામાં આવે છે અને માત્ર એજ કારણે કેટલાકને આ રૂઢીના ભોગ થવું પડે છે. એકજ વીચારના જો ઘણા જણ ભેગા થાય તો આપણી નાતોના બંધારણમાં ફેરફાર થયા સિવાય રહેજ નહિ પરંતુ તેની અત્યારે ખોટ છે. આવું વાતાવરણ જુવાનીઆ ધારે તો સહેજે ઉત્પન્ન કરી શકે તેમ છે એમ હું માનું છું. હાલ સ્ત્રીપુરૂષ વચ્ચે અણબનાવ આપણા જોવામાં આવે છે તેનું ખરૂં કારણ બાળલગ્ન છે. આ બાબતમાં જો સરકારની માફક નાત તરફથી કાયદો થાય તો તેથી વધારે સારૂં પરીણામ આવી શકે, નાતના આગેવાનોએ આ બાબતનો વિચાર અવશ્ય કરવો જોઇએ છે, જ્ઞાતિપંચોનું બંધારણ સૌના ભલા માટે થએલું છે પણ આજે એ વાત વિસારે પડી ગઈ છે. સ્ત્રી પુરૂષ વચ્ચે થતા કલહ મટાડવા ઇચ્છતા હો તો બાળલગ્ન દરેક પંચવાળા એકત્ર થઈ બંધ કરી દો.

**નાચી બ્રાહ્મણ**—નાચી બ્રાહ્મણ વર્ણમાં છે એ આગ્રા મહાસમેલનમાં આપણા સમગ્ર હિંદના કેળવાએલા જ્ઞાતિબંધુઓએ એકઠા થઇ સને ૧૯૨૧ ના નાતાલના તહેવારોમાં સિદ્ધ કરેલું આજે એ વાતને છ વર્ષ સંપૂર્ણ થાય છે. ભાઇઓ વિચારો આ બાબતમાં આપણે કેટલી પ્રગતિ કરી છે. નાચી બ્રાહ્મણ વિષય ઉપર અનેકવાર વ્યાખ્યાનો અપાઇ ચુક્યાં છે.

બે ત્રણ વાર શાસ્ત્રાર્થ પણ થઇ ગયાં છે. એટલે આ સંબંધમાં હું વિશેષ કંઈ પણ કહેવા નથી ઇચ્છતો. હું તો માત્ર એટલી જ ભલામણ કરીશ કે આપ સૌ નીચી વર્ણ નિર્ણય, નીચી કુલકી ઉત્પત્તિ. કુલીન બ્રાહ્મણ ભાસ્કર, કુલીન બ્રાહ્મણ પ્રકાશ, નાભીક પુરાણ, નાયી બ્રાહ્મણ પ્રદીપ, વગેરે પુસ્તકો વાંચો એટલે આપને આપણા બ્રાહ્મણત્વ વિષે ખાત્રી થશે.

ઉપસંહાર—મારા વ્હાલાં ભાઈબ્હેનો મારા આ ટુંક કથન ઉપર આપ વારંવાર વિચાર કરશો અને આપનાથી બની શકે તેટલું અમલમાં મૂકીને આપનું તથા કોમનું કલ્યાણ કરશો. મારા કહેવામાં જો કોઇ સ્થળે ભૂલચૂક થઇ હોય તો મને પોતાને આપનો જાણીને માફી આપશો. આપણી ઉન્નતિનું પ્રથમ પગથીઉં જે એકતા છે તે દરેકે ધ્યાનમાં રાખવું જોઇએ અને આપણે ગુજરાત કાઠિયાવાડનાં સૌ ભાઇબ્હેનો એકગ્રંથીમાં કેવી રીતે જોડાઇ રહીએ તેનોજ ખ્યાલ કરતા રહેશો અને જુના રિવાજોમાં સમયને અનુસરતા સુધારા કરીને આપણી કોમને આગળ ધપાવવાનો ભગિરથ પ્રયત્ન આદરશો તથા આપણું પ્રાચીન ગૌરવ પુનઃ પ્રાપ્ત કરવાને માટે હમેશાં ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરતા રહો તેમજ સૌએ પોતાનાથી બને તેટલો તન મન ધનનો ભોગ આપીને આપણી ગુજરાત કાઠિયાવાડ નાયી બ્રાહ્મણ સભાને મજબૂત બનાવવાને માટે મદદ કરવી તથા કોમની ઉન્નતિ થાય તેવાં કાર્યો હમેશ કરતા રહેવું. છેવટે આપનું સ્વાગત કરવામાં જો કંઇ વાતની ઉણપ રહી ગઇ હોય તો ક્ષમા આપીને મને આભારી બનાવશો એવી આશા રાખું છું અને પરમકૃપાળુ પરમાત્માને આ પરીષદનું કાર્ય નિર્વિઘ્ને પાર પાડવાની પ્રાર્થના કરી વિરમુ છું.

ગુજરાત કાઠીયાવાડ નાયી બ્રાહ્મણ સભાના મંત્રી રા. શિવરામ શર્માએ મહાન રોગ ચિકિત્સક શ્રીમાન રસવૈદ્ય રઘુનાથ હરિભાઇ વઢવાણ કેમ્પવાળાને પરિષદનું પ્રમુખસ્થાન આપવાની દરખાસ્ત મૂકતાં જણાવ્યું કે—

"વૈદ્યરાજને આપ સૌ સારી પેઠે પીછાનો છો, વૈદ્ય તરીકે તેમની ખ્યાતી સારી છે. અમદાવાદમાં, મુંબઇમાં અને વઢવાણમાં એમ ત્રણ સ્થળે તેમના દીકરા કામકાજ કરે છે. તેમના નામથી—તેમની રઘુનાથ આયુર્વેદિક ફાર્મસીથી આપણે સવ પરિચિત છીએ. આપણો વૈદકનો ધંધો સજીવન રાખનાર પૈકીના એક તેઓશ્રી છે. એમના દવાખાનામાં તાલીમ લીધેલા ઘણા ઇસમો આજે વૈદકનો ધંધો સ્વતંત્ર રીતે કરે છે. આ વખતે તેમના જેવા વયોવૃદ્ધ, અનુભવી અને વિચારશીલ જ્ઞાતિબંધુને પ્રમુખપદ આપવું એ સર્વથા યોગ્ય છે."

આ દરખાસ્તને રા. વાડીલાલ જેઠાલાલ સોર્ટરે ટેકો આપ્યો હતો અને કરાંચીમાં રહેતા ભાઈ લીલાધર ઝીણાભાઇ નાચી બ્રાહ્મણે વધુ ટેકો આપ્યો હતો. નડિઆદ નિવાસી શ્રી પુરુષોત્તમદાસ ધુળાભાઇ પારેખે વધુ અનુમોદન આપ્યું હતું. પછીથી શ્રીમાન રસવૈદ્ય રઘુનાથ હરિભાઇએ તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખસ્થાન લીધું હતું. પ્રમુખપદે વિરાજમાન થતાં તેઓશ્રીએ દરેકનો આભાર માન્યો હતો. આ વખતે નડિઆદના નાતે પટેલ રા. ભુલાભાઇ નાગરભાઇએ પ્રમુખ સાહેબને ફુલનો હાર પહેરાવ્યો હતો,

---

# નડિઆદના પ્રમુખ
# શ્રી રસવૈદ્ય રઘુનાથ હરિભાઈનું ભાષણ

વ્હાલા બંધુ તથા બ્હેનો,

ગુજરાત કાઠિયાવાડ નાચી બ્રાહ્મણ સભાએ આ પરિષદના પ્રમુખ તરીકે મારી નીમણુંક કરીને મને જે ઋણી બનાવ્યો છે તે બદલ હું સભાનો ઉપકાર માનું છું. વૃદ્ધવયે પણ મારાથી બનતી જ્ઞાતિસેવા કરવી એ મારો પોતાનો ધર્મ છે અને એમ સમજીનેજ મેં આ સ્થાન સ્વીકાર્યું.

આધુનિક સમયમાં ગુજરાત કાઠિયાવાડના યુવાન કાર્યકર્તાઓ જ્ઞાતિહિતના કાર્યો ઘણાજ ઉત્સાહથી કરી રહ્યા છે. વાળંદ કોમને જાગૃત કરવા, અસલ સ્થિતિનું ભાન કરાવવા, કેળવણીનો પ્રચાર કરવા, રૂઢિઓ નાબુદ કરવા તેમજ જ્ઞાતિ ઉન્નતિનાં કાર્યો કરવાં દર વર્ષે આ સભા તરફથી પરિષદો ભરાય છે. આજની પરિષદ તે પાંચમી ગુજરાત વાળંદ પરિષદ છે. પાંચ વર્ષ પૂર્વે આજ સ્થળે ગુજરાય કાઠિયાવાડ નાચી બ્રાહ્મણ સભાની સ્થાપના થઇ હતી.

**નાચી બ્રાહ્મણ**—સમયના પરિવર્તન થતાની સાથેજ દરેક કોમો જેમ પોત પોતાની ઉન્નતિ સાધી રહી છે તેમ અનેક વિટંબનાઓ—અનેક મુશ્કેલીઓ વેઠીને આ જ્ઞાતિ પોતાની અસલ સ્થિતિ બ્રાહ્મણપણું પુનઃ સિદ્ધ કરીને જનસમાજમાં નાચી બ્રાહ્મણ તરીકે જગવિખ્યાત થઇ છે. યજુર્વેદ, અથર્વવેદ, બ્રાહ્મણ શતપથ સ્મૃતિ પુરાણ, નીતિ, બ્રાહ્મણ નિર્ણય જાતિ-

અન્વેષણ, અમરકોષ, વગેરે ગ્રંથોનું બારીકીથી અવલોકન કરતાં જણાય છે કે વાળંદો બ્રાહ્મણ વર્ણમાં છે. પણ કાળની ગહન ગતિથી જ્યારે વેદધર્મનો લોપ થયો અને અનેક પ્રપંચરૂપ અંધકાર ફેલાયો ત્યારે પ્રત્યેક ધંધાના નામ ઉપરથી જાતિનામ પડવા લાગ્યું અને દરેક જાતિ સદાને માટે પૃથક્ જાતિ મનાવા લાગી. આપણે નાયી અર્થાત્ વાળંદ કહેવાયા. જનસમાજની દૃષ્ટિએ વાળંદ વાચાળ ગણાય છે અને વાચાળ બુદ્ધિશાળી પુરૂષજ હોઇ શકે છે. વાચાળ એટલે બોલવાની શક્તિમાં ઘણોજ પ્રવીણ. વાળંદો આસ્તિક, હિંમતવાન, પ્રમાણિક અને વફાદાર છે. પણ અત્યારે તેની હાલત અશિક્ષિત અને ગરીબ છે તે સુધારવાને બદલે હંમેશને માટે આ જ્ઞાતિ અધમજ રહે અને તેનાં બાળકો ગુલામીજ કરતાં રહે એ હેતુથી અન્ય કોમના સ્વાર્થી અને દ્વેષી લેખકોએ બીનપાયાદાર અને અયોગ્ય કહેવતો જોડી નાખી છે અને તેથી આપણી કોમને ઘણોજ અન્યાય થએલો છે. વાળંદ કોમ જનસમાજને કેટલી બધી ઉપયોગી છે તેનો વિચાર કરો. દર વખત, દર પ્રસંગ, અને દરેક કામમાં વાળંદનું કામ પડે છે, વાળંદ આપણું અંગ છે એમ સમજવા છતાં તેના ઉપર અનેક જાતના હુમલાઓ—અત્યાચારો થાય એનો શું અર્થ અને આવા હુમલાઓ અટકાવવાને જનસમાજ જ્યારે તૈયાર થશે ત્યારેજ આ કોમ પોતાનું અહોભાગ્ય માનશે.

**આયુર્વેદમાં વાળંદોનું સ્થાન**—આયુર્વેદની વાળંદોએ જે સેવા બજાવી છે તે અન્ય કોમથી થઇ શકે તેમ નથી. આયુર્વેદના આઠ વિભાગો છે. તેમાંના શલ્યતંત્ર, શાલાક્યતંત્ર અને કૌમારભૃત્યતંત્ર એ ત્રણ તંત્રો વાળંદોના વારસામાં ઉતારેલાં હોવાથી તેમણે આયુર્વેદની જાણવાજોગ સેવા કરી છે. વ્રણ (ગુમડાં) ની અંદર રહેલા અનેક જાતના ખડ, કાષ્ટ, પથરા, રજ, લોઢાં, ઢેફાં, હાડકાં, વાળ, નખ, અને પરૂનો સ્રાવ કહાડવાના ગુંચવાએલા ગર્ભરૂપ શલ્યને કહાડવાના. યંત્રો દાખલ કરવાનાં, શસ્ત્રો દાખલ કરવાના, ક્ષાર મૂકવાના, ડામ દેવાના અને વ્રણોના નિશ્ચયો કરવાના પ્રકારો જણાવવાને માટે જે વિભાગ છે તે શલ્ય કહેવાય છે. જનસમાજ જોઇ શકે છે કે ઉપર લખેલાં કાર્યો વાળંદો હિંમતથી કરે છે. કંઠના મૂળથી અથવા હાંસડીથી ઉપર એટલે કાન, નેત્ર મુખ અને નાસિકા, ઇત્યાદિમાં થએલા વ્યાધિઓ મટાડવાને જે વિભાગ છે તે શાલાક્ય કહેવાય છે. આજે ખુલ્લી આંખે પ્રજા જોઇ શકે છે કે વાળંદો ઉપર બતાવેલા રોગો નિડરપણે અને ચાલાકીથી મટાડી રહ્યા છે. બાળકોના ભરણપોષણ માટે ધવરાવનારી

દાઇઓનું દુધ સારૂં કરવાને માટે અને ખરાબ ખાવણથી ઉત્પન્ન થએલા અથવા બાળકોને થતા હરકોઇ વ્યાધિને નાબુદ કરવાનો જે વિભાગ છે તે કૌમારભૃત્ય કહેવાય છે. ઉપરના ત્રણે વિષયો વાળંદોના વારસામાં ઉતારેલા હોવાથી વાળંદોએ આયુર્વેદની અમૂલ્ય સેવા બજાવી છે. વાળંદ કોમની સ્ત્રીઓ નર્સ (દાયણ) તરીકેનું કામ દરેક સ્થળે કરે છે. અંગ્રેજી રાજ્યના અગાઉ જ્ઞાતિનાં આચારવિચાર બ્રાહ્મણ પુત્રને છાજે તેવા હતા. વાળંદો આયુર્વેદના મહાન ઉપાસક હતા. એટલું તો નહિજ પરંતુ આયુર્વેદની વફાદારીથી સેવા બજાવીને પ્રજાને રોગમાંથી મુક્ત કરવાનું માન ખરેખર વાળંદોને—નાપી બ્રાહ્મણોને ઘટે છે. કારણ કે તેઓ શાસ્ત્રના સંપૂર્ણ અભ્યાસી હતા. એટલું તો નહિજ પરંતુ રોગો મટાડવામાં ઘણાજ કુશળ અને ચાલાક વૈદ્યો તરીકે જગવિખ્યાત થએલા છે અને તે અન્ય કોમો અત્યારે કબુલ પણ કરે છે વાળંદોનો વંશપરંપરાનો—જન્મસિદ્ધ ધંધો વૈદકનો છે. આયુર્વેદ જેવા એક અતિ મહત્વના વિષયમાં પણ આપણી જ્ઞાતિના પુરૂષોએ જાણવાજોગ ફાળો આપ્યો છે.

**નાતપટેલોને અને વૃદ્ધોને**—ગંગાસ્વરૂપ ગણાતી જ્ઞાતિનું સુકાન નાતપટેલો તથા વૃદ્ધોને સોંપવામાં આવ્યું છે માટે જ્ઞાતિની શું સ્થિતિ છે. જનસમાજમાં આ જ્ઞાતિનું સ્થાન કયાં છે, જ્ઞાતિના બાળકો શું કરે છે. કેટલા કેળવાયેલા છે. કેટલા અજ્ઞાનિ છે. કઇ કઇ કુરૂઢિઓ જ્ઞાતિને નુકશાનકર્તા છે, વગેરે બાબતો ઉપર બારીકીથી અવલોકન કરી જ્ઞાતિમાં રહેલી ખામીઓ દુર કરી. સારા કાયદાઓ ઘડી, જ્ઞાતિને સારા રસ્તા ઉપર લઇ જઇ જ્ઞાતિ ઉન્નતીના ઉપાયો યોજી વાળંદ કોમને આદર્શમય બનાવવી એ જ્ઞાતિપટેલો તેમજ વૃદ્ધોની ખાસ ફરજ છે. જ્ઞાતિના બાળકોને કેળવણી આપી, બાળકમાં જ્ઞાતિ પ્રત્યે માન અને પ્રેમ ઉત્પન્ન કરી, બાળકના જીવનમાં નવજીવન પ્રકટાવી, બાળકોને દરેક રીતે હોંશિયાર અને ચાલાક બનાવી. બાળકોને સાચા પ્રામાણિક અને સત્યનિષ્ઠ જ્ઞાતિસેવક બનાવવાનું કાર્ય જ્ઞાતિપટેલો તેમજ વૃદ્ધોને સોંપવામાં આવ્યું છે.

**યુવાનોને અને કાર્યકર્તાઓને**—જેના હૃદયની અંદર જેની નસે નસ અને રોમે રોમની અંદર જ્ઞાતિ પ્રત્યે પ્રેમ અથવા લાગણી સરખી પણ ન હોય એવા યુવાનો જીવતા છતાં મુએલા છે. યુવાનોનું લોહી ઉકળતું હોય છે. તેઓ જો ધારે તો જ્ઞાતિસેવાનાં દરેક કાર્યો ઝડપથી કરી શકે તેમ છે, નાનાં ગામડાંમાં અને શહેરમાં એમ દરેક સ્થળે ફરી જ્ઞાતિને

તના અસલ સ્થિતિનું ભાન કરાવી, કોમમાં કેળવણીનો પ્રચાર કરી, જ્ઞાતિ બન્ધુઓમાં પ્રેમ અને ભ્રાતૃભાવ વધારી, સારા સુધારાઓ દાખલ કરી, જનસમાજમાં વાળંદ કોમને આદર્શમય બનાવવાનું ઉતમ કાર્ય ઉમંગી, ઉત્સાહી, પ્રમાણિક અને કાર્યકુશળ યુવાન કાર્યકર્તાઓજ કરી શકે છે. પણ જ્ઞાતિસેવાનો ડોળ કરી, પેટમાં દગો રાખી. જાહેરમાં માન મેળવવાની ઇચ્છા રાખી, જ્ઞાતિના પઇસાનું પાણી કરી, કન્યાદલાલો અને પ્રપંચી માણુસોને પક્ષમાં લઇ વાળંદ કોમને વિશ્વાસઘાતી થવાનું મહાન પાતક વ્હોરનારાઓને ગુજરાત કાઠીયાવાડ નાથી બ્રાહ્મણ સભાએ અનેક વખત વિનય સહિત સમજાવ્યા છતાં સમજ્યા નથી અને તેથી કરીને જ્ઞાતિએ તેમને માટે વીચાર કરવો જોઇએ છે. હું તો એટલે સુધી કહું છું કે વાળંદ સમાજે તેઓને સખ્ત નસિયત કરવાની ખાસ જરૂર છે. કારણ કે એવાઓને લીધેજ વાળંદ સમાજની જોઇએ તેવી ઉન્નતિ થતી નથી અને પ્રમાણિક તેમજ સત્યનિષ્ઠ યુવાન કાર્યકર્તાઓને ઘણીવાર સોસવું પડે છે. દુઃખી પણ થવું પડે છે. વાળંદના બીજથી ઉત્પન્ન થઇ વાળંદ યુવકનેજ હરકોઇ રીતે હેરાન કરવાનાં નીચ કાર્યો આદરી તેનો નાશ કરવામાં આનંદ માનનારાઓને માટે વાળંદ સમાજે ગામે ગામ અને દરેક શહેરમાં એકત્ર થઇ તેમને જ્ઞાતિદ્રોહી રૂપે જાહેર કરી દેવાની ખાસ જરૂર છે કે જેથી અભણ અને ભોળા વાળંદો તેમની ભ્રમજાળમાં ફસાતાં બચી જાય અને વાળંદ સમાજ નિર્વિઘ્ને પોતાનું કાર્ય આગળ ધપાવતી જાય.

**વિદ્યાર્થીઓને**—વિદ્યાર્થી અવસ્થામાં વિદ્યા સંપાદાન કરી, નિશાળમાં તેમજ ગૃહમાં મળતી કેળવણી લઇને, પોતાનું ચારિત્ર સુધારીને અને સંપુર્ણ બ્રહ્મચર્ય પાળીને વિદ્યાર્થીઓએ પોતાના જીવનનો-ભવિષ્યનો પાયો સુધારવાની ખાસ જરૂર છે. વિદ્યાર્થી પોતે સમજણો થાય છે ત્યારથીજ સમજી શકે છે કે વાળંદ કોમની આજે શું સ્થિતિ છે. પૈસાને અભાવે જ આ કોમનાં બાળકો સેંકડે ૨૦ ટકા વિદ્યાભ્યાસ કરે છે અને બાઇનાં અભણ હોવાના કારણે અનેક દુઃખમાં પીડાઇને, જીવન પર્યંત રીબાઇને અને ગુલામીમાં સડી સડીને પોતાનું દુઃખી જીવન ગાળે છે. માટે વિદ્યાર્થીઓએ કેળવણી પામેલા હોવાથી આવી દુઃખદ સ્થિતિ નજરે નિહાળ્યા પછી પોતાનું જીવન જ્ઞાતિસેવાને ખાતર અર્પણ કરવાની ખાસ જરૂર છે. મારા પ્રાણસમાન ગણાતા વિદ્યાર્થીઓ તમારી ગરીબ કોમની ઉન્નતિને ખાતર અને તમારા ભાઇઓને સુધરવાને ખાતર આજે તમારે કમર કસીને તૈયાર

થવાની જરૂર છે. વેળાસર ચેતીને તથા આ સભાને સહકાર–મદદ આપીને આપણા જ્ઞાતિ પટેલો તેમજ વૃદ્ધોને સવિનય જણાવો કે "હે વડીલો આજે આપે જ્ઞાતિનું સુકાન હાથમાં લઈ જ્ઞાતિમા કેળવણીનો કેટલો પ્રચાર કર્યો છે, કયા કયા દુષ્ટ રીવાજો નાબુદ કર્યા અને જ્ઞાતિ વાસ્તે શું શું હીલચાલ કરી છે તેનો હીસાબ આપો" સાથે સાથે જણાવી દો કે જો તમારાથી ઉપરનાં કાર્યો ન થઇ શકતાં હોય તો અમે જે કાર્ય કરીએ તેમાં અમને મદદ આપી તથા જોઇતાં સાધનો–સામગ્રીઓ લાવી આપી જ્ઞાતીસેવા રૂપી યજ્ઞમાં સહાય રૂપ થાઓ.

**સ્ત્રીકેળવણી**—સ્ત્રીઓને કેળવણી આપવાની ખાસ જરૂર છે. પ્રથમ એમ મનાતું કે સ્ત્રીઓ ભણીને શું કરશે પણ આજે તેમણે બતાવી આપ્યું કે સ્ત્રીઓ કેળવણી પામીને, પોતાના બાળકોને સુસંસ્કાર આપીને માસિકો કાઢીને, સ્ત્રીસમુદાયને ઉપયોગી થઇને અને ઘણુ જ મહાન કાર્યો કરીને જગતના ઇતિહાસમાં જગવિખ્યાત થએલી છે. માટે સ્ત્રીઓને તેમની સ્તીથીને યોગ્ય અને બને તેટલી સારી કેળવણી આપવી જોઇએ છે કારણ સ્ત્રીની ઉન્નાત વગર વાળંદ કોમની ઉન્નતિની આશા રાખવી નકામી છે.

**બાળલગ્ન**—બાળલગ્નનો દુષ્ટ રિવાજ આપણી કોમમાં જેટલાં મૂળ ઉડા ઘાલીને બેઠો છે તેવો અનહદ ખરાબ રિવાજ બીજી કોમમાં જેટલાં ઓછો માલુમ પડશે. એથી બાળકોનું અલ્પ વયમાં મરણ થાય છે. સંતાન કદાચ જીવે તો પણ તે નિર્બળ, વીર્યહીન અને સત્વહીન હોય છે તથા જન્મેલાં પૈકીનાં અર્ધ સંખ્યાનાં છોકરાં બાર માસની અંદરજ મૃત્યુનાં ભોગ થાય છે. કુમળીવયમાં બાળકોનાં થતાં મરણ આપણાં કર્મ અને મુર્ખાઇનાં જ ફળ છે માટે આ રિવાજ જેમ બને તેમ જલદીથી નાબુદ થાય તેવા પ્રયત્નો કરવાની ખાસ જરૂર છે.

**નાતવરા**—આપણી કોમની આર્થિક સ્થિતિ ઘણીજ નબળી હોવાથી નાતવરા આપણને ઘણાજ નુકશાનકારક છે. બાપદાદાની પ્રતિષ્ઠા સાચવવા જતાં નાતવરા કરીને અને કરજદાર થઇને મરણ પર્યંત દુઃખમાં સબડયા કરવું એ આપણી એક પ્રકારની શોકજનક સ્થિતિ છે. નાતવરા કરીને કરજદાર થએલો માણસ ભાગ્યેજ પોતાના બાળકને કેળવણી, આપી શકે છે. નાતવરાના પ્રતાપેજ આ કોમ કંગાલ સ્થિતિ ભોગવે છે અને આગળ વધી શકતી નથી જેથી દરેકે જેમ બને તેમ જલદીથી નાતવરા બંધ કરવા તૈયાર થવું જોઇએ.

**કેળવણી**—ગુજરાતી અથવા તો કોઇપણ ભાષાની કેળવણી લઇ જ્ઞાનનો, કળાનો, નીતીનો અને શરીર સંપત્તિનો પ્રચાર કરવો એ કેળવણીનો હેતુ છે. કળા કે હુન્નરથી દ્રવ્યની વૃદ્ધિ થાય છે, કળા, કસબ અને હુન્નરો જ્યારે જ્ઞાતિબંધુઓ પુરતા પ્રમાણમાં શીખશે ત્યારે જ આ કોમની આર્થિક સ્થિતિ સુધરશે. કેળવણીના અભાવેજ આપણી કોમની આર્થિક સ્થિતિ ઘણીજ નબળી માલુમ પડે છે. અજ્ઞાન એ રોગનું મૂળ છે, અજ્ઞાન એ ગરીબાઇનું દ્વાર છે, અજ્ઞાન એ અનીતિનું કારણ છે, અજ્ઞાન એ વહેમની જડ છે અને અજ્ઞાન એ સર્વ જાતની હાનિનું કારણ છે. અજ્ઞાનનો કેળવણીનો અભાવનો નાશ નહિ કરીએ તો અજ્ઞાન જરૂર આપણો નાશ કરશે. આપણા જ્ઞાતિબંધુઓ જ્ઞાની નિરોગી, ઉત્સાહી પ્રમાણિક અને સદ્ગુણી હશે તોજ વાળંદ સમાજ સુખ અને શાંતિમાં રહી અન્ય કોમના મુકાબલામાં વિજયી નિવડશે.

ઉપસંહાર—આપણી જ્ઞાતિને લગતી મુખ્ય બાબતો વિષે મારા અલ્પ વિચાર આપના આગળ રજુ કર્યા છે તેમાં જે જે દોષ હોય તે જોયા ન જોયા કરી વિચારશો તો મારો પ્રયાસ હું સફળ થયો માનીશ—બધા લાભનું મૂળ ભ્રાતૃભાવ છે તેને આપણે જેમ જેમ કેળવીશું તેમ તેમ આપણને તેનું ફળ મળ્યા વગર રહેનાર નથી. વ્યવહાર સુધારો કરવાનું કાય કોમ સિવાય થઇ શકતું નથી. શરીરે મજબુત. બુદ્ધિમાં તીવ્ર ને પ્રૌઢ, નીતિમાં અડગ, પ્રમાણિક અને વફાદાર સ્ત્રીપુરૂષો આપણી કોમ પેદા કરી શકશે ત્યારેજ જનસમાજમાં, વેપારમાં. વિદ્યામાં ધરમા અને સંસારના બધા વ્યવહારમાં આપણે આપણુ નાયી બ્રાહ્મણપદ કાયમ રાખી આગળ ધસારો કરી શકીશું. અત્યારે આપણી વસ્તી નિરોગી રહે, બુધ્ધિશાળી નિવડે અને દિન પ્રતિદિન વધે એજ આપણી મનોકામના હોવી જોઇએ. શરીર સંપત્તિ અને વિદ્યા સંપત્તિ કરતાં જગતમાં વધારે કીમતી ચારિત્ર સંપતિ છે. શરીર વિદ્યા અને બુધ્ધિનો ઉપયોગ નીતિબળ અને ધર્મબળ ઉપર આધાર રાખે છે. ઇશ્વર આપણને નિરંતર સદ્બુધ્ધિ આપી આપણી મનોકામના પૂર્ણ કરે એજ મારી પ્રાર્થના છે. બંધુઓ હવે હું મારૂં ભાષણ પુરૂં કરૂં છું. છેવટમાં મારે એટલુંજ કહેવાનું છે કે આપ સમક્ષ જે કંઇ ઠરાવો થાય તે ઉપર સંપૂર્ણ વિચાર કરી તમારો મત આપશો અને પસાર કરેલા ઠરાવનું બરાબર પાળશો, અને ત્યારેજ આપણી પરિષદની સફળતા થઇ ગણાશે.

**પ્રમુખશ્રીનું ભાષણ સમાપ્ત થયા પછી જોગણવાસી-રા. ભીખનપ્રસાદ**

પીતાંબરજી શર્માએ પોતાના પહાડી રાગે "વીરા વાળંદ પરિષદમાં પ્રિતે પધારજોરે" નામનું સ્વરચિત કાવ્ય ગાઇ સંભળાવ્યું હતું. બાદ આખ્યાન કાર માધવદાસ હરિદાસે ઉભા થઇ અસરકારક વ્યાખ્યાન આપ્યું હતું, જેનો સાર આ પ્રમાણે હતો:—

મને આજેજ ખબર પડી કે અત્રે પાંચમી ગુજરાત વાળંદ પરિષદ ભરાવાની છે. મને ખબર મળતાં વેંતજ હું અત્રે આવ્યો, આપની સુંદર વ્યવસ્થા જોઇ આશ્ચર્ય પામ્યો. નાયી વર્ણ નિર્ણય નામેના પુસ્તકે મને સિદ્ધ કરી બતાવ્યું કે આપ નાયી બ્રાહ્મણ છો. મેં તે આજેજ વેચાતું લીધું છે. આપ સર્વ એ પુસ્તક હમેશ પોતાની પાસે રાખો, આપ બ્રાહ્મણ વર્ણમાં છો એની મને આજે આ પુસ્તક વાંચવાથી પુરેપુરી ખાત્રી થઇ છે. આપને માટે હું એકજ વાત કહીશ. આપણી અંદર બ્રાહ્મણનાં ગુણ કર્મ સ્વભાવ હોવાં જોઇએ. આપ તન મન ધનથી મદદ કરો અને આગળ વધો સેનભક્તની પ્રજા ગુણ કર્મ સ્વભાવથી આગળ વધવીજ જોઇએ, મારી ઇશ્વર પાસે યાચના છે કે તે આપને આગળ વધવાનું બળ આપે, રેવતી પ્રસાદ શર્મા અને શીવરામ શર્મા જેવી મહાન સમર્થ વ્યક્તિઓનાજ આ બધા પ્રતાપ આપ સર્વને તમારા સંચાલકોએ બ્રાહ્મણ સ્થિતિમાં પહોંચાડી દીધા છે, જે હઠાગ્રહી હશે તે હાલ નહિ માને. વિઘ્નસંતોષીઓ આગળ જતાં તમારી સાથે ભળી જશે. તમો લોહચુંબકની માફક દુશ્મનોને પણ ખેંચી લેશો એમ ઇચ્છું છું.

રા. માધવદાસનું વ્યાખ્યાન સમાપ્ત થયા પછી સરખેજ નિવાસી રા. અંબાલાલ નાથાભાઇ શર્મા ઉભા થયા અને "બંધુ પધાર્યા આજ જ્ઞાતિની ઉન્નતિકાજ" નામનું સ્વરચિત કાવ્ય બોલ્યા હતા એટલું તો નહિજ પરંતુ તેમણે સંપ વિષે ભાષણ પણ આપ્યું હતું, બાદ ભાતવાળા રા. અંબાલાલ શનાભાઇ નાયી બ્રાહ્મણે "પરિષદમાં પધારો" તથા "જ્ઞાતિમાં સ્નેહ વધારો" નામનાં બે કાવ્યો પોતે બનાવી આણેલાં ગાઇ સંભળાવ્યાં હતાં, પછી રા. કેશવલાલ રઘુનાથ વૈદ્યે "સમાજમાં આપણું સ્થાન" એ વિષય ઉપર અસરકારક વ્યાખ્યાન આપ્યું હતું બાદ અડાસવાળા રા. બાપુ-રદાસ પ્રભુદાસે "નાયી બ્રાહ્મણ કાવ્યવાળા" માંથી એક કાવ્ય ગાઇ સંભ-ળાવ્યું હતું. સકકરથી પધારેલા રા. પરશોતમ ઉગરાભાઇ નાયી બ્રાહ્મણે "નેતાપુરૂષોનું કહેણ" સ્વીકારજો" નામનું કાવ્ય પોતાનું ગાઇ સંભળાવ્યું હતું ત્યાર બાદ જોગણ નિવાસી રા. ભીખનપ્રસાદ પીતાંબરજી શર્મા "ડંકા

વેદોના વાગ્યા નાચી બ્રાહ્મણો જાગ્યા " નામનું કાવ્ય બોલ્યા હતા. પછી પરિષદનું કાર્ય બીજા દિવસ ઉપર મુલતવી આવ્યું હતું.

રાત્રે ભોજન કાર્યથી પરવાર્યા પછી પરીષદ મંડપમાં ભજનની ધુન ચાલી હતી. બીજી બાજુએ હીમ્બચ માતાની પાસેની ઓરડીમાં વિષય-વિચારિણી કમિટી મળી હતી. લાંબી અને ગરમાગરમ ચર્ચાને અંતે માત્ર બેજ ઠરાવ પરિષદ સમક્ષ રજુ કરવાના નકકી કર્યા હતા. પછી મોડી રાત્રે સૌ નિદ્રાધીન થયા હતા.

## બીજો દિવસ

તા. ૨૬–૧૨–૨૭ ને સોમવારે સવારે બધા સ્નાન, સંધ્યા આદિ નિત્ય કર્મથી પરવારી છુટા છવાયા ગામમાં ડાહી લક્ષ્મી લાયબ્રેરી સંતરામ મહારાજનું મંદિર, પાદરીનું દવાખાનું તથા હિંદુ અનાથાશ્રમ, વગેરે જોઇ આવ્યા. બપોરે ભોજન કાર્યથી નિવૃત્ત થઇ દોઢ વાગે પરિષદ મંડપ માં બધા એકઠા થયા. આ વખતે પરિષદ મંડપ પ્રેક્ષકો, પ્રતિનિધિઓ સદ્‌ગ્રહસ્થો, ઉપદેશકો. અને સ્ત્રીઓથી વધુ સુશોભિત લાગતો હતો. ભીંતે ટીંગાવેલા ફોટાઓ અને ઠેક ઠેકાણે ટીંગાવેલા મુદ્રા લેખો તરફ ઘણા જણનું દીલ આકર્ષાતું હતું.

શરૂઆતમાં નિસરાયા નિવાસી રા. નાથાલાલ લલ્લુભાઇ માસ્તર ઇશ્વર સ્તુતિ બોલ્યા હતા. બાદ કરાંચીથી આવેલા રા. સોમેશ્વર સાંકળચંદ "બંધુ શિવરામ શર્મા છે" તથા " પોતે નાયીગેકો શીરસે જગાતે ચલો " નામના બે કાવ્યો મધુર રાગે ગાઇ સંભળાવ્યાં હતા. પછી રા. નાથાલાલ લલ્લુભાઇ માસ્તરે હારમોનીયમના સુર સાથે " ભલે પધાર્યા મોંઘેરા મહેમાન " નામની કવરચિત કવિતા ગાઇ સંભળાવી શ્રોતાજનોનાં મન રંજીત કીધાં હતાં. ત્યારબાદ રા. મોહનલાલ અંબારામ પારેખ મહેમદાવાદવાળાએ " જ્ઞાતિ પ્રત્યે બે શબ્દ " એ વિષય ઉપર અસરકારક અને મનનીય ભાષણ આપ્યું હતું. પછી સભાના મંત્રી રા. શિવરામ ભુલાભાઇ શર્માએ પરિષદમાં પધારેલા પ્રતિનીધીઓની ઓળખાણ આપી હતી, જુદી જુદી સભાઓ અને જુદા જુદા જથા તરફથી લગભગ પોણોસો પ્રતિનીધીઓ પધાર્યા હતા, આ વખતે એક મુસલમાન વાળંદ રા. ઇસ્માઇલ કે જે પગે અપંગ છે તેમણે પરિષદમાં પધારી પ્રમુખ સાહેબને હારગોટા અર્પણ કીધા હતા તથા પરિષદ સાથે સંપુર્ણ સહાનુભૂતિ દર્શાવી હતી.

ત્યારબાદ રા, કેશવલાલ રઘુનાથ વૈદ્યે "યુવકોનું કર્તવ્ય" એ વિષય ઉપર છટાદાર શૈલીથી અસરકારક વ્યાખ્યાન આપ્યું હતું વ્યાખ્યાન સમાપ્ત થયા પછી રા, નાથાલાલ લલ્લુભાઇ માસ્તરે "જ્ઞાતિ તણા સુપુત્રોરે ઉંઘો છો ક્યાં સુધી" નામની કવિતા પોતાના મધુર સ્વરે હારમોનીયમના સુર સાથે ગાઈ સંભળાવી હતી. ત્યારબાદ નાયી બ્રાહ્મણ સભા કરાંચી તરફથી પધારેલા પ્રતિનિધી રા. લીલાધર જીણાભોઈ નાયી બ્રાહ્મણ ઉભા થયા હતા. તેમણે "આપણી ફરજ" એ વિષય ઉપર *માનનીય વ્યાખ્યાન આપ્યું હતું, બાદ તેમની સાથે કરાંચીથી આવેલા પ્રતિનિધિ રા. સોમેશ્વર સાંકળચંદે "નાયી બ્રાહ્મણકા ઝંડા" એ કાવ્ય ગાઇ સંભળાવ્યું હતું. પછી અખિલ ભારતીય નાયી બ્રાહ્મણ મહાસભાના પ્રમુખ શ્રી૦ પંડિત જગન્નાથ પ્રસાદ પાઠક ઉભા થયા હતા. તેઓશ્રીએ "નાયી બ્રાહ્મણ" એ વિષય ઉપર વિદ્વતાભર્યું ભાષણ આપ્યું હતું. આથી શ્રોતાજનો તથા બહારથી પધારેલા સદગૃહસ્થો ઉપર સારી અસર થવા પામી હતી.

પાઠકજીનું વ્યાખ્યાન સમાપ્ત થઇ ગયા બાદ મંત્રીની વિજ્ઞપ્તિથી નડીઆદ હિંદુ અનાથાશ્રમના પ્રમુખશ્રી બટુકશંકર ગીરધરલાલ મહેતા, રાષ્ટ્રીય હીલચાલમાં આગળ પડતો ભાગ લેનાર રા, ફુલચંદ બાપુજી શાહ અને નડીઆદ મ્યુનીસીપાલીટીના માજી પ્રમુખ રા, ગોકળદાસ દ્વારકાંદાસ તલાટીએ સમયને અનુસરતાં વિવેચનો કીધાં હતાં. અસર સારી થઇ હતી. એમણે આપેલો બોધ ગ્રહણ કરવા લાયક હતો. એ કે હિંદુ ધર્મનું રક્ષણ કરવાનો, બીજાએ ગામડામાં જુલમ ગુજરે છે તેની સામે થવાનો તથા ત્રીજાએ વણકરીય ધંધાનો પુનરોધ્ધાર કરવાનો ઉપદેશ આપ્યો હતો. પછી સભાના મંત્રી રા૦ શિવરામ શર્માએ પ્રતિજ્ઞા પત્રની ૭ કલમો સારી રીતે સમજાવી હતી. પરિણામે ઘણા ઇસમોએ સહીઓ કરી આપી હતી. એ ૭ પ્રતિજ્ઞાઓ નીચે આપવામાં આવેલી છે:—

૧. હું મારી પુત્રીને ૧૨ અને પુત્રને ૧૮ વર્ષ પુરાં થયા વિના પરણાવીશ નહિ.

૨. હું મારા બાળકોને અભણ રાખીશ નહિ.

૩. હું ૪૦ વર્ષથી ઓછી ઉંમરનાં સ્ત્રી પુરૂષો પાછા થતા નાતવરા જમીશ નહિ.

૪. હું આજરોજથી સીમંતની નાત જમવાનું સદંતરને માટે બંધ કરૂં છું.

૫. હું ગુલામગીરીને ભસ્મીભૂત કરવાને અર્થે આજરોજથી યજમાનના ઘરનું રાંધેલું અન્ન જમીશ નહિ.

૬ હું આજ રોજથી મારી સ્ત્રીને યજમાનને ઘેર કામ કરવા મોકલીશ નહિ.

પછી મહારાજશ્રી માધવદાસ હરિદાસ આખ્યાનકાર પહેલા દિવસની માફક સમયને અનુસરતું વ્યાખ્યાન આપ્યું હતું અને ત્યારબાદ રા. ભુલાશંકર પંડિત ઉભા થયા હતા. તેમણે પણ સમયને અનુસરતું વિવેચન કીધું હતું જે ઘણુંજ ઉપયોગી તથા મનનીય છે. પછી બધા ભોજન કરવા સારૂ ઉઠયા હતા. ભોજન કાર્યથી પરવાર્યા પછી પરિષદ મંડપમાં બધા એકત્ર થયા, આ વખતે હાજરી ઘણી હતી. ગામના લોકો પધાર્યા હતા રાત્રે વિદ્યાર્થીઓએ બે સંવાદ નાટકની માફક ભજવી બતાવ્યા હતા, સંવાદમાં નડિઆદના તેર વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. સંવાદ તૈયાર કરનાર વિદ્યાર્થીઓજ હતા, એક સંવાદ વિદ્યાર્થી ભાઇલાલ પુરૂષોતમે અને બીજા નરસિંહભાઇ છગનભાઇએ બનાવ્યો હતો પહેલા સંવાદમાં પટેલોની ખટપટથી થતી નાતની ખરાબી, નાતમાં તડાં પડયાં દલાલી લેવી, અને ખોટી મોટાઇ બતાવવી, બાળલગ્ન કરવાં, કન્યા વિક્રય કરવો, કજોડાં કરવાં, પટેલોની જોહુકમી. એકનું ઘર ભંગાવવું અને બીજાનુ મંડાવવું, નાતમાં ઝેરવેર વધારવાં, ખોટાં કુલાભીમાન. પઈસાનો દુરૂપયોગ કરવો, લાંચ ખાવી, સારાં કામનાં એટલે સભા કે પરીષદમાં ભાગ ન લેવો. એટલુ તો નહિ પરંતુ તેને તોડી પાડવા માટે પ્રયાસ કરવો, વગેરે બાબતો સાથે જ્ઞાતિની ઉન્નતી માટે પ્રયત્ન કરવો પટેલોની જોહકમીનું જોર નરમ પાડવું, સત્યનુ સંશોધન કરી જાહેર કરવું, કુરિવાજો નાબુદ કરી સુરિવાજો દાખલ કરવા, બાળ લગ્ન અટકાવવાં, એક્તા કરવી નાતવરા કમી કરવા, વગેરે વિષયોનો આબેહુબ ચિતાર ખડો કીધો હતો. બીજા સંવાદમાં વૃધ્ધ ડાસમની અણસમજને લીધે છોકરાને કેળવણી ન આપતાં પઈસાના લોભમાં તણાઇ જઇ તેની જિંદગી બરબાદ કરવી અને છોકરાને અવળે માર્ગે જવા દેવો. ઘરાકનું કામકાજ કરવા છતાં તે-

મના તરફથી કદર નથી થતી, નાતમા ઝેરવેર ચાલતાં હોવાને લીધે પોતાના સંબંધીઓને પણ સંકટ સમય મદદ ન કરવી એટલું તો નહિજ પરંતુ તેના શિર પર દુઃખનો વધુ બોજો લાવવો, છેવટે કોર્ટ તરફથી સજા થતાં છોકરાની આંખો ઉઘાડવી, તેનું સારાં કાર્ય કરવા તરફ વલણ વળવું, તેને પોતાનાં પાપી કૃત્યો માટે અનહદ પશ્ચાતાપ થવો, વગેરે બાબતોનો ચિતાર પ્રેક્ષકો સમક્ષ ખડો કરવામાં આવ્યો હતો. આ બે સંવાદથી પરિષદમાં પધારેલ ભાઇઓ ઉપર સારી અસર થવા પામી હતી. પછી મોડી રાત્રે બધા નીદ્રાધીન થયા હતા.

**ત્રીજો દીવસ**

તા. ૨૭–૧૨–૨૭ ને મંગળવારે સવારમાં સ્નાનાદિ નિત્યકર્મથી પરવાની પરિષદ મંડપમાં બધાએ એકત્ર થઇ સંધ્યા કીધી હતી. આ વખતે રા. શિવરામ શર્માએ સંધ્યા કેવી રીતે કરવી તે સમજાવ્યું હતું રા. ફુલચંદ મગનલાલ માસ્તરે અને રા. લીલાધર ઝીણાભાઇ નાયી બ્રાહમણે ઉપવિત વિષે વિવેચન કીધું હતું તથા શ્રીમાન પંડિત જગન્નાથપ્રસાદ પાઠકે નાયી બ્રાહમણો અને ઉપવિત એ વિષય ઉપર વધુ પ્રકાશ પાડયો હતો ત્યાર પછી સવિતાગૃહમાં વિષય વિચારિણી સમિતી મળી હતી.

વિષયવિચારિણી સમિતિની બેઠકમાં પરિષદ સમક્ષ રજુ થનારા ઠરાવો ઉપર ગરમાગરમ ચર્ચા થઇ હતી અને ત્યારબાદ કેટલાક ફેરફાર સાથે મુળ ઠરાવ પસાર થયા હતા. વિષયવિચારણી સમિતિમાં જેટલી ચર્ચા થવી જોઇએ તેટલી દરેક ઠરાવ ઉપર થઇ હતી. એક પણ ઠરાવ એવો નહોતો પસાર કરવામાં આવ્યો કે જેને માટે ચર્ચા બીલકુલ ન થઇ હોય.

બપોરે ભોજન કરી પરવાર્યા બાદ પરિષદ મંડપમાં એકત્ર થયા. શરૂઆતમાં ઇશ્વર સ્તુતિ અને એકાદ બે કાવ્ય ગવાયા બાદ સભાના મંત્રી રા. શિવરામ શર્માએ પરિષદની ફતેહ ઇચ્છનારા અને પરિષદમાં હાજરી ન આપી શકવા માટે દીલગીરી દર્શાવનારા સંદેશા વાંચી સંભળાવ્યા હતા. પહેલી તથા બીજી પરિષદના પ્રમુખશ્રી હરજીવન મકનજી કુબ્બોયા બી. એ.—લીમ્બડી. બીજી ગુજરાત વાળંદ પરિષદના પ્રમુખ શ્રી કલ્યાણજી લાલજી શર્મા અને ભાવનગર અખિલ ભારતીય નાયી બ્રાહમણ મહાસભાના મંત્રી અને મહોપદેશક શ્રી પંડિત રેવતીપ્રસાદ

શર્મા એમ. આર. એ. એસ. લંડન ઇટાવા અખિલ ભારતવર્ષીય દ્વિતીય નાયી મહાસંમેલન કાનપુરના પ્રમુખ શ્રીમાન નારાયણરાવ ગણપતરાવ અમરતકર બી. એ. એલ. એલ. બી.–મોર્શી, શ્રીમાન ડોક્ટર રામેશ્વરપ્રસાદ શર્મા—કાનપુર, શ્રી દેવીચરણ યાજ્ઞિક–કાનપુર શ્રી પુંજાભાઇ ગોકળદાસ વાજા મોશી, શ્રી વાળંદ હીતેચ્છું મંડળ નૈરોબી, શ્રી નાયી બ્રાહ્મણ સભા હૈદ્રાબાદ શ્રી કાળીદાસ રણછોડદાસ વૈદ–વિજાપુર શ્રી અંબાલાલ વિઠલદાસ વૈદ્ય ખરગપુર જન્મભુમી પત્રના અધિપતિ શ્રી ચંદુલાલ નંદલાલ દેસાઇના સંદેશા મુખ્યત્વે કરીને હતા.

પછી ઠરાવો કરવાનું કામ હાથ પર લેવામાં આવ્યું હતું. પહેલો અને બીજો ઠરાવ પસાર થયા પછી બીજા ઠરાવને અમલમાં મુકવા માટે અપીલ કરવામાં આવી હતી. અપીલ કરનાર વ્યક્તિઓમાં મુખ્ય રા. શિવરામ શર્મા, રણછોડલાલ નાથાભાઇ માસ્તર ચાંગા, અને રા, ઝીણાભાઇ ચાંગા, અને રા, લીલાધર ઝીણાભાઇ નાયી બ્રાહ્મણ કરાંચી હતા લખણીનું કાર્ય લાંબા વખત સુધી ચાલ્યું હતું લગભગ સવા ચારસો રૂપીઆની લખણી થયા પછી પરિષદનું કાર્ય થોડો વખત મુલતવી રાખી બધા સાડા પાંચ વાગ્યાના સુમારે ફોટો પડાવવા માટે વાળંદવાડીમાંથી કાળકા-માતાની તલાવડીએ ગયા, તલાવડીના પગથીઆં ઉપર પ્રતિનીધીઓ, સભાસદો, પ્રેક્ષકો, અને સ્ત્રીઓ એક પછી એક એમ ગોઠવાઇ ગયાં. ફોટોગ્રાફરે બધાંનો ફોટો થોડી વારમાં પાડી લીધો. પછીથી એજ તલા-વડીયાં અંગકસરતના ખેલ વિદ્યાર્થી રામજીભાઇ પુંજાભાઈ વાજા, તથા મોહનલાલ પુંજાભાઇ વાજાએ શરૂ કીધા હતા ત્રીજા મોહનલાલ અંબારામ પારેખ પણ હતા, તેમણે એક પછી એક એમ બાર ખેલ કર્યા હતા. તેમાં પટા, મગદળ, બોક્ષીંગ ગલબ્ઝ, પીરામીડ, વગેરે ખેલો ઘણા સારા હતા. કરાંચીવાળા રા, લીલાધર ઝીણાભાઇ નાયી બ્રાહ્મણ તથા રા, રામ-જીભાઈ પ્રેમજીભાઇ નાયી બ્રાહ્મણ તરફથી પહેલા બે ખેલાડીઓને એક ઘડિઆળ બક્ષીસ તરીકે આપવામાં આવ્યું હતું. એટલું તો નહિજ પરંતું તેમને ભાવનગરવાળા રા, કુબેરદાસ માધવજી શર્મા તરફથી રૂ, ૫) નું ઇનામ મળ્યું હતું.

પછી બધા સરઘસના આકારમાં ગોઠવાઇ ગયા હતાં. સરઘસને મોખરે સ્વયંસેવકોની ટુકડી હતી. પાછળ પ્રમુખ સાહેબ, પ્રતિનિધીઓ, સભાસદો

અને મહેમાનો હતા અને તેમની પાછળ નડિઆદના ભાઇઓ હતા. સરઘસ પરિષદ મંડપમના દ્વાર આગળથી નીકળી સલુણુ દરવાજા, સલુણુ બજાર, સીંદુસી પોળ, ભોજવો કુવો, વડવો કુવો, કંસારા બજાર, કંસારાવાડ, મહી ચકલું, લખાવાડની કુઇ અને ડુમરાલ બજાર આગળ થઇ સંતરામ ભાગોળે આવેલી વાળંદની ખડકીમાં ઉતર્યું હતું રસ્તે ચાલતાં " બાહમણકા ઝંડા " તથા "સોતે નાયીઓંકો ફીરસે જગાતે ચલો " વગેરે કાવ્યો ગાતા ગાતા અને દરેક ચકલે નાયી બાહમણની જય, શિવરામ શર્માની જય, વગેરે પ્રકારની જય બોલતાં બોલતાં આગળ ચાલ્યો જતાં હતા, ખડકીમાં બધાને બેઠા પછી પાનસોપારી તથા ચા પાણી થયાં હતાં. પછી ગઈ પરિષદ વખતે જાહેર થએલા ઇનામી નિબંધોનું પરિણામ બહાર પાડવામાં આવ્યું હતું રૂા. ૧૯ ના ઇનામમાંથી રૂા, ૧૫ નડિઆદના વિદ્યાર્થીઓ લઇ ગયા હતા. પછી નડિઆદની નાત તથા નાયી બાહમણ સભા તરફથી પરિષદના પ્રમુખશ્રી રસવઇદ રઘુનાથ હરિભાઇને તથા સભાના મંત્રી શ્રી શિવરામ શર્માને એમ બેઉ જણને માનપત્ર આપવામાં આવ્યાં હતાં. માનપત્ર વાંચી સંભળાવ્યા બાદ તેનો જવાબ પણ તેમના તરફથી આપી દેવામાં આવ્યો હતો, પછી વિદ્યાર્થી ભાઇલાલ પુરૂષોતમને નડિઆદના વિદ્યાર્થીઓએ માનપત્ર આપ્યું હતું, માનપત્રનું કામ ખલાસ થઇ ગયા બાદ લખણીનું કામ શરૂ કરવામાં આવ્યું હતું, લખણી સવા ચારસો રૂપીઆથી વધીને સાઢી પાંચસોને આસરે પહોંચી ગઇ હતી. પછી રા, શિવરામ શર્માએ ઝોળી લઇ ભિક્ષા માગી હતી, ઝોળીમાંથી રૂ ૭-૮-૩ નીકળ્યા હતા, પછી મોડુ થઇ જવાથી બધા પરિષદ મંડપે જવા ઉઠયા હતા, અને સાથે સાથે શાંતિથી પરિષદ મંડપે ગયા હતા, ભોજ કુવા આગળ આવ્યા ત્યારે એક ભાટીઆ વાળંદ તરફથી પરિષદના પ્રમુખ, સભાના પ્રમુખ, મહાસભાના પ્રમુખ અને સભાના મંત્રીને પુરહાર અર્પણ કરવામાં આવ્યા હતા. પછી ધીમે ધીમે સૌ પરિષદ મંડપે ગયા હતા,

પરિષદ મંડપે પહોંચ્યા પછી પરિષદની અધુરી રહેલી કાર્યવાહી શરૂ થઇ હતી, કેળવણી ફંડની લખણી સાડી પાંચસોથી વધીને છસોને આસરે ગયા પછી બાકી રહેલા ઠરાવો પસાર કરવાનું કામ હાથ પર લેવામાં આવ્યું હતું, ઠરાવો પસાર થઇ ગયા બાદ બધા ભોજન કરવા માટે ઉઠયા હતા જમી રહયા બાદ ફરીથી પરિષદ મંડપમાં બધા એકત્ર થયા હતા, અને નવા વર્ષ માટે કાર્યવાહક કમિટીની ચુંટણી કીધી હતી, છેવટે પ્રમુખ સાહેબનો, પ્રતિનિધીઓનો, સભાસદોનો. સ્ત્રીઓનો. નડિઆદના

નાગરિકોનો, નડિઆદની જ્ઞાતિના ભાઇ બહેનોનો અને મહેમાનોનો આભાર માની પરિષદનું કાર્ય સમાપ્ત થએલું જાહેર કરવામાં આવ્યું હતું. પરિષદનું ત્રીજા દીવસનું ખર્ચ નડિઆદની નાતે ઉપાડી લીધું હતું. ચોથે દીવસે એકલા મહેમાનો માટે નડિઆદની ખાતે ખાવા પીવાનો પ્રબંધ કીધો હતો સ્ત્રીઓએ ગરબા પણ ગાયા હતા. ૮૫૦ પુરુષોએ અને ૧૫૦ સ્ત્રીઓએ પાંચમી ગુજરાત વાળંદ પરિષદનો લાભ એકંદરે લીધો હતો, પ્રતિનિધીઓ સભાસદો અને સ્વયંસેવકો ઓળખવા માટે દરેક પાસે ખા નોંખા બીલ્લા હતા. ચોથે દીવસે સાતે જણે વિધિસર ઉપવિત ધારણ કીધી હતી જતી વખતે ચોથી તથા પાંચમી પરિષદના પ્રમુખોને મહાસભાના પ્રમુખને અને સભાના મંત્રીને ભોજકુવાની ખડકીવાળા તથા દુધેશ્વર મહાદેવની પોળવાળા ભાઇઓએ ફુલહાર અર્પણ કીધા હતા અને મોટરમાં બેસાડી વિદાય કરવામાં આવ્યા હતા, સેનાપતિ પુરશોતમ ધુળાભાઇ તથા ભંડારી ભલાભાઇ ભીમભાઇએ સારી સેવા બજાવી હતી, વિદ્યાર્થી ભાઇલાલ પુરુશોતમ તથા વિદ્યાર્થી નારણભાઇ ખોડાભાઇએ પણ ઠીક સેવા કીધી હતી,

---

# પસાર થએલા ઠરાવો

ઠરાવોનું કાર્ય હાથ ધરવામાં આવતાં નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતાઃ—

(૧) આ પરિષદ ઠરાવ કરે છે કે ગુજરાત કાઠીઆવાડ નાયી બ્રાહ્મણ સભા તરફથી દર સાલ ભરવામાં આવતી "ગુજરાત વાળંદ પરિષદનું નામ "ગુજરાત કાઠિઆવાડ વાળંદ પરિષદ" રાખવું.

દરખાસ્ત મુકનાર—રા, કુબેરદાસ માધવજી શર્મા ભાવનગર

ટેકો આપનાર—રા' લીલાધર ઝીણાભાઇ નાયી બ્રાહ્મણ, કરાંચી,

વધુ ટેકો આપનાર—રા, વાડીલાલ જેઠાલાલ સોર્ટર, અમદાવાદ.

(૨) આ પરિષદ કોમમાં ચાલતા કેળવણી પ્રચારના કાર્યને વધુ વેગ મળે એ માટે ગુજરાત કાઠીઆવાડ નાયી બ્રાહ્મણ સભાને અંગે "નાયી બ્રાહ્મણ કેળવણી ફંડ" ની સ્થાપના કરે છે.

દરખાસ્ત મુકનાર—રા, શિવરામ ભુલાભાઇ શર્મા, વસો

ટેકો આપનાર—રા, નારાયણ ફુલચંદ શર્મા, પેટલાદ

(૩) ગુજરાત કાઠીઆવાડ નાયી બ્રાહ્મણ સભાની પ્રતિષ્ઠાને ઉન્નતીએ પહોંચાડવાને માટે શ્રીમચ્છીઆ ભારતવર્ષીય મંડળ "શ્રીમચ્છીઆ સંમેલન"

નું ગેરકાયદેસર રીતે " વાળંદ પરિષદ " ફેરવીને જ્ઞાતિમાં તેમજ જનસમાજમાં ભ્રમ ફેલાવ્યા બદલ તથા દ્વિતીય રિપોર્ટમાં ગુજરાત કાઠીઆવાડ નાયી બ્રાહ્મણ સભાના સુનંદા કાર્યકર્તાઓ ઉપર નિંદ્ય, હલકટ અને જુઠાણાથી ભરપુર આક્ષેપો મુકયા બદલ અને વડોદરા તથા ચાણોદ મુકામે નાયી બ્રાહ્મણ સિદ્ધાન્ત માનનારાઓનું અસહ્ય અપમાન કર્યા બદલ આ પરિષદ સખત વિરોધ જાહેર કરે છે અને આવા કામમાં આગળ પડતો ભાગ લેનાર ઉકત મંડળના આપખુદ સંચાલક ભાઇલાલ ગોવિંદજી કે જે વચનભંગી તથા સુલેહભંગી તરીકે નાતમાં જાહેર થયેલા છે તેમના તરફ ધૃણાની નજરે જુએ છે.

દરખાસ્ત મુકનાર—રા, કેશવલાલ રઘુનાથ વઇદ, વઢવાણ

ટેકો આપનાર— રા, છગનલાલ સોમેશ્વર શર્મા, માતર

(૪) બંગાળા પ્રાન્તના મયમેનસીંગ જીલ્લાના ખર્મા ગામના આપણા જ્ઞાતિ બંધુશ્રી બાબુરામની ધર્મ પત્ની હેમંતબાળાએ પોતાના અમુલ્ય શિયળરૂપી ધનનું રક્ષણ કરવાને મટે તેનાજ પાડોશી નરપીચાશ જગેન્દ્રચન્દ્રને કુહાડા વતી ઠાર કરી જે વીરતા બતાવી આપણી કોમનું ગઉરવ વધાર્યું છે અને જગતમાં અમરકીર્તી સંપાદન કરી છે તે બદલ આ પરિષદ અભિનંદન આપે છે,

દરખાસ્ત મુકનાર—રા. રણછોડલાલ નાથાલાલ માસ્તર, ચાંગા
ટેકો આપનાર—રા. પોચાભાઇ બાપુજી કોન્ટ્રાકટર, ઠાસરા
વધુ ટેકો આપનાર—રા, સોમેશ્વર વિઠ્ઠલદાસ શર્મા, કપરૂપુર

---

# શીયળ બચાવનાર વાળંદ વીરાંગના.

પાંચમો ઠરાવ રજુ કરવામાં આવ્યો ત્યારે નીચેનો લેખ વાંચી સંભળાવવામાં આવ્યો હતો:—

બંગાળાના મયમેનસીંગ જીલ્લાના ખર્મા ગામનો આ પ્રસંગ છે. જયારે હિંદુપતની પડતીનો અધકાર છવાયો છે ત્યારે આર્ય અબળાને પ્રાણથીએ મોંઘા શીયળને ખાતર રણચંડી શાં શુરાતન રેલાવની એક ૧૮ વર્ષ હિંદુ યુવતીનો મરદોને પણ શરમાવનારો આ એક અમર પ્રસંગ બને છે.

ફકત બેજ માસની એ વાત. બાબુરામ નામના વાળંદની એ વીરાંગન પત્ની ૧૮ વર્ષની યૌવનની ફુલવેલ. એના સૌન્દયની જોડ નહોતી. ચંપાની

કળીશી એ રૂપસુંદરી ઉપર તેનો ધનવાન પડોશી જગેન્દ્રચંદ્ર મોહિત થયો; નિર્ધન છતાંયે શીયળવતી એ અબળાએ તેને ધુતકાર્યો. વાસનાના લંપટ જીવોને ફીટકારની પરવા કેવી ? ખાસડાંના માર ખાનાર દુરાચારીઓને શરમ કેવી ? એ મોહાંધ જીવડાએ સુંદરીના ચરણમાં ધનના ઢગલા વાળ્યા સુંદરીએ તેની ભેટ સોગાદોને ઠોકર મારી ! ગરીબ છતાંયે પતિ તેનો પ્રભુ હતો. તેનો લુખો રોટલો ને છાશ એ સુંદરીના જીવનનું અમૃત હતું. એ પતિનો પ્રેમ એ તેનું જીવન હતું.

પણ કામાતુરને ભય કે લજ્જા નહિ એ સુત્ર કંઇ કલ્પના નથી. સૌન્દર્યનો એ શીકારી એટલેથી ન શરમાયો—ન લજવાયો. એ નરપશુએ સૌન્દર્યનો ભોગ લેવાનો લાગ શોધ્યો. એક તક મળી ગઇ. પેલો વાળંદ પરગામ હતો. સવારના દશ વાગ્યા હતા. બપોરના લુખાસુકા ભોજન માટે એ સુંદરી હેમંતબાલા—હાથે લાકડાં ચીરીને રસોઇ બનાવવાની તૈયારી કરતી હતી. તેનું ગૌરબદન—કુહાડાતા હલનચલનથી તેના મૃદુ હાથની બંગડીઓનો ઉઠતો મંજુર સ્વર અને ભરયૌવનથી વિકસિત એ સુંદરીનાં અંગો સોહવતો નાગપાશ શો કાળો ભમ્મર કેષ કલપ—એ વાસના ભોગીને મોહાંધ કરવા બસ હતો. તે બે ડગલાં આગળ ગયો. હેમંતબાલાને પકડી ફુલનો ગુચ્છ પીંખે તેમ પીંખવા માંડી અને પાસેના એક ઓરડામાં ઉચકી જઇને બળાત્કારની કોશીષ કરી. હેમંતબાલા અબળા હતી. ઇશ્વરે તેને નાજુકતા અને સૌન્દર્ય અર્પ્યાં હતાં પણ એ નાજુકાઇ—એ સૌન્દર્ય શું લંપટના ભોગ માટે ? એના ભીંતરમાં સ્ત્રીત્વનું જોમ પ્રજળી ઉઠ્યું અને " જરા સબુર, હું છેડો સમારૂં " એમ કહીને વીજળીની જેમ છુટી ! પાસે પડેલો કુહાડો લીધો અને એ નરપશુનું કપાળ ચીરી નાખ્યું !

અને સુર્ય ઉગતા આભલાં ફાટે તેમ એ કુહાડો પડતાં એ વાસનાના કીડાનાં મોહપડળો ફાટયાં—કુતરૂં નાસે તેમ નાઠો પણ હવે હેમંતબાળા ચંપક—વર્ણી—યૌવનમસ્ત સુંદરી કરતાં કોઇ જુદીજ હતી ? શીયળ અને સ્ત્રીત્વની સંરક્ષક દુર્ગા હતી ? તે પાછળ પડી. અને એક પછી એક સાત કુહાડા માર્યા તેના દેહમાં ગબદાળાં પડ્યાં—તે તુટી પડ્યો અને ઘેર જઇને એક કલાક પછી ઢળી ગયો. પણ હાય ! કાયદો આડે આવ્યો ! કાયદાએ સુંદરીનું શીયળ ન સાચવ્યું, પણ કાયદાએ તેને ફાંસીનો માંચડો બતાવ્યો. શીયળના રક્ષણ માટે ઝુઝનાર એક વીરલ વીરાંગના ઉપરની મોટી અદાલતમાં કેસ ચાલ્યો ! ન્યાયાધીશે પણ એ સ્વમાનધન સુંદરીના વીરત્વની પ્રશંસા કરી અને કોર્ટ ઉઠતાં સુધીની સજા કરીને હેમંતબાળાને મુક્ત કરી.

પણ એટલુંયે શા માટે ? એ કેસ—એ જુબાનીઓ—એ વિકરાળ મૃત્યુની કારમી આફતો અને એ ફાંસીના ભણકારા શા માટે ? આવી વીરાંગનાઓનાં ચરિત્રો એ નિર્માલ્યની સંજીવન શકિત નથી ? પુરૂષાર્થહીન હિંદુપ્રજાની પ્રેરક જ્યોતિ નથી ? એને શિરપાવ શોભે કે સજા ? અને ત્યાંની આસભાએ હેમં-તબાળાને મોતીનાં ફુલે વધાવી અને ક્ષત્રાણીનાં શુકન તરીકે સીંદુર અને ખંજરની ભેટ આપી ! પણ સમસ્ત હિંદનો હિંદુસમાજ એ વીરનારીને અંતરની પ્રેમાંજલિથી નવાજશે. ધન્ય છે એ આર્ય અબળાને ?

**પ્રકાશકની નોંધ**—એ અબળાને અમારા લાખો વાર વંદનાહજો એના જેવી અબળાઓ જ્યારે હિંન્દુસ્તાનમાં પાકશે ત્યારે અમારે સ્વરાજ માંગવાનું નહી હોય ત્યારે અમારે ભીખ માં-ગવાની નહી રહે પરમાત્મા પ્રત્યે અમારી અરજ હોય તો એજ હજો કે ઓ દયાળુ પરમાત્મા અમારી ઉપર દયા કરીને આવી વીર રમણીયો અમારા દેશમાં ઉત્પન કર એજ અમારી પ્રાર્થના છે આજીજી છે વીનતી છે.

લી:—કેશવલાલ

તા. ક. વાળંદ ભાઇઓ તમારા ઠરાવની વચે મેજે આ બે બોલ લખ્યા છે તેને માટે મને માફ કરસો આ લખાણુ વાંચીને મારી કલમ હાથમાં ન રહેવાથી આટલું લખાણુ મે કર્યું છે તેને માટે ફરીથી માફી માગુછું,

(૫) આપણી ગુજરાત કાઠિયાવાડ નાયી બ્રાહ્મણ સભાના સંચાલક રા. શિવરામ શમા જેવા વીરનરને જન્મ આપનાર માતુશ્રી દિવાળીબાના ખેદજનક અવસાન માટે આ પરિષદ દીલગીરી જાહેર કરે છે અને તેમના અમર આત્માને શાંતિ તથા કુટુંબીજનોને ધૈર્ય બક્ષે એવી પ્રત્યે પ્રાર્થના કરે છે.

દરખાસ્ત મુકનાર—રા. મોહનલાલ અંબારામ પારેખ, ન ? દાવાદ

ટેકો આપનાર—રા. પુરૂષોતમ રાજાભાઇ ભાયાણી, અકોલા.

(૬) ગુજરાત પ્રાતીય વઇદ સંમેલનનું અધિવેશન અમદાવાદમાં મળ્યું તે વખતે "વાળદોએ આયુર્વેદને કલંકિત કર્યો છે" એવો આક્ષેપ મુકીને આપણી કોમના પરંપરાગત ધંધાને જે હાનિ પહોંચાડી છે તે બદલ આ પરિષદ ખેદ પ્રકટ કરે છે.

દરખાસ્ત મુકનાર—રા. વેલજીભાઇ સવજીભાઇ માસ્તર, રીબ

ટેકો આપનાર—રા. ફુલચંદ મગનલાલ માસ્તર, અમદાવાદ

(૭) ગુજરાત કાઠિયાવાડ નાથી બાહ્મણ સભાને અંગે " મહિલા પરિષદ " ભરવાને માટે લોકમત કેળવવાનો આ પરિષદ ઠરાવ કરે છે.

દરખાસ્ત મુકનાર—રા. શિવરામ ભુલાભાઈ શર્મા. વસો

ટેકા આપનાર—રા. રણછોડલાલ નાથાભાઈ માસ્તર, ચાંગા

વધુ ટેકા આપનાર—રા. રામજીભાઇ પ્રેમજીભાઇ નાથીબાહ્મણ કરાંચી

---

# કાર્યવાહક કમિટીના સભ્યો.

નવા વર્ષ માટે નીચેના સભ્યો કાર્યવાહક કમિટીમાં ચુંટાયા છે.

૧ પ્રમુખ—શ્રી રસવઇદ રઘુનાથ હરિભાઇ વઢવાણ

૨ ઉપપ્રમુખ—શ્રી વાડીલાલ જેઠાલાલ સોર્ટર' અમદાવાદ

૩ મંત્રી અને તંત્રી—શ્રી શિવરામ ભુલાભાઇ શર્મા, વસો.

૪ ઉપમંત્રી—શ્રી મોહનલાલ ગોવિંદજી ભટ્ટી, અમરેલી'

૫ કોષાધ્યક્ષ—શ્રી ફુલચંદ મગનલાલ માસ્તર, અમદાવાદ

૬ પુસ્તકાધ્યક્ષ—શ્રી ખોડાભાઇ ભીખાભાઇ માસ્તર, કરમસદ

૭ વ્યવસ્થાપક—શ્રી મોહનલાલ અંબારામ પારેખ, મહેમદાવાદ

૮ શ્રી પોચાભાઈ બાપુજી કોન્ટ્રાકટર, ઠાસરા

૯ શ્રી કલ્યાણજી ભલજી શર્મા, ભાવનગર

૧૦ શ્રી નારાયણ ફુલચંદ શર્મા, પેટલાદ

૧૧ શ્રી રણછોડલાલ નાથાભાઇ માસ્તર ચાંગા

૧૨ શ્રી મોતીલાલ મથુરદાસ, ડભાણ

૧૩ શ્રી કેશવલાલ રઘુનાથ વઈદ વઢવાણ

૧૪ શ્રી વેલજીભાઇ સવજીભાઇ માસ્તર, રીંઝ

૧૫ શ્રી લીલાધર ઝીણાભાઇ નાથી બાહમણ, કરાંચી

૧૬ શ્રી પુરૂષોતમદાસ રાજાભાઈ ભાયાણી અકોલા,

૧૭ શ્રી સામજીભાઈ પુરશોતમ નાથી બાહમણ ભાવનગર

૧૮ શ્રી હરજીવન મકનજી કમ્બોયા બી. એ. લીમ્બડી

૧૯ શ્રી સોમેશ્વર વિઠ્ઠલદાસ શર્મા, કપડવંજ

૨૦ શ્રી શંકરલાલ છગનલાલ વઇદ, નડીઆદ

૨૧ શ્રી ગોરધનદાસ છગનલાલ માસ્તર, ધોળકા

---

# અગાઉથી ગ્રાહક થનારના નામ

૫ રા, શંકરલાલ છગનલાલ વઇદ નડીઆદ
૫ ગુજરાત કાઠીયાવાડ નાયી બ્રાહમણ સભા
૫ વઇદ કેસવલાલ રઘુનાથ વઢવાણ
૫ રા, સીવરામ ભુલાભાઇ શર્મા, વસો
૫ રા, મોદી તારાચંદ મોતીચંદ મુ. હીમતનગર
૫ રા, મોતીચંદ ધરમચંદ પેઢામલી
૫ રા, મોહનલાલ જેચંદ ભરૂચ
૫ રા. આત્મારામ નારણદાસ ,
૫ રા, રામેશ્વર ગંગારામ મુંબાઇ
૫ રા, ખુબચંદ ડાહાલાલ મુ. થરાદ
૫ રા, જેસીંગભાઇ અમરતલાલ અમદાવાદ.
૫ રા રતીલાલ કેશવલાલ ,,
૧ અખિલ ભારતીય નાયી બ્રાહમણ મહાસભા
૧ નાયી બ્રાહમણ સભા અમદાવાદ
૧ નાયી બ્રાહમણ સભા નડિઆદ
૧ નાયી બ્રાહમણ સભા કરાંચી
૧ નાયી બ્રાહમણ સભા હઇદ્રાબાદ
૧ રા, વાડીલાલ જેઠાલાલ સૉર્ટર અમદાવાદ
૧ રા, મોહનલાલ અંબારામ પારેખ મહેમદાવાદ
૧ રા, મોતીલાલ મથુરભાઇ ડભાણ
૧ રા. પોચાલાલ બાપુજી કૉન્ટ્રાકટર થાસરા
૧ રા, લીલાધર ઝીણાભાઈ નાયી બ્રાહમણ કરાંચી
૧ રા, રામજીભાઇ પ્રેમજીભાઈ નાયી બ્રાહમણ કરાંચી
૧ રા, પુરશોતમ રાજાભાઇ ભાયાણી અંકોલા
૧ રા, પુંજાભાઈ ગોકળભાઇ વાજા મોટીપાણેણી
૧ રા, સામજીભાઇ પુરશોતમ નાયી બ્રાહમણ ભાવનગર
૧ રા, લાલજીભાઈ આબાભાઇ નાયી બ્રાહમણ મોરબી
૧ રા, ફુલચંદ મગનલાલ માસ્તર અમદાવાદ
૧ મોહનલાલ ગોવિન્દભાઈ ભટ્ટી–અમરેલી.

જગ્યાની તંગાસને લીધે બાકીના નામો જાહેર કર્યા નથી. તેને માટે માફી માગું છું.

લી. તમારો
કેશવ

સમાપ્ત

# યુવાનોને સંદેશો

જો તમારામાં દેશની લાગણી હોય, દેશ પ્રત્યે પ્રેમ હોય,
જો તમે સ્વતંત્રતા ચાહતા હો, સ્વરાજ્ય માંગતા હો
હિંદને પરતંત્રતાની બેડીમાંથી છોડાવવા ઇચ્છતા હો,
હિંદને આઝાદ કરવાની તમારી ભાવના હોય, દેશનું,
જાતીનું સમાજનું, અને ધર્મનું તમારામાં ગૌરવ હોય,
તમારી નસેનસમાં દેશપ્રેમનું લોહી વહેતું હોય,
દેશમાં કરોડો માણસો ભુખે મરે છે તેના પ્રત્યે દયા હોય,

## તો શું કરશો ?

હિંદમાં હુન્નરને ખીલવો. દેશી હુન્નરને ઉત્તેજન આપો. જે ચીજો તમારા દેશમાં બનતી હોય તેને ખરીદો અને ઉત્તેજન આપો. જે ચીજની તમારે જરૂર છે, તેના સીવાય ચાલતું ન હોય, તેવી ચીજો અહીંયા બનાવો.

## કહો તમારાથી બનશે કે ?

એક નહિ પણ અનેક હુન્નર બનાવીને દેશને ચરણે ધરો અને જગતને જાહેર કરે કે હિંદુસ્તાનમાં કળા છે, કૌશલ્ય છે, કારીગીરી છે.

## આટલી આશા

હિંદુસ્તાન તમારી પાસે રાખે તેમાં નવાઇ શું ?

**લી૦ તમારો "કેશવ."**